## શ્રીમત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળાનો

# ઉપોદ્ઘાત.

વડોદરાના શ્રીમત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર સન ૧૮૮૨ મા અમદાવાદ પધાર્યા તે પ્રસગે તેમણે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીને રૂ ૫૦૦૦ બક્ષીસ કર્યા માટે સોસાઇટીએ તેમને પોતાના મુરબ્બી ( પેટ્રન ) ઠરાવ્યા છે, અને તે રકમ તેમના નામથી જુદી રાખી તેનુ વ્યાજ તેમને નામે ગ્રન્થો રચાવવામા, ગ્રન્થો છપાવી પ્રસિદ્ધ કરવામા અને ઉત્તેજન દાખલ ગ્રન્થો ખરીદ કરવામા વાપરવાનો ઠરાવ કર્યો છે તે પ્રમાણે આજ સુધીમા નીચે પ્રમાણે પુસ્તકો "શ્રીમત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ ગ્રન્થમાળા" તરીકે પ્રસિદ્ધ કરવામા આવ્યા છે –

૧. ગ્રીસ દેશનો ઇતિહાસ
૨ વિધવાવપન અનાચાર
૩ હિંદના મહારાણી અને તેમનુ કુટુબ
૪ ભાલણસુત ઉદ્ધવકૃત રામાયણ
૫ કર્તવ્ય
૬ બર્નિયરનો પ્રવાસ
૭ ઔષધિ કોષ ભાગ ૧ લો
૮ અકસ્માત વખતે મદદ અને ઈલાજ
૯ હેન્રી ફૉસેટનુ જીવનચરિત્ર
૧૦ હિંદની ઉદ્યોગ સ્થિતિ
૧૧ મરાઠી સત્તાનો ઉદય
૧૨ હિંદુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ ભાગ ૩ જો બ્રિટિશ રિયાસત
૧૩ ,, ,, " ભાગ ૧ લો મુસલમાની રિયાસત.
( બે વિભાગમા )

# પ્રસ્તાવના.



શ્રીયુત્ ગોવિંદ સખારામ સરદેસાઈએ હિંદુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ લખીને મરાઠી ભાષા ઉપર જે અનહદ ઉપકાર કર્યો છે, તેનોજ કંઇક લાભ ગુજરાતી વાચકોને આપવાનો ગુ. વ. સોસાઇટીનો આ પ્રશંસનીય પ્રયત્ન છે. "મરાઠી રિયાસત" નો પૂર્વાર્ધ તેમણે પ્રથમ સને ૧૯૦૨ માં પ્રકટ કર્યો, તે વખતે મરાઠી ઇતિહાસની ઘણી મહત્વની બાબતો ઇતિહાસની દષ્ટિથી ચર્ચાતી હતી અને પછીનાં વર્ષોમાં એવી અગત્યની વાતો બહાર આવી કે એ પ્રથમ આવૃત્તિમાં ઘણો સુધારોવધારો થઈને સને ૧૯૧૫ માં બીજી વિસ્તૃત આવૃત્તિ તદ્દન નવાજ સ્વરૂપે બહાર પડી.

આ ગુજરાતી અનુવાદ એ બીજી આવૃત્તિને અનુસરીને કરેલો છે. અક્ષરસઃ ભાષાંતર નથી, પણ આશયને અનુસરીને ઘટતી છૂટ લઇ અનુવાદ કરેલો છે. ભાષાના સ્થળને લગતી કેટલીક વિગતો જે ગુજરાતી વાચકને નિરૂપયોગી લાગે તેવી છોડી દીધી છે. બાકી બધી ઐતિહાસિક વિગતો મૂળનો હેતુ સાચવીને બને તેટલા વિસ્તારથી આપવા પ્રયત્ન કર્યો છે. આશા છે કે ગુજરાતી વાચકોને મૂળ લેખકનો આ રીતે સારો પરિચય થશે, અને આ પુસ્તક દ્વારા ગુજરાતી વાચક વર્ગ ઉપર શ્રીયુત્ સરદેસાઇનો ઘણો આભાર થશે.

મરાઠી ઇતિહાસ માટે સ્વ૦ ન્યાયમૂર્તિ રાનડે તેમજ ડૉ૦ ભાંડારકરના વખતથી પ્રબળ પ્રયત્નો શરૂ છે; અને કેટલીક મંડળીઓ તથા રા. રાજ્વાડે જેવી વ્યક્તિઓ તે માટે અપૂર્વ ઉત્સાહથી ઉદ્યોગ ચલાવે છે. આ બધાને પરિણામે મરાઠી ઇતિહાસમાં અનેક નવાં પ્રકરણો ઉમેરાતાં જાય છે, અને પૂર્વે સત્ય તરીકે મનાયેલી ઘણી વિગતો ખોટી ઠરી, તેનાં ખરાં સ્વરૂપો બહાર આવતાં જાય છે. વિદેશી પ્રજાએ લખેલા ઇતિહાસોમાં એ રીતે મહત્વના ફેરફારો થતા

જણાય છે, અને જે, તે પ્રજાનો ઇતિહાસ જે તે પ્રજાએ જાતે સંશોધન કરીને લખવાની જરૂર સાબીત થતી જાય છે. શ્રીયુત સરદેસાઇએ આ દિશામા અથાગ પરિશ્રમ અને પ્રયાસ કર્યો છે, જેની પ્રતીતિ આ પુસ્તક વાચવાથી દરેક વાચકને અવિલબે થશે.

આ ઉપરથી આપણે ગુજરાતીઓને એક વાત ધડો લેવા જેવી જણાય છે કે મહારાષ્ટ્રની પેઠે ગુજરાતના ઇતિહાસ માટે પણ આવીજ રીતે પ્રબળ પ્રયાસ થવાની જરૂર છે. મરાઠી પ્રજાનો વિકાસ, સ્વભાવ, બંધારણ, વગેરે જેમ આ મરાઠી ઇતિહાસ ઉપરથી વ્યક્ત થાય છે, તેમજ ગુજરાતી પ્રજાના સ્વભાવ, બંધારણ, અને વિકાસ વગેરે સમજાવનારો ગુજરાત દેશનો સ્વતંત્ર ઇતિહાસ ક્યારે થશે ? આ દિશાએ આપણા વિદ્વાનો પ્રયાણ ક્યારે કરશે ? વિદેશી લેખકોની અધુરી હકીકતો એ રીતે ક્યારે પૂરી થશે ? અને તેમના તેમની દૃષ્ટિથી કરેલા અનુમાનો આપણી દૃષ્ટિથી આપણે ક્યારે તપાસીશુ ? આપણા કેટલાક લેખકોની એ દિશા છે. સ્વ. ભગવાનલાલ ઇંદ્રજીએ કરેલો તેમજ સ્વ હ. હ. ધ્રુવનો પ્રયાસ ભૂલી શકાય તેમ નથી. પણ હજી ઘણા લેખો. તામ્રપત્રો, સિક્કાઓ, દંતકથાઓ, લોકગીતો વગેરે મળી શકે કે જેમાથી સંખ્યાબંધ પ્રકરણો રચી શકાય અને ઇતિહાસની ઉલટાસુલટી વાતોનો આધાર સાથે ઉકેલ લાવી શકાય.

શ્રી. કનૈયાલાલ મા. મુનશી આ વિષયમાં પ્રયત્ન કરી રહ્યા છે, અને તેમની નવલકથાઓમા ગુજરાતના ઇતિહાસની ઘણી નવી વાતો બહાર આવે છે. પણ તે નવલકથાઓ હોવાથી ઇતિહાસ તરીકે તેની કિંમત ગણી શકાય નહિ રા. નારાયણ વિસનજી ઠક્કુરે પણ એ વિષયની કેટલીક મહત્વની નવલકથાઓ લખી, "ગુજરાતી" પત્રદ્વારા પ્રસિદ્ધ કરી છે અને કરે છે. પણ તે સર્વેમા શુદ્ધ ઇતિહાસના કરતા વાર્તા-વિષયક કલ્પનાનું ઉમેરણ વિશેષ હોવાથી તેની ઐતિહાસિક દૃષ્ટિએ કિંમત અંકાય નહિ, અને એટલાજ માટે આ દશામાં શુદ્ધ ઇતિહાસની દૃષ્ટિથી પ્રયાસો થવાની અગત્ય છે

પ્રભુ આ દિશામાં ગુજરાતના વિદ્વાન લેખકો અને શોધકોને વાળે એવી ઉચ્ચ અભિલાષા રજુ કરી આ મૂલ્યવાન ગ્રંથના મૂળ લેખકના ગુજરાતી વાચક વર્ગ ઉપર થએલા ઉપકારની તેમજ આ અનુવાદ કરવામાં મને મારા મિત્ર દેવચંદ રામજી ઠકરે કરેલી મદદ-થી નોંધ કરવાની રજા લઉં છું.

હું ગુ. વ. સોસાઈટીમાં આસિ. સેક્રેટરી હતો તે વખતે એટલે ઈ. સ. ૧૯૦૯–૧૦ ની સાલમાં આ અનુવાદ કરવાનું કામ મને સોંપાયું હતું. મૂળ ગ્રંથની પહેલી આવૃત્તિ ઉપરથી ભાષાન્તર તૈયાર કરી આપવામાં લાંબી મુદત ગઈ, તેવામાં બહોળા સુધારાવધારા સાથે મૂળ ગ્રંથની બીજી આવૃત્તિ બહાર પડી એટલે પ્રથમનું ભાષાંતર રદ કરી બીજી આવૃત્તિ ઉપરથી તદન નવેસર આ અનુવાદ કરવો પડ્યો, તેથી, તેમજ હું મારા બીજા વ્યવસાયમાં રોકાઈ પડ્યો તેથી, આ પુસ્તક ગુજરાતી વાચકો આગળ રજુ કરવામાં ઘણો લાંબો કાળ ગયો છે તે માટે તો મારે ક્ષમાજ માગી લેવાની છે.

આ ગ્રંથનો ઉત્તરાર્ધ પ્રેસમાં અપાઇ ગયો છે એટલે હવે તે જલદી બહાર પડશે એવી આશા છે.

સોસાઈટીની વ્યવસ્થાપક કમિટીએ, આ પુસ્તકની ૧૦૦૦ વધુ નકલ "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા" માટે સાથે સાથે છપાવી લેવાની પરવાનગી આપી છે, તે બદલ હું તેમનો ઘણો આભારી છું.

**અમરેલી**, તા. ૨૦–૮–૨૫<br>ભાદરવા સુદી ૧, સંવત ૧૯૮૧. } **જીવનલાલ અમરશી મહેતા.**

## સાંકળિયું.





# હિંદુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ.

## ભાગ બીજો.

## મરાઠી રિયાસત—પૂર્વાર્ધ.

### પ્રકરણ ૧ લું.

#### પ્રાચીન રાજ્યો.

(૧) ઉદ્દેશ—હિંદુસ્તાનનો અર્વાચીન કાળનો ઇતિહાસ આપવાનો આ પુસ્તકનો આશય હોવાનું પહેલા ભાગમા જણાવ્યું છે. એ અર્વાચીન કાળની મર્યાદા ઇ. સ. એક હજારથી લગભગ બાધેલી છે. એ કાળનો મુસલમાની સમયનો ઇતિહાસ પહેલા ભાગમાં આપેલો છે, તેને જોડીને આ ભાગમાં મરાઠી સમયનો ઇતિહાસ આપવાનો છે. અર્વાચીન મરાઠાઓનો ઇતિહાસ શિવાજીથી શરૂ થાય છે. પણ શિવાજીનો રાજ્ય મેળવવાનો પ્રયત્ન સમજવા સારૂ મરાઠાઓનું પૂર્વ વૃત્તાંત જાણવું જોઇએ. આ પૂર્વ વૃત્તાંતમાં મરાઠાઓનો દેશ, તેમના જૂનાં રાજ્યો, તેમની ભાષા અને ધર્મ ઇત્યાદિ બાબતો થોડે ઘણે અંશે જાણવી ઘટે. આ માહિતીથી મરાઠાઓનું સ્વભાવરહસ્ય જણાય અને હાલનાં મરાઠા રાજ્યોનો વિકાસ કેમ થતો ગયો તે પણ સમજી શકાય. એટલા માટે એ બાબતોની ઉપલબ્ધ માહિતી અહીં પ્રથમ આપવી ધારી છે. એટલું કહેવાની જરૂર છે કે મરાઠાઓની અને તેમના પ્રાચીન ઇતિહાસની સુસંગત અને સંપૂર્ણ વિગતો હજી એકત્ર કરેલી મળેલી નથી. તે અનેક ગ્રંથો પરથી તારવી કાઢવી પડે છે. વિદ્વદ્વર્ય ડા૦ ભાંડારકરે "દક્ષિણનો પ્રાચીન ઇતિહાસ"

ઘણી જ મહેનતથી લખેલો છે, તેજ આ માહિતીને મુખ્ય આધારરૂપ છે એ સિવાય બીજા પણ કેટલાક વિદ્વાનો પ્રાચીન ગ્રંથો, શિલાલેખો, સિક્કા, તામ્રપટ વગેરે સાધનોથી આવી માહિતી પ્રસિદ્ધ કરે છે. એટલે આ બાબતોની ચર્ચા હજી શરૂ છે અને તેનો નિશ્ચય હજી થયેલો નથી

(૨) **મહારાષ્ટ્રનું મૂળ**—'મહારાષ્ટ્ર' આ શબ્દ ઇ સ ના લગભગ આરંભથી પ્રચારમા છે પુરાણકારોએ અને ગ્રીક લોકોએ એ ભાગને 'દક્ષિણાપથ' નામ આપેલું છે ચીનાઈ પ્રવાસી ફાહ્યાન જે પાચમી સદીમા આ દેશમા આવેલો, તેણે એ ભાગને માટે 'દક્ષિણ' શબ્દ વાપરેલો છે. બીજા કેટલાકે 'દડકારણ્ય' એવુ નામ આપેલુ છે.

**दण्डकारण्ये देशे, गोदावर्याः दक्षिणेतीरे, कृष्णावेण्ययोः उत्तरे तीरे** આવા શબ્દો મહારાષ્ટ્રના નિત્ય નૈમિત્તિક કર્મના સકલ્પમા વાપરવામા આવે છે. રામાયણ મહાભારતમા 'મહારાષ્ટ્ર' શબ્દ મળી આવતો નથી. વિદર્ભદેશ, દડકદેશ, વેણાતીરદેશ, કરહાટક, વગેરે કેટલાક નામ મહાભારતમા આવે છે અને તે હાલના મહારાષ્ટ્ર પૈકીના જ છે. મહારાષ્ટ્રની હદ ઉત્તરમા વિન્ધ્યાચળથી દક્ષિણમા કૃષ્ણા નદી પર્યંત છે અને મરાઠી ભાષા પણ તેટલા જ ભાગમા ચાલે છે.

મહારાષ્ટ્ર શબ્દની ઉત્પત્તિ રા. રાજવડે આ પ્રમાણે આપે છે – "જે દેશપર રાજાનુ રાજ્ય ચાલે છે તે રાષ્ટ્ર, અને તેમા વંશપરંપરા વફાદારીથી રહેનારા જે લોક તે રાષ્ટ્રીય એ રાષ્ટ્રના જે અધિકારી તે રાષ્ટ્રિક ભૃગુસહિતામા આ શબ્દ આવે છે. અશોકના શિલાલેખોમા જે રાસ્તિક કે રાસ્ટિક શબ્દ છે તે આનો જ અપભ્રશ છે. દડકારણ્યમા આર્યો વસવા લાગ્યા પછી તેમા જે અધિકારી થયા તે રાષ્ટ્રિક અને મોટા અધિકારી તે મહારાષ્ટ્રિક કહેવાયા. જેમ સામતોમા મુખ્ય હોય તે મહાસામત કહેવાય તેમ. અને એ મહારાષ્ટ્રિકોનો જે દેશ તે મહારાષ્ટ્ર"

દેશના નામ બહુધા તેમા રહેનારા લોકોના નામ પરથી પડે છે.

આર્યલોકો વાયવ્ય ખૂણેથી હિંદુસ્તાનમાં આવ્યા તે એક સાથે આવેલા નથી. બે જુદા જુદા સંઘો જુદા જુદા વખતે અને જુદા જુદા રસ્તે આ દેશમાં આવેલા. પહેલો સંઘ પંજાબથી પૂર્વ દિશાએ પ્રસર્યો અને તે પછી ઘણા વખતે બીજો સંઘ તેમાં આવીને ભળ્યો. આ હકીકત ભાષાશાસ્ત્ર અને શરીરના માપ પરથી સિદ્ધ થાય છે. અને એ જ કારણથી સૂર્યવંશ અને ચંદ્રવંશ એવા ક્ષત્રિયના બે મોટા વર્ગ પડેલા છે. આ દેશનું "ભારતવર્ષ" એવું જે નામ પડ્યું, તે ચંદ્રવંશી દુષ્યન્ત રાજાના પુત્ર ભરત ઉપરથી નહીં, પણ એ ચંદ્રવંશ પહેલાં ઘણાં વર્ષ પૂર્વે એક સૂર્યવંશી ભરત રાજા થઇ ગયો તે પરથી પડ્યું છે. એ ભરતનો ઉલ્લેખ ઋગ્વેદમાં છે, અને મહાભારતના તથા પુરાણોમાના ઉલ્લેખો આ અનુમાનને પુષ્ટિ આપે છે. ક્ષત્રિયોનું મૂળ અને તેમના વંશોનો ઇતિહાસ તપાસતાં આ હકીકત ઉપયોગી થઈ પડે છે. મહારાષ્ટ્રના મૂળ મરાઠા ક્ષત્રિયોની ઉત્પત્તિ ઘણે ભાગે ઉપર જણાવેલા ચંદ્રવંશમાંથી થઈ છે, અને પછીથી ચાલુક્ય વગેરે સૂર્યવંશી કુટુંબો તેમાં જોડાયાં જણાય છે.

આર્યોનો વિસ્તાર પ્રથમ વિન્ધ્યાચળ સુધી તો ઝપાટામાં થયો. વિન્ધ્યાચળ અને તેની નીચે ગાઢ અરણ્ય હોવાથી તેમને દક્ષિણમાં ઉતરવું મુશ્કેલ પડ્યું. અગસ્તિ ઋષિએ પ્રથમ પૂર્વ બાજુથી વિન્ધ્યાચળ ઓળંગીને તેની દક્ષિણે પોતાનો આશ્રમ સ્થાપ્યો. અગસ્તિએ તેની દીકરી વિદર્ભ દેશના રાજાને આપી એવી કથા છે. આર્યોના પહેલાં આ દક્ષિણ દેશમાં દ્રાવિડ વગેરે કેટલાક લોકો વસતા તે પૈકી કેટલાકને આર્યોએ જીત્યા અને કેટલાકને પહાડી પ્રદેશમાં હાંકી કહાડયા. વખત જતાં મૂળના લોકો જોડે આર્યોનો સંબંધ થયો અને તેને પરિણામે જે પ્રજા ઉત્પન્ન થઇ તે મરાઠા. મરાઠી ભાષાની પ્રકૃતિ ઉપરથી પણ આ હકીકત સિદ્ધ થાય છે. આર્યોની સંસ્કૃત ભાષા, તેમાંથી નિકળેલી પ્રાકૃત ભાષા, અને મૂળના લોકોની દેશી ભાષા, એ ત્રણેનું મિશ્રણ હાલની મરાઠી ભાષામાં જણાય છે. ઉત્તર તરફ આર્યોનું

મિશ્રણ વધારે, અને જેમ જેમ દક્ષિણ તરફ જઇએ તેમ તેમ તેમનુ મિશ્રણ કમી થતુ જણાય છે. છેક દક્ષિણમા આર્ય સસ્કૃતિ અને આર્ય ભાષાનુ મિશ્રણ બિલકુલ નથી એમ કહીએ તો પણ ચાલે દક્ષિણમા મદુરાની બાજુમા પાડય, તંજાવરની બાજુમા ચોલ, અને મલબારની બાજુમા કેરલ એ રાજ્યો ઘણા કાળ પર્યત પ્રબળ રહ્યા એટલે આર્યોનો તેમા પ્રવેશ થયો નહી. તેમની ભાષા આર્યોથી સ્વતત્ર અને અલિપ્ત રહી અને હજી પણ તેવી જ છે

સસ્કૃત ભાષાનુ સ્વતત્ર વ્યાકરણ પ્રથમ પાણિનીએ રચ્યુ પાણિની ઇ સ પૂર્વે ૭૦૦ વર્ષે થયા પાણિની પછી વરરુચિ અથવા કાત્યાયન નામના બીજા વ્યાકરણકાર થયા તેમણે વાર્તિકો રચી પાણિનીના વ્યાકરણમા ઉમેરો કર્યો વરરુચિ ઇ સ પૂર્વે આશરે ૩૫૦ મા થયા તે પછી બસો વર્ષે પતજલિ નામના વ્યાકરણના મહાભાષ્યકાર થયા વ્યાકરણના વિષયમા આ ત્રણે વિદ્વાન્ મહા વિખ્યાત છે અને તેમનો સમય પણ લગભગ નિશ્ચિત છે એટલે પ્રાચીન ઇતિહાસની કેટલીક બાબતોના નિર્ણય કરવામા આ ત્રણે વિદ્વાનો બહુ ઉપયોગમા આવે છે તે જ પ્રમાણે ગૌતમ બુદ્ધ (ઇ સ પૂર્વે ૫૬૭-૪૮૭) તથા ચક્રવર્તી રાજા અશોક (ઇ સ પૂ ૨૭૨-૨૩૨) એ બનેનો પણ આની બાબતોમા ઘણો ઉપયોગ થાય છે પાણિનીના ગ્રથોમા વિન્ધ્યાચળની દક્ષિણ તરફના ભાગોના કોઇ નામ નથી એટલે તે સમય સુધી આર્યોનો તે ભાગમા પ્રવેશ થયો નહોતો એ સ્પષ્ટ થાય છે કાત્યાયનના વાર્તિકમા દક્ષિણની માહિતી આવે છે તે પાણિનીએ આપેલી નથી નાસિકય નામનુ શહેર કાત્યાયને જણાવ્યુ છે તે બહુધા હાલનું નાશિક હશે પતંજલિને દક્ષિણ દેશની માહિતી સપૂર્ણ હતી એમ તેના મહાભાષ્ય ઉપરથી જણાય છે પાણિનીના પૂર્વે મહાભારત લખાયલુ, પણ તે હાલની સ્થિતિનુ નહી હાલની સ્થિતિના મહાભારતમા મૂળની સ્થિતિમા ઘણો વધારો થઈ ગયો છે પાણિની અને કાત્યાયનના

ગ્રંથોમાં રામાયણનું નામ આવતું નથી એટલે રામાયણ તે પછીથી રચાયું હોવું જોઇએ.

અશોકના શિલાલેખો પ્રસિદ્ધ થયેલા છે. તેમાં જણાવેલું છે કે તેણે ધર્મપ્રસારાર્થે પોતાનાં માણસો રાષ્ટ્રિક, પૈઠિનિક અને અપરાન્તક લોકો તરફ મોકલેલાં. એ રાષ્ટ્રિક એટલે મહારાષ્ટ્રના લોકો, પૈઠિનિક એટલે પૈઠણના લોકો અને અપરાન્તક એટલે ઉત્તર કોંકણના લોકો. અને આ રાષ્ટ્રિક તે જ હાલના મરાઠાના પૂર્વજો, અને તેમની જ એક શાખા પાછીથી રાષ્ટ્રકૂટ નામથી પ્રસિદ્ધિમાં આવી છે. અશોકની તેરમી આજ્ઞામાં રાષ્ટ્રિકની જોડે ભોજ નામ પણ આવે છે. એ ભોજની સત્તા ઘણા વખત સુધી વિદર્ભ ઉપર હતી. કેટલાક શિલાલેખોમાં એ ભોજને મહાભોજ લખવામાં આવ્યા છે; અને તે જ પ્રમાણે રાષ્ટ્રિકને પણ મહારાષ્ટ્રિક લખવામાં આવ્યા છે. એટલે આ રીતે મહારાષ્ટ્ર અને મરાઠા એ શબ્દો પ્રચારમાં આવ્યા. અશોકના શિલાલેખોમાં પાંડ્ય, ચૌલ, કેરલ અને આંધ્રનાં પણ નામો આવે છે. એ ઉપ ઇ. સ. પૂ. ૨૫૦ પહેલાં ઉત્તર અને દક્ષિણ વચ્ચે સારી વહેવાર થયેલો હશે અને બધા ભાગના લોકોના જાણવામાં આવેલો હશે એમ જણાઇ આવે છે.

મહારાષ્ટ્રમાં પહેલો મોટો દેશ વિદર્ભ છે. વિદર્ભની હદ હાલના કરતાં તે વખતે વધારે હશે. અશ્મક, પાંડુરાષ્ટ્ર, ગોપરાષ્ટ્ર, મલ્લરાષ્ટ્ર વગેરે નામો મહાભારતમાં છે, તે રાષ્ટ્રિકના પૂર્વજો હોવા જોઇએ. કૃષ્ણા અને ગોદાવરી વચ્ચેનો બેદર પાસેનો ભાગ તે વખતે કુન્તલ દેશ કહેવાતો; અને તેના પછી ચાલુક્યોનું રાજ્ય હતું. અપરાન્ત અને કોકણ એ નામો મહાભારતમાં છે. અપરાન્તમાં શર્પારક (હાલનું સોપારા ) શહેર ઘણું જૂનું છે. સારાંશ ઇ. સ. પૂર્વે ચોથા શતકમાં વિદર્ભ, અશ્મક, પાંડુરાષ્ટ્ર, ગોપરાષ્ટ્ર, મલ્લરાષ્ટ્ર, અપરાન્ત, કોકણ, વગેરે જૂદાં જૂદાં નામો પ્રચારમાં હતાં. અશોકના વખતે એ બધાને માટે રાષ્ટ્રિક શબ્દ વપરાતો અને ઇ. સ. ની શરૂઆત પહેલાં એ બધાનો સમાવેશ મહારાષ્ટ્ર નામમાં થયેલો.

'મહારાષ્ટ્ર' એવું દેશનું નામ વરાહમિહિર (ઇ સ ના પાચમા શતકના) ગ્રથમા પ્રથમ જણાય છે, એમ ડા ગ્રીયરસન કહે છે પણ મહારાષ્ટ્રી એવુ એક પ્રાકૃત ભાષાનુ નામ ઇ સ ના આરભમા જ જાણીતુ હતુ એટલે દેશનુ નામ પણ તે વખતે પ્રચારમા હોવુ જોઇએ ભોજા અને કાર્લાની ગુફાઓ ઇ સ ના બીજા શતકની છે. તેમાના કેટલાક લેખોમા 'મહારઠી' અને નારીજાતિને માટે 'મહારઠિની' એવા શબ્દો વપરાયા છે 'રઠી' અને 'મહારઠી' એવા શબ્દો પણ ઘણા શિલાલેખોમા મળી આવે છે, તોપણ મહારાષ્ટ્ર દેશનો સ્પષ્ટ ઉલ્લેખ વરાહમિહિરે કરેલો છે અને તેના જૂદા જૂદા ત્રણ દેશ તથા નવાણું હજાર ગામો હતા એમ તેણે જણાવેલુ છે.

મહારાષ્ટ્રમા પ્રથમ વસનારા આર્ય લોકો તે ભોજ અને યાદવ વશના હતા. ભોજ લોકો વિદર્ભ દેશમા અને યાદવ લોકો કુન્તલ દેશમા તથા બીજા ભાગોમા વસેલા. હરિવંશમા જણાવેલું છે કે "યદુને નાગકન્યાથી ચાર પુત્ર થયા. મુચકુંદ, પદ્મવર્ણ, સારસ અને અને હરિત એ ચારેએ વિન્ધ્યાચળની દક્ષિણે ચાર રાજ્ય સ્થાપ્યા મુચકુંદે ઋક્ષવાન્ પર્વતને આશરે નર્મદા નદીને તીરે માહિષ્મતી અને પુરિકા એવા બે શહેરો સ્થાપ્યા. પદ્મવર્ણે સહ્યાદ્રિને આશરે વેણા નદીને તીરે કરવીર નામે નગર બાધી રાજ્ય સ્થાપ્યું, તેને પદ્માવત કહે છે. સારસે અરણ્યમા ક્રૌંચપુર નામનુ શહેર બાધ્યું. એ શહેરની આસપાસનો પ્રદેશ લાલ માટીનો અને ફલદ્રુપ છે તેને વનવાસી કહે છે હરિતે સમુદ્ર કિનારે રાજ્ય સ્થાપ્યું. ત્યાના લોકો સમુદ્રમા ડુબકી મારવામા કુશળ હતા અને સમુદ્રમાથી મોતી, સંખ, પરવાળા વગેરે રત્નો કાઢતા. એ ભાગ 'રત્નદીપ' કહેવાતો. આ પ્રમાણે દક્ષિણમા યાદવોના ચાર રાજ્ય હતા. અને તેજ પ્રમાણે દ્વારિકા, કાઠિયાવાડ, ગુજરાત વગેરે ઠેકાણે પણ યાદવોના રાજ્ય હતા. આ યાદવો જ હાલના ઘણા મરાઠા કુળોના પૂર્વજ હોવા જોઇએ. ઉપર જણાવેલા કરવીર અને વનવાસી નામો ઘણા સંસ્કૃત ગ્રંથોમા મળી

આપે છે આ પ્રમાણે કાઠિયાવાડ અને મહારાષ્ટ્ર બન્ને દેશના લોકો મિશ્ર આર્ય છે અને એ હકીકત તેમની ભાષા તથા તેમના શરીરો પરથી સિદ્ધ થાય છે આ રીતે મહારાષ્ટ્ર તથા મગધ અને મગધી ભાષાનુ મૂળ ઇ મ ના આરંભથી જણાય છે એમ કહેવાને હરકત નથી

**(૩) શાલિવાહન વશ અને લોકસ્થિતિ.**—ઇ સ પૂર્વે મહારાષ્ટ્રમા કયા રાજ્યો રાજ્ય કરતા હતા, તે સ્પષ્ટ જણાઈ આવતુ નથી અશોકનો અમલ પ્રત્યક્ષ મહારાષ્ટ્ર ઉપર હતો એમ પણ જણાઇ આવતુ નથી ઉત્તર કોકણમા સોપારામા તેમના શિલાલેખો છે એટલે તે ભાગ પર તેમનો અમલ હશે અશોક પછી આશરે ચારસે વર્ષ સુધી આંધ્રવશી રાજાઓ રાજ્ય કરતા હતા

આંધ્ર લોકો એ હાલના તેલગુ લોકોના પૂર્વજો, અને તેનો દેશ તે કૃષ્ણા અને ગોદાવરી વચ્ચેનો સમુદ્રકિનારો ચદ્રગુપ્તના વખતમા આ લોકો મોટા શરવીર ગણાતા તેની રાજધાની કૃષ્ણાને કાઠે "શ્રી કાકુલ" હતી ત્યાના રાજાએ અશોકનુ ચક્રવર્તીપણુ સ્વીકારેલુ અશોકના વખત પછી ત્યાનો રાજા સિંધુક સ્વતત્ર થયો સિંધુક પછીના રાજા કૃષ્ણે નાશિક સુધીનો પ્રદેશ જીતીને આંધ્રમા મેળવ્યો આંધ્રની એક શાખા શાતવાહન નામથી પૈઠણમા પ્રખ્યાત થઇ તેઓ પ્રથમ આંધ્રભૃત્ય અથવા આંધ્રોના સેવક કહેવડાવતા પછીથી તેના વશજો શાતકર્ણી અથવા શાતવાહન કહેવાયા શાલિવાહન એ શાતવાહનનો અપભ્રશ છે

ઇ સ ના પ્રારભમા શાલિવાહન નામના રાજા મહારાષ્ટ્રમા રાજ્ય કરતા હોવા જોઇએ. નાશિક પાસે ગુફાઓ છે તેમા શાલિવાહન રાજાઓ સબધે કેટલાક લેખો છે નાના ઘાટ પાસેની ગુફામા પણ તેની કેટલીક હકીકત છે એ શિલાલેખોમા રાજાઓના, તેમની સ્ત્રીઓના અને મોટા મોટા પુરુષોના વર્ણનો આપેલા છે. અને તેમણે જમીન વગેરેના જે દાન આપેલા તે હમેશ ચાલુ રાખવા જણાવેલુ છે. થાણા પાસેની કાનેરીની ગુફામાથી પણ શિલાલેખો

મળી આવ્યા છે કોલ્હાપુરના બુદ્ધસ્તુપમાથી પણ કેટલાક સિક્કા મળી આવ્યા છે. સોપારામાથી પણ ઘણા સિક્કા મળી આવ્યા છે આ બધા ઉપરથી એમ જણાય છે કે શાલિવાહન વંશના રાજાઓ મહારાષ્ટ્રમા રાજ્ય કરતા હતા એ રાજાઓમા કેટલાક ઘણા પરાક્રમી હતા તેમાના કેટલાક નામો હવે પછી ગણાવવામા આવશે તે પૈકીના ઘણા નામો વાયુ, વિષ્ણુ, મત્સ્ય, ભાગવત વગેરે પુરાણમાથી મળી આવે છે માત્ર ઉભયમા કેટલેક જુજ તફાવત છે એ નામો આંધ્રભૃત્ય રાજાઓના છે એમ પુરાણોમા જણાવેલુ છે એટલે પુરાણોના આંધ્રભૃત્ય તે જ શિલાલેખોમાના શાલિવાહન હોય એ સભવિત લાગે છે આ રાજાઓનો મહારાષ્ટ્ર ઉપર સુમારે ત્રણસો વર્ષ એટલે ઇ સ પૂર્વે ૭૩ થી ઇ સ ૨૧૮ સુધી અમલ હતો એટલા વખતમા મોટા મોટા ૨૫-૩૦ રાજાઓ થયા તેમણે અનેક મોટા ધર્મકૃત્યો કર્યા • પુલુમાયી, યજ્ઞશ્રી, ચતુષ્પર્ણ, માધરીપુત્ર, વગેરે નામો (શિલાલેખમાના) પ્રસિદ્ધ છે

આ ત્રણસો વર્ષ દરમિયાન આશરે પચાસ વર્ષ શાલિવાહન વંશનો અમલ બધ પડેલો જણાય છે, અને તેટલા સમયમા શક નામના યવન રાજાઓએ રાજ્ય કર્યુ જણાય છે આ શક રાજાઓએ આપણી વર્ષગણના શરૂ કરી અને પાછીથી તે જ નામથી ચાલુ રહી શક રાજા ક્ષત્રપ નહપાણને ગૌતમીપુત્ર પુલુમાયીએ હરાવીને ફરી શાલિવાહન વંશનો અમલ ચાલુ કર્યો નહપાણનો વખત ઇ સ ૪૬ નો મળી આવે છે, અને તે પછી ૭ સાત વર્ષે શકોનો પરાભવ થયો આ ઉપરથી એમ જણાય છે કે મહારાષ્ટ્રમા શકોનો અમલ ઇ સ ના આરભમા આશરે પચાસ વર્ષ હતો

શાલિવાહન અથવા શાતવાહન એ એક વ્યક્તિનુ નહિ પણ કુટુબનું નામ હતું શાતવાહન એ સસ્કૃત શબ્દનુ અપભ્રષ્ટ રૂપ શાલિવાહન છે શક નામની વર્ષગણના શાલિવાહને શરૂ કરી છે એવી સાધારણ રીતે માન્યતા ચાલે છે, પરતુ તે યોગ્ય નથી એ શકની

સાથે શાલિવાહન નામ ક્યારે જોડાયું તે કહી શકાતું નથી. આરંભમાં શકરાજાઓનો કાળ અથવા શકકાળ એમ જ કહેવાતું. પછીથી શક લોકોની હાર થઈ તો પણ તેમના નામની વર્ષગણના ચાલુ રહી. એ ગણનાની સાથે કોઇ પણ મોટા રાજાનું નામ જોડવું જોઇએ એમ લાગવાથી શાલિવાહન નામ તેની સાથે જોડવામાં આવ્યું જણાય છે. અને તેથી "શાલિવાહન શક" એમ કહેવામાં બે રાજવંશનો સમાવેશ થાય છે.

શકરાજાઓ ઉજ્જયનીમાં રાજ્ય કરતા હોવા જોઇએ. ત્યાંથી જયદામન અને રુદ્રદામન નામના શકરાજાઓએ પૈઠણ (પ્રતિષ્ઠાન) ઉપર હુમલો કરેલો હતો અને તેઓને પુલુમાયી શાલિવાહને પરત હઠાવ્યા હતા. આ શાલિવાહનના પ્રધાન ગુણાઢ્યે પૈશાચી નામની પ્રાકૃત ભાષામાં બૃહત્ કથાસાગર નામે ગ્રંથ લખેલો છે એમ કહેવાય છે. એ શાલિવાહન રાજા પૈકી એકના દરબારી સર્વવર્મા નામના ગૃહસ્થે "કાતંત્ર" નામનું વ્યાકરણ લખ્યું છે. આજ રાજાઓની કારકિર્દીમાં 'સપ્તશતી' નામનો મહારાષ્ટ્રી ભાષામાં ગ્રંથ થયો તે ઘણો પ્રસિદ્ધ છે. તે હાલ નામના શાલિવાહન રાજાએ લખેલો ગણાય છે. તે તેણે જાતે લખ્યો હશે અગર બીજા કોઇ પાસે લખાવ્યો હશે. આ ઉપરથી એટલું ખાસ જણાય છે કે આંધ્રભૃત્ય અથવા શાલિવાહન રાજાઓના સમયમાં ભાષાની અભિવૃદ્ધિ સારી થઈ હતી; અને ગ્રંથસંગ્રહ પુષ્કળ વધ્યો હતો. એકંદરે શાલિવાહનનો સમય એ દેશને માટે આબાદીનો સમય હતો એ નિસ્સંશય છે.

શાલિવાહનના સમયમાં મહારાષ્ટ્રમાં બૌદ્ધધર્મ પ્રબળ હતો. મહાભોજ અને મહારઠ્ઠી કહેવરાવનારાઓ--રાજાઓ, મુત્સદ્દીઓ, વ્યાપારીઓ, સુતારો, અનાજ વેચનારાઓ, ગાંધીઓ અને અન્ય ગૃહસ્થો બૌદ્ધધર્માનુયાયી લોકો માટે અરણ્યોમાં ગુહાઓ વગેરે તૈયાર કરાવતા. શક, યવન, પલ્લવ વગેરે જાતિના લોકો શરૂઆતમાં પરદેશમાંથી આવેલા, પણ પાછળથી બૌદ્ધધર્મના અનુયાયી બનેલા. શક

લોકોએ અને યવનોએ પણ ગુફાઓ કોતરાવેલી. શકોએ તો બ્રાહ્મણ ધર્મ પણ સ્વીકાર્યાના દાખલાઓ છે. બૌદ્ધોના દેવળોમાં મધ્યભાગે ચૈત્ય રખાતાં. તેમા બુદ્ધનો કોઈ અવશેષ રાખવામા આવતો અને લોકો તેની પૂજા કરતા. ભિક્ષુ અથવા ભિક્ષા માગનાર સાધુઓને માટે આવી ગુફાઓમા ન્હાની ન્હાની ઓરડીઓ બનાવતા. આ ભિક્ષુ ગમે ત્યા ફરતા અને ચોમાસાના ચાર માસ આવી ગુફાઓમા આવી રહેતા. તેઓ શ્રાવણ માસમા નવીન વસ્ત્ર ધારણ કરતા. તેમના માટે ધર્મિષ્ટ શ્રીમંત લોકો પુષ્કળ પૈસા વ્યાજે મૂકતા. તેના વ્યાજમાંથી આ ભિક્ષુઓને વસ્ત્રો વગેરે મળતુ. રાજા અને તેના કારભારીઓ ઇનામ તરીકે ગામો આપતા. આવા દાનોના લેખો આવી ગુફાઓમાંથી મળી આવ્યા છે. ભિક્ષુઓ સમુદ્ર માર્ગે પણ પ્રવાસ કરતા અને તેવાને રહેવાને માટે સમુદ્રના મુખ આગળ ખાડીઓમા પણ ગુફાઓ બંધાવી હતી. આવી ગુફાઓ કોકણમાં છે.

બૌદ્ધોની પેઠે બ્રાહ્મણોને પણ દાનો અપાતાં. બ્રાહ્મણોને જમાડવા અથવા તેમનાં લગ્ન કરાવી આપવાં એ હાલની પેઠે તે વખતે પણ પુણ્યકર્મ માનવામાં આવતું. ઉષવદાત્તે અને ગૌતમીપુત્ર શાતકર્ણીએ આવાં દાનોમાં પુષ્કળ દ્રવ્ય ખર્ચેલું એમ નાશિક પાસેની ગુફામાંના લેખો પરથી જણાય છે.

આ વખતમાં વેપાર પણ સારો ચાલતો. ભરુચ એ વેપારનું મોટું મથક હતું. પશ્ચિમના દેશોમાંથી ઘણો માલ એ માર્ગે આવતો અને પૈઠણ તરફ જતો. મકાન માટેના પત્થર, રૂના કપડા, તથા મલમલ વગેરે ભરૂચને માર્ગે બીજે દેશ જતાં. પૈઠણ વેપારનું તેમજ વિદ્યાનું મુખ્ય સ્થાન હતું. શિલાહાર નામે રાજાની રાજધાની તગર (હાલનું ધારૂર) પણ વેપારનું મુખ્ય મથક હતું. કોકણમાં આવેલુ સોપારા પણ વેપારને માટે પ્રખ્યાત હતું. કલ્યાણ, સેમુલ્લા (ચૌલ), મંડગોરા (માંદાડ), મહાડ પાસેનું પાલ, અને મેલીજયગઢ પણ વેપારી બંદરો હતાં એમ જણાય છે. પૈઠણ, તગર, નાશિક, કરાડ અને કોલ્હાપુર એ મુખ્ય

વેપારી શહેરો હતાં. વેપારથી લોકો પૈસાદાર પણ ઘણા થતા હતા. કાર્લા પાસેની ગુફા એક વેપારીએ તૈયાર કરાવેલી છે.

જુદા જુદા ધંધાદારી લોકોની ગામ પંચાયતો ભરાતી, અને તેવી પંચાયતો મળીને પોતપોતાના ગામની વ્યવસ્થા રાખતી. "નિગમ-સભા" નામે હાલની મ્યુનિસિપલ કોરપોરેશન જેવી શહેરોની વ્યવસ્થા રાખનારી એક સભા હતી. વ્યાજનો દર તે વખતે ૫ થી ૭॥ ટકા સુધીનો હતો, તે પરથી લોકોના દિલમાં શાંતિ હતી એમ સમજાય છે. રસ્તા વગેરે પણ સારી સ્થિતિમાં રહેતા જણાય છે; કેમકે એક જગાના માણસો ગમે તેટલે દૂર જઇને પણ દાનધર્મ કરતા.

અશોકના વખતથી શાલિવાહનના આખર સુધી લોકોની બોલ-વાની ભાષા મુખ્યત્વે મહારાષ્ટ્રી હતી. પાલી કે બીજી પ્રાકૃત ભાષાનો ઉપયોગ પણ થતો. શિલાલેખો વગેરેમાં સંસ્કૃત ભાષા વપરાતી. શાલિ-વાહન પછી સંસ્કૃત ભાષાનો પ્રચાર વધતો ચાલ્યો.

(૪) ઇ. સ. ૨૧૮-૫૫૦ના વંશો.—શાલિવાહન પછીનાં ત્રણસો વર્ષ સુધી કયા વંશના રાજાઓએ રાજ્ય કર્યું તેનો પત્તો મળતો નથી. શાલિવાહનના કોઇ વંશજો કરાડની બાજુમાં રાજ્ય કરતા હતા. તે જ પ્રમાણે અભીર વંશના ગૌળી રાજાઓનું રાજ્ય પણ મહારાષ્ટ્રપર ઘણાં વર્ષ રહ્યું. દશ અભીર રાજાનાં નામો પુરાણો-માં છે. એ સિવાય ભોજ, રઠ્ઠી, અને રાષ્ટ્રિક આ નામના ક્ષત્રિય રાજાઓ પણ પ્રબળ હતા. શાલિવાહનના વખતમાં આ રાજાઓ તાબામા આવેલા, પણ તે પછી સ્વતંત્ર થયેલા. ઉત્તર મહારાષ્ટ્રમાં રઠ્ઠી અથવા મહારઠ્ઠી એવું નામ ધારણ કરેલું મળી આવે છે, અને દક્ષિણ-માં રઠ્ઠી અથવા રટ્ટ એવું નામ મળી આવે છે. રઠ્ઠીનાં કેટલાંક કુટું-બોએ કૂટ અથવા સંઘ કરીને રઠ્ઠકૂટ નામ ધારણ કરેલું અને તેનું નામ પછીથી રાઠોડ પડ્યું. તેનું સંસ્કૃત રૂપ રાષ્ટ્રકૂટ છે. અભીર અને રાષ્ટ્રકૂટનો ઉદય ત્રીજા શતકની આખરે થયો, અને સુમારે ૨૪૫ વર્ષ સુધી તેનો અમલ થોડે ઘણે અંશે મહારાષ્ટ્ર ઉપર રહ્યો.

આજ વખતે દક્ષિણ બાજુએ હાલ ઉત્તર કાનડા જીલ્લો છે ત્યા કદંબનું એક પ્રબળ રાજ્ય હતું. તેનો દેશ વનવાસી કહેવાતો. વૈજય ંતી એવું તેનું બીજું પણ નામ હતું. આ શહેર હાલના હાનગળ શહેર-ની ઉત્તરે ૧૬ માઇલ પર હતુ. છઠ્ઠા શતકમા ચાલુકયોએ ઉત્તરમાંથી આવીને મહારાષ્ટ્ર દેશનો કબજો લીધો. ત્યારથી તેનો ઇતિહાસ વ્યવસ્થિત મળી આવે છે.

આ ચાલુકયો મૂળ અયોધ્યામા રાજ્ય કરતા હતા. હારિત અને માનવ્ય (મનુના વંશજ) નામના બે યોદ્ધા હતા તેમનાથી ચાલુકયોની ઉત્પત્તિ થઈ. કાર્તિકેય એ તેમના કુળદેવ હતા અને તેમના નિશાન ઉપર વરાહનું ચિહ્ન હતું. તેઓ પોતાને સૂર્યવંશી કહેવરાવે છે. એ ચાલુકયોની એક શાખા દક્ષિણમાં આવી. તે શાખાનો મુખી જયસિંહ હતો. તેણે કૃષ્ણરાષ્ટ્રકૂટના ઇન્દ્ર નામના પુત્રનો પરાભવ કરી ચાલુકયોની ગાદી દક્ષિણમાં સ્થાપી (ઇ. સ. સુમારે ૫૫૦ માં), અને આસપાસના રાજ્યો જીતી તેમણે પોતાનું રાજ્ય વધાર્યું. ચાલુકયોની નીચેની વંશાવળી ધ્યાનમાં રાખવાથી હવે પછીની હકીકત સારી રીતે સમજાશેઃ—

**(૫.) પૂર્વ ચાલુક્ય વંશ (ઇ. સ. ૫૫૦–૭૫૩).—**

૧ જયસિંહ
|
૨ રણરાગ
|
૩ પુલકેશી ૧ લો, સત્યાશ્રય, શ્રીપુલકેશી વલ્લભ. (ઇ. સ. ૫૫૦).

૪ કીર્તિવર્મા ૧ લો (સ. ૫૬૭–૫૯૧) રણપરાક્રમ — ૫ મંગલીશ (સ. ૫૯૧–૬૧૦)

૬ પુલકેશી બીજો (સ. ૬૧૦–૬૪૨) સત્યાશ્રય, શ્રીપૃથ્વીવલ્લભ. — વિષ્ણુવર્ધન — જયસિંહ (પૂર્વ તરફના ચાલુક્યોના સંસ્થાપક).




જયસિંહનો પુત્ર રણરાગ પણ ઘણો પરાક્રમી હતો. રણરાગના પુત્ર પુલકેશીએ વાતાપીપુર અથવા હાલના બાદામીમાં રાજધાની કરેલી. તેણે એક મોટો અશ્વમેધ યજ્ઞ કરીને "સત્યાશ્રય શ્રીપુલકેશી વલ્લભ મહારાજ" એવો ખિતાબ ધારણ કરેલો. તે પૈકી સત્યાશ્રય અને વલ્લભ એ સંજ્ઞા તેના વંશજોએ ચાલુ રાખેલી. પુલકેશી એ ચાલુક્યોમાં પહેલો મોટો રાજા હતો. પુલકેશીનો મોટો પુત્ર કીર્તિવર્મા પણ તેના પિતા જેવો પરાક્રમી હતો. તેણે નળ, મૌર્ય અને કદંબ એ વંશના રાજાઓને જીતેલા. તે પૈકી મૌર્ય એ કોકણમાં બહુ વર્ષથી રાજ્ય કરતા. તે અશોકનાજ કોઇ વંશજો ત્યાં આવીને વસેલા હોવા જોઇએ. કદંબ એ કાનડામાંના વનવાસીમાં રાજ્ય કરતા હતા એ હકીકત પૂર્વે આવેલી છે.

**મંગલીશ** (ઇ.સ. ૫૯૧–૬૧૦).–કીર્તિવર્માને ત્રણ પુત્રો હતા. તે ત્રણે પિતાના મરણ વખતે સગીર હોવાથી તેના ભાઇ મંગલીશે રાજ્ય ચલાવેલું. જબલપુર નજીક ત્રિપુર (તેવુર)માં કલચુરિ નામના રાજાઓ રાજ્ય કરતા હતા, તેમને મંગલીશે જીતેલા. તેના દેશને ચેદી દેશ કહેતા. મંગલીશે પૂર્વ અને પશ્ચિમ કિનારા સુધીનો બધો પ્રદેશ કબજે કરેલો. વેંગુર્લે પાસે રેડી નામે ગામ છે તેને પૂર્વે રેવતી દ્વીપ કહેતા

તે પણ તેણે જીતેલુ બાદામીમા વિષ્ણુનુ મંદિર પત્થરમા કોરેલુ છે તે આ રાજાએ સ્થાપેલુ, અને તેની પૂજા વગેરે માટે ગામ આપેલુ તેના ભત્રીજો પુલકેશી ઘણો પરાક્રમી જણાતા તેને રાજ્ય ન મળે અને પોતાના દિકરાને મળે એવી ખટપટ કરતા મંગળીશ માર્યો ગયો

(૬) **પુલકેશી** (સ ૬૬૧-૬૪૨)—પછી બીજો પુલકેશી ગાદી ઉપર આવ્યો "સત્યાશ્રય-શ્રીપૃથ્વીવલ્લભ મહારાજ" એવો કિતાબ તેણે ધારણ કર્યો તેણે કદબોને જીતી વનવાસી શહેર કબજે કર્યુ કોકણના મૈર્યોને પણ તેણે જીત્યા પશ્ચિમ સમુદ્ર ઉપર પૂરી નામે મોટુ શહેર હતુ, તે ઉપર સો મોટા વહાણોથી જળમાર્ગે હલ્લો કરી તેણે તે જીત્યુ લાટ, માળવ અને ગુર્જર એ દેશના રાજાઓને પણ જીતી તેણે તાબામા લીધા આ વખતે ઉત્તર હિંદુસ્તાનમા કનોજ શહેરમા બાણ કવિને આશ્રય આપનાર હર્ષવર્ધન શિલાદિત્ય (સ ૬૦૬-૬૪૮) નામે રાજા રાજ્ય કરતો હતો તેણે દક્ષિણ પર સ્વારી કરી, પણ પુલકેશીએ તેને હરાવ્યો અને આ વિજય માટે 'પરમેશ્વર' ઉપનામ ધારણ કર્યું તે ઉપનામ તેના વંશજોએ પણ ચાલુ રાખેલુ નર્મદા નદી ઉપર ઉત્તર સરહદના બદોબસ્ત માટે તેણે મોટુ લશ્કર રાખેલુ હતુ અને કલિંગ તથા કોસલ દેશના રાજાઓ તેને શરણ આવેલા હતા ચોલ, પાડ્ય અને કેરળના રાજાઓ પણ તેના મિત્ર થયા હતા

પુલકેશીના ન્હાના ભાઈ વિષ્ણુવર્ધનની નીમણૂક કેટલાક વખત સુધી સતારા-પંઢરપુરના પ્રદેશ ઉપર થઈ હતી તેણે ભીમા નદીને કાઠે એક ગામ ઈનામ આપ્યાનુ તામ્રપટ પરથી જણાય છે પણ પછીથી પુલકેશીએ કૃષ્ણા-ગોદાવરી વચ્ચેનો આંધ્ર પ્રદેશ જીતી લઇ તેના પર વિષ્ણુવર્ધનની નીમણૂક કરી (સ ૬૦૯) તેની રાજધાની પિષ્ટપુર (પીઠાપુર-ઇસ્ટકોસ્ટ રેલવે ઉપર ગોદાવરીની ઉત્તરે) હતુ વિષ્ણુવર્ધનનું રાજ્ય ૬૧૫મા સ્વતંત્ર થયુ તે નિર્વિઘ્ને ૧૦૭૦ સુધી ચાલ્યુ આ રાજ્યને પૂર્વનો ચાલુક્ય વંશ કહે છે ઇ સ ૧૦૭૦ મા ચોલ રાજાએ તે રાજ્ય જીતી લીધુ

પુલકેશીની કીર્તિ હિંદુસ્તાન બહાર પણ પ્રસરી હતી. તેણે પોતાનો વકીલ ઇરાન દેશના બીજા ખુશરૂ પાદશાહ તરફ ઇ. સ. ૬૨૫–૬ મા મોકલ્યો હતો. તેની વળતી મુલાકાતમા એ ખુશરૂ પાદશાહે પણ તેનો વકીલ મોકલેલો અને તેનું પુલકેશીએ ઘણું સન્માન કરેલું. આ વખતના દરબારનો દેખાવ અજંટાની ગુફાનાં ઉત્કૃષ્ટ ચિત્રોમાં આપેલો છે. એ ચિત્રો ઐતિહાસિક દૃષ્ટિએ ઘણા કિંમતી છે. તે પરથી તે વખતની ચિત્રકળા જાણવા ઉપરાંત ઐતિહાસિક માહિતી પણ ઘણી મળે છે.

પુલકેશીએ આખો મહારાષ્ટ્ર જીત્યો અને શાંતિથી તેના પર ઘણા વર્ષ રાજ્ય કર્યું એ સૌથી મોટો પરાક્રમી રાજા થયો. ચીનાઇ પ્રવાસી હુએન્ત્સંગ (ઇ. સ. ૬૨૯–૬૪૫) આ દેશમાં આવેલો, તેણે પુલકેશીની મુલાકાત લીધેલી (ઇ. સ. ૬૪૧). તે વખતે પુલકેશી નાશિકમા રહેતો હતો. હુએન્ત્સંગ લખે છે કે "પુલકેશી ઉદાર તથા પ્રજાપાલનમા દક્ષ છે. પ્રજાનો તેના પર ઘણો પ્રેમ છે. તેના રાજ્યનો પરિઘ ૧૨૦૦ માઇલ છે. મહારાષ્ટ્રની જમીન ફલદ્રુપ છે અને ત્યાં ધાન્ય ઘણું પાકે છે. હવા ઉષ્ણ છે અને લોકોની રીતભાત સાદી છે. લોકો કદે ઉંચા અને માની તથા સ્વભાવે આગ્રહી છે. તેના પર કાંઈ પણ ઉપકાર કરીએ, તો તે સારી રીતે સંભારી રાખે. પણ તેના વિરુદ્ધ વર્તીએ, તો તેના ગુસ્સામાંથી છૂટવું પણ કઠણ પડે. બીજાનું દુ:ખ જોઈ તેઓ પોતાની કાળજી ન કરતા તેમને મદદ કરે છે. શત્રુને અગાઉથી સૂચના આપ્યા પછી આ લોકો સામે લડવા જાય. લડતા લડતાં તેઓ પાછળ દોડે છે, પણ હાથમાં આવેલાની કતલ કરતા નથી. કોઈ સરદારની લડાઈમાં હાર થાય તો તેને બૈરાંના કપડાં પહેરાવી તે સરદારનું અપમાન કરે છે. લડવા જતાં આ લોકો દારૂ પીએ છે અને પછી તેની સામે ઉભા રહેવા કોઈની છાતી ચાલતી નથી. તેમના ટોળાં ને ટોળા શત્રુ ઉપર તૂટી પડે છે. આવા યોદ્ધા તાબામાં હોવાથી તેના રાજાને કંઇ પણ ફીકર રહેતી નથી."

પુલકેશી ક્યારે મરણ પામ્યો તે જણાયું નથી. ઇ. સ. ૬૦૯ થી

પુરમા બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની મૂર્તિની સ્થાપના કરી આ વખતે મુસલમાન લોકો સિંધ પર સવારીઓ કરવા લાગ્યા

વિજયાદિત્યના પુત્ર વિક્રમાદિત્ય બીજાએ સન ૭૩૩થી ૭૪૭ સુધી રાજ્ય કર્યું તેણે કાંચીના પલ્લવરાજાને પૂરેપૂરા હરાવી પુષ્કળ લૂટ આણી કાંચીમા વિક્રમાદિત્યે ઘણુ દાન કર્યું અને ત્યાના મંદિરની વ્યવસ્થા પહેલાની પેઠે ચાલુ કરી

વિક્રમાદિત્યનો પુત્ર કીર્તિવર્મા બીજો રાજ્ય કરતો હતો, તેના-મા રાષ્ટ્રકૂટોએ ચાલુક્યોને હરાવ્યા (સ ૭૫૩) આ પ્રમાણે બાદામીના મુખ્ય વંશનો નાશ થયો પણ ચાલુક્યોની ઘણી શાખાઓ જૂદે જૂદે ઠેકાણે જામતી હતી એમાની એક શાખા પછીના આશરે બસો વર્ષમા પ્રબળ થઇ ઇ સ ૭૫૩ પછીથી ચાલુક્યોના દાન સબંધે કઈ લેખો મળી આવતા નથી દાન સબંધીના એવા લેખોના તામ્રપટો પરથી જ ઘણા ભાગે આ રાજાઓનો વખત ઠરાવેલો છે

(૭) **પૂર્વચાલુક્ય, સમાલોચન**—ચાલુક્યોના વખતમા મહા-રાષ્ટ્રમા જૈન ધર્મનો પ્રસાર વિશેષ હતો તો પણ પૈરાણિક અને વૈદિક ધર્મનો પ્રચાર પણ ઠેકાણે ઠેકાણે હતો જૈન કવિ રવિકીર્તિને પુલકેશી બીજાએ આશ્રય આપેલો, તથા જૈન પંડિત વિજયે વિવાદ-મા બધા પંડિતોને હરાવવાથી વિક્રમાદિત્ય બીજાએ તેને ઇનામ આપેલુ છતા જૈન ધર્મનો પ્રચાર દક્ષિણ ભાગમા જ વિશેષ હતો બીજે ઠેકાણે હિંદુ દેવતાના મંદિરો હતા, અને શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોને ઇનામ તથા દાનો મળતા ડુંગરો ઉપર જઇ પત્થરમા મંદિરો કોતરી પૂર્વે જેમ બુદ્ધ ધર્મના વિહારો કરેલા, તેમ હિંદુઓએ પણ એ માર્ગ લીધો ચાલુક્યોના પહેલાજ તેની શરૂઆત થયેલી બાદામીમા તે રીતે એક ઉત્કૃષ્ટ મંદિર થયુ છે બુદ્ધ ધર્મને પ્રત્યક્ષ રાજ્યાશ્રય નહોતો, પણ તેની પ્રગતિ લોકોમા સારી હતી માત્ર તે ધર્મની ઉતરતી કળા હતી દક્ષિણ બાજુમા જૈનધર્મનો વિશેષ પ્રચાર હતો ચાલુક્ય રાજા-

ચીના પલ્લવ રાજા જોડે તેને લડાઇ ચાલતી, તે સ ૬૪૨ મા તેની હાર થઇ ત્યા સુધી વત્તી ઓછી ચાલ્યા કરેલી પલ્લવરાજા નરસિંહ વર્માએ વાતાપી શહેર કબજે કરી લૂટ્યુ અને ઘણુ કરીને પુલકેશીને પણ પકડીને તેણે હાર માર્યો પછીના તેર વર્ષ સુધી ચાલુક્યોની સત્તાની પડતી થતી ગઇ, અને તેનો ઘણો મુલક પલ્લવોએ લઇ લીધો

પુલકેશીનો બીજો ભાઈ જયસિંહ નાશિક પ્રાત ઉપર કારભાર કરતો એ ભાગ ગોપરાષ્ટ્ર કહેવાતો પુલકેશીનો મોટો પુત્ર ચદ્રાદિત્ય સાવતવાડી તરફ કારભાર કરતો તેની રાણી વિજયભટ્ટારિકાએ દાનો આપેના એવી હકીકત મળી આવે છે પુલકેશીનો બીજો પુત્ર કૃષ્ણા–તુગભદ્રાના સગમ ઉપરના પ્રદેશ ઉપર અમલ કરતો ચિપલુણ પાસે સેન્દ્રક ઉપનામના કુટુબો જોડે પુલકેશીનો કુટુબસબધ હતો એ સેન્દ્રક તે હાલના સિંધે હોના જોઇએ

**પુલકેશી પછીના રાજાઓ**—પુલકેશી પછી તેનો બીજો પુત્ર પ્રિયતનય વિક્રમાદિત્ય સ ૬૫૫ મા બાદામીમા રાજ્ય કરવા માડ્યો તેની પહેલા મોટા પુત્ર ચદ્રાદિત્યનુ સાવતવાડીના ભાગમા રાજ્ય ચાલુ હતુ વિક્રમાદિત્યે ઘણુ પરાક્રમ કરી કાચીના પલ્લવ રાજાને જીત્યો અને ૬૮૦ સુધી તેણે રાજ્ય કર્યુ તેના ન્હાનાભાઈ જયસિંહવર્માં ધરાશ્રયે લાટ દેશમા એટલે દક્ષિણ ગુજરાતમા નવસારીમા ચાલુક્યોનુ એક રાજ્ય સ્થાપ્યુ જયસિહનો પુત્ર શ્રયાશ્રય ત્યા ઘણે ભાગે કારભાર કરતો એ રાજ્ય પછીથી પૂર્ણ આબાદ થયુ વિક્રમાદિત્યની કારકિર્દી ઇ સ ૬૮૦ મા પૂરી થઇ

વિક્રમાદિત્યનો પુત્ર વિનયાદિત્ય તેણે ઇ સ ૬૮૦ થી ૬૯૬ સુધી રાજ્ય કર્યું આસપાસના ઘણા રાજાઓ તેના તાબેદાર થયા અને હિંદુસ્તાનના દક્ષિણ માથા સુધી તેની સત્તા ચાલતી હતી

વિનયાદિત્યનો પુત્ર વિજયાદિત્ય ઇ સ ૬૯૭ મા રાજ્ય કરવા લાગ્યો તેણે સ ૭૩૩ સુધી રાજ્ય કર્યું ઇ સ ૬૯૮મા તેણે વાતાપી

પુરમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની મૂર્તિની સ્થાપના કરી આ વખતે મુસલમાન લોકો સિંધ પર સવારીઓ કરવા લાગ્યા

વિજયાદિત્યના પુત્ર વિક્રમાદિત્ય બીજાએ સન ૭૩૩થી ૭૪૭ સુધી રાજ્ય કર્યું તેણે કાંચીના પલ્લવરાજાને પૂરેપૂરા હરાવી પુષ્કળ લૂટ આણી કાંચીમા વિક્રમાદિત્યે ઘણુ દાન કર્યું અને ત્યાના મંદિરોની વ્યવસ્થા પહેલાની પેઠે ચાલુ કરી

વિક્રમાદિત્યનો પુત્ર કીર્તિવર્મા બીજો રાજ્ય કરતો હતો, તેના-મા રાષ્ટ્રકૂટોએ ચાલુક્યોને હરાવ્યા (સ ૭૫૩) આ પ્રમાણે બાદામીના મુખ્ય વંશનો નાશ થયો પણ ચાલુક્યોની ઘણી શાખાઓ જૂદે જૂદે ઠેકાણે જામતી હતી એમાંની એક શાખા પછીના આશરે બસો વર્ષમા પ્રબળ થઇ ઇ સ ૭૫૩ પછીથી ચાલુક્યોના દાન સબધે કઈ લેખો મળી આવતા નથી દાન સબધીના એવા લેખોના તામ્રપત્રો પરથીજ ઘણા ભાગે આ રાજાઓનો વખત ઠરાવેલો છે

(૭) પૂર્વચાલુક્ય, સમાલોચન—ચાલુક્યોના વખતમા મહા-રાષ્ટ્રમા જૈન ધર્મનો પ્રભાવ વિશેષ હતો તો પણ પૌરાણિક અને વૈદિક ધર્મનો પ્રચાર પણ ઠેકાણે ઠેકાણે હતો જૈન કવિ રવિકીર્તિને પુલકેશી બીજાએ આશ્રય આપેલો, તથા જૈન પંડિત નિરવધે વિવાદ-મા બધા પંડિતોને હરાવવાથી વિક્રમાદિત્ય બીજાએ તેને ઇનામ આપેલું છતા જૈન ધર્મનો પ્રચાર દક્ષિણ ભાગમા જ વિશેષ હતો બીજે ઠેકાણે હિંદુ દેવનાના મંદિરો હતા, અને શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોને ઇનામ તથા દાનો મળતા ડુંગરો ઉપર જઇ પત્થરમા મંદિરો કોતરી પૂર્વે જેમ બુદ્ધ ધર્મના વિહારો કરેલા, તેમ હિંદુઓએ પણ એ માર્ગ લીધો ચાલુક્યોના પહેલાજ તેની શરૂઆત થયેલી બાદામીમા તે રીતે એક ઉત્કૃષ્ટ મંદિર થયુ છે બુદ્ધ ધર્મને પ્રત્યક્ષ રાજ્યાશ્રય નહોતો, પણ તેની પ્રગતિ લોકોમા સારી હતી માત્ર તે ધર્મની ઉતરતી કળા હતી દક્ષિણ બાજુમા જૈનધર્મનો વિશેષ પ્રચાર હતો ચાલુક્ય રાજા-

ઓ બધા ધર્મો પર સરખો પ્રેમ રાખતા પારસી લોકો પણ તેમના વખતમા પ્રથમ આવ્યા ઇરાનના ખોરાસાન પ્રાંતમાથી ઘણા પારસી કુટુંબો સને ૭૩૫ મા પશ્ચિમ કિનારે સંજાણમા આવી રહ્યા ચાલુક્યો ના પૂર્વ અને ઉત્તર એવા બે વંશો જ મહારાષ્ટ્રમા પ્રબળ થયા, એટલુંજ નહિ પણ બીજી તેની અનેક શાખાઓ જુદે જુદે ઠેકાણે થોડે ઘણે અંશે પ્રબળ હતી એટલે હાલના મરાઠા લોકોમા એ સૂર્યવંશી ચાલુક્યોનો વિસ્તાર પામેલી અસખ્ય શાખાઓમાથી ઉતરેલા ઘણા કુટુંબો હોવા જોઇએ હાલના સાળુકે તે ચાલુક્યોના વંશજો હશે

(૮) રાષ્ટ્રકૂટ વંશ, (સ ૭૫૩-૯૭૩)—રાષ્ટ્રકૂટનો અમલ ચાલુક્યોના પહેલા મહારાષ્ટ્રના કેટલાક પ્રાંતો ઉપર હતો

આ વંશની હકીકત હજી સુધી બરાબર મળેલી નથી ગોવિંદ નામે પહેલો પરાક્રમી રાજા થયો તેનો પુત્ર કર્ક હતો તેનુ વલણ વૈદિક ધર્મ તરફ વિશેષ હતુ તેના વખતમા યજ્ઞ વગેરે પુષ્કળ થયા કર્કનો પુત્ર ઇન્દ્રરાજ હતો એનુ લગ્ન ચાલુક્ય કન્યા જોડે થયેલુ આ પ્રમાણે સૂર્ય અને ચદ્ર વંશનુ મિશ્રણ થવા લાગ્યુ તેનો પુત્ર દંતિદુર્ગ મોટો લડવૈયો હતો તેણે કર્ણાટકના રાજાને હરાવ્યો અને ચાલુક્યના છેલ્લા રાજા કીર્તિવર્માને જીત્યો આ દંતિદુર્ગે આખા મહારાષ્ટ્ર પર રાજ્ય કર્યુ

પછી તેનો દીકરો કૃષ્ણરાજ ગાદી ઉપર આવ્યો તેણે " શુભ તુગ " પદવી ધારણ કરી અને ચાલુક્યોની સત્તાનો અંત આણ્યો એલોરામા કૈલાસ નામનું અપ્રતિમ મંદિર એમણે પત્થરમા કોરાવ્યુ એટલુ સુદર અને પ્રચડ કામ પૃથ્વી પર બીજે ક્યાય થયેલુ નથી તેનો પુત્ર ધ્રુવ વળી વિશેષ પરાક્રમી નિવડ્યો તેણે દક્ષિણ તથા ઉત્તર બાજુના રાજાઓને જીત્યા તેનો પુત્ર ગોવિંદ સર્વથી પરાક્રમી થયો

રાષ્ટ્રકૂટ વંશના રાજાઓના નામો નીચે પ્રમાણે —

૧ દંતિવર્મા (સુમારે સ. ૭૪૮), તેનો પુત્ર (૨) ઇન્દ્ર પહેલો, ઇન્દ્રનો પુત્ર (૩) ગોવિંદ પહેલો, ગોવિંદનો પુત્ર (૪) કર્ક પહેલો.



ગોવિંદે ઉત્તર તથા દક્ષિણમા ઘણી સવારીઓ કરીને શત્રુઓને હરાવ્યા માળવાથી કાંચીપુર સુધીનો સઘળો પ્રદેશ તેના તાબામા હતો. તેના ભાઈ ઈન્દ્રે લાટ દેશમા એક સ્વતંત્ર શાખા સ્થાપી લાટ દેશ એટલે મહી અને તાપી નદી વચ્ચેનો દક્ષિણ ગુજરાત ગોવિંદના પુત્ર શર્વે ( અમોઘવર્ષે ) રાજધાની નાશિક બદલીને માન્યખેટમા કરી માન્યખેટ એટલે હાલનુ નિઝામ રાજ્યનુ માલખેડ ( વાડી જંક્શન પાસે ) છે તે કાનેરી ગુફાના લેખોમા અમોઘવર્ષનુ નામ છે તેથી તે ગુફાઓ તેમના વખતમા થયેલી હોવી જોઇએ એ રાજાનો પ્રેમ દિગંબર પંથ પર હતો જિનસેન નામનો તેમનો જૈન ગુરુ હતો. જિનસેને "આદિપુરાણ" નામે જૈન ગ્રંથ લખેલો છે જિનસેનના શિષ્ય ગુણભદ્રે એ ગ્રંથનો ઉત્તર ભાગ લખ્યો છે તેને "ઉત્તર પુરાણ" કહે છે એ પુરાણમા અમોઘવર્ષનો ઉલ્લેખ છે અમોઘવર્ષની કારકિર્દી ઘણી લાંબી એટલે ૬૨ વર્ષ ચાલી તેના પુત્ર કૃષ્ણ (અકાલવર્ષ) ના વખતમા ધારવાડ તથા સૌંદત્તીમા જૈન મંદિરો બંધાયા ચેદી દેશના હૈહયવંશી રાજા કોક્કલની પુત્રી આ કૃષ્ણ રાજાને આપેલી હતી કૃષ્ણના વખતમા ઉપર જણાવેલુ જૈન પુરાણ ગુણભદ્રે ૮૯૮ મા પુરૂં કર્યું સન ૯૧૧ એ કૃષ્ણની કારકિર્દીનુ વર્ષ છે

આ પછીના રાજાઓની વિશેષ માહિતી મળતી નથી દેશમા લડાઇઓ ચાલુ હતી જ જૈન અને હિંદુ વચ્ચેના વિખવાદથી આ લડાઇઓ મોટું સ્વરૂપ લેતી ચોથો ગોવિંદ ઘણો ઉદાર હતો તેણે અનેક ઠેકાણે શંકરના મંદિરો બાંધ્યા છેવટનો કક્કલ રાજ્ય કરતો હતો તેનામા તૈલપચાલુક્યોએ રાષ્ટ્રકૂટોનુ રાજ્ય લઈ લીધુ (૯૭૩) એટલે રાષ્ટ્રકૂટોનુ રાજ્ય ૭૪૮ થી ૯૭૩ સુધી આશરે સવા બસો વર્ષ ચાલ્યુ.

રાષ્ટ્રકૂટ-સમાલોચન--રાષ્ટ્રકૂટ રાજાઓ ઘણા પ્રબળ અને ભાગ્યશાળી હતા એલોરાની પત્થરની કોરેલી અપ્રતિમ ગુફાઓ એમના વખતમા થઈ એ એક જ ઉપરથી તેમનો વૈભવ કેટલો હતો તે જણાઇ આવે છે પ્રથમ બૌદ્ધ ભિક્ષુઓ માટે પત્થર કોરી ગુફાએ

બનાવતા, તે પ્રચાર હવે બંધ પડી રાષ્ટ્રકૂટોના વખતમાં હિંદુ દેવતાઓનાં મંદિરો બંધાવા માંડયાં. શંકર અને વિષ્ણુનું મહત્ત્વ ત્યારથી શરૂ થયું તે ઉત્તરોત્તર વધતું જઇ તેના પછીથી અનેક પંથો બન્યા. નવમા શતકના આરંભમાં શંકરાચાર્યે સનાતન ધર્મની સ્થાપના નવીન પાયા પર કરી (૭૮૮–૮૨૦). તેને લીધે તથા જૈન ધર્મના પ્રયાસથી બુદ્ધ ધર્મ તદન પડી ભાગતો ચાલ્યો. છતાં તેનો કેવળ લોપ થયો નહોતો. ઠેકાણે ઠેકાણે તેના ઉપાસકો હતા. ચાલુક્યોના વખતથી જૈન ધર્મનું મહત્ત્વ શરૂ થયું તે રાષ્ટ્રકૂટોના વખતમાં વધતું ચાલ્યું. કેટલાક માંડલિક રાજાઓ અને વૈશ્ય ગૃહસ્થો જૈન ધર્મના (દિગંબર પંથના) ચુસ્ત ઉપાસકો હતા. આ રાષ્ટ્રકૂટોના આશ્રયથી અનેક સંસ્કૃત ગ્રંથો લખાયા. સંસ્કૃત વિદ્યાની તે વખ આબાદી હતી. માત્ર તે વખતની સંસ્કૃત ભાષા કૃત્રિમ અને કવિઓની કલ્પના પ્રમાણેની વિચિત્ર હતી. "કવિરહસ્ય" નામનો હલાયુધનો એક ગ્રંથ તે વખતનો છે. તેમાં કોઇ એક કૃષ્ણ રાજાનું વર્ણન આપેલું છે. નેમાદિત્યના પુત્ર ત્રિવિક્રમ ભટ્ટે પણ આ વખતમા ઇન્દ્ર ત્રીજાને આશ્રયે રચી "નલચંપૂ" કાવ્ય લખ્યું છે.

(૯) **ઉત્તર ચાલુક્ય વંશ** (સ. ૯૭૩–૧૧૮૯).—પૂર્વ ચાલુક્યના છેલ્લા રાજા કીર્તિવર્મા બીજાનું રાજ્ય ગયું, તોપણ તેના વંશજોની સત્તા થોડી થોડી ચાલુ હતી. રાષ્ટ્રકૂટોની સત્તા પ્રબળ છતાં ચાલુક્યોનાં સાત રાજ્ય થયાં, પણ જે તૈલપે રાષ્ટ્રકૂટોનો પરાભવ કર્યો તે મુખ્ય ચાલુક્ય વંશ પૈકી હતો કે કેમ તે સમજાયું નથી. ચાલુક્યોની અનેક નાની મોટી શાખાઓ હતી, તે પૈકી કોઈ શાખાનો તે હશે. એ તૈલપે ચોલ અને ચેદી રાજાઓને જીત્યા, અને અણહીલવાડના ચાલુક્યોને હરાવ્યા. તેણે માળવા પર સવારી કરી ત્યાંના રાજા મુંજને પકડી આણી ઠાર માર્યો. છેલ્લા રાષ્ટ્રકૂટ રાજાની પુત્રી જકોબા વેરે તે પરણ્યો હતો. તેની પછીના બે ત્રણ રાજાઓ વિશેષ પરાક્રમી થયા નહિ. તોપણ માળવાના રાજાની સાથે તેમની લડાઈઓ

ચાલુ હતી **સોમેશ્વર** પહેલો પરાક્રમી થયો તેણે "આહવ મલ્લ" તથા "ત્રૈલોક્યમલ્લ" એવી પદવી ધારણ કરી કનોજ તથા કાંચીના રાજાઓને તેણે હરાવ્યા અને ગોવા સુધીનો કોંકણ પ્રાંત જીત્યો તેણે કલ્યાણ શહેર સ્થાપી ત્યા રાજધાની કરી એ કલ્યાણ શહેર **નિઝામ** રાજ્યમા **સોલાપુર** અને **બેદર**ની વચ્ચે બેદરની પશ્ચિમે આશરે ૪૦ માઈલ પર છે તૈલપ પછીથી ચાલુક્ય રાજાઓ નીચે પ્રમાણે થયા–

**ઉત્તર ચાલુક્યનો વંશ** (મહમદ ગીઝનીનો સમકાલીન)



સોમેશ્વરનો પુત્ર વિક્રમાદિત્ય ઘણો પરાક્રમી હતો. પિતા ગાદી પર હતો ત્યારે તેણે ઘણા દેશો પર સવારીઓ કરી. સિંહલદ્વીપનો રાજા તેને શરણે આવ્યો. પુત્રનું આવું પરાક્રમ જોઇ સોમેશ્વરે પોતાને તાવ આવેલો તેમાંથી હવે નહીં બચાય એમ માનીને, શંકરનું સ્મરણ કરતાં તુંગભદ્રામાં જળસમાધિ લીધી (૧૦૬૯). મરતા પહેલાં તેણે ઘણું દાન આપ્યું. તે વિદ્યાનો ભોગી હતો અને તેણે અસંખ્ય યજ્ઞો કરાવેલા. તેના વર્ણનના અનેક સંસ્કૃત ગ્રંથો, કથા તથા નાટકો છે. તેના રાજ્યને કુન્તલ દેશ કહેતા.

(૧૦) વિક્રમાદિત્ય (૧૦૭૬-૧૧૨૬)–આહવમલ્લનો મોટો દીકરો સોમેશ્વર જુલમી અને દુર્બળ હતો. તેના ભાઇ વિક્રમાદિત્ય સાથે તેને બનતું નહીં. ગોપાકપટ્ટણ (હાલનું ગોવા)માં કદમ્બવંશી જયકેશી રાજા રાજ્ય કરતો હતો. તેની સાથે આ વિક્રમાદિત્યને મિત્રતા હતી. વળી વિક્રમાદિત્યે પોતાની દીકરી મઇનાળ મહાદેવીને જયકેશીના કુટુંબમાં આપી કદમ્બો સાથે સંબંધ વધાર્યો અને કાંચીના ચોળ રાજાની દીકરીને પોતે પરણ્યો. પછી વડિલ ભાઇ સોમેશ્વરને પદભ્રષ્ટ કરી પોતે ગાદી પર બેઠો. તેણે પચાસ વર્ષ સુધી ડહાપણ અને શાંતતાથી રાજ્ય કરી પ્રજાને સુખી કરી. "ત્રિભુવનમલ્લ," "કલિવિક્રમ," "પરમાદિત્ય" એ પદવીઓ તેણે ધારણ કરી. શકથી કાલગણના ચાલતી તે તેણે બંધ કરીને પોતાના નામથી નવી ચાલુ કરી, પણ તે બહુ ટકી નહીં. કરાડના રાજા શિલાહારની દીકરી ચન્દ્રલેખા વેરે પણ તેણે લગ્ન કર્યું. તેને આની ઘણી રાણીઓ હતી, અને તેમને પર્વ પેટે તેણે ગામો બાંધી આપ્યાં હતાં. તેને ઘણીવાર લડાઇઓ ઇચ્છા વિરુદ્ધ કરવી પડી. કલ્યાણીમાં વિષ્ણુનું તેણે એક મોટું દેવાલય બંધાવ્યું અને વિક્રમપુર નામે શહેર વસાવ્યું. તેની રૈયત ઘણી સુખી હતી. કાશ્મિરનો વિદ્વાન, પંડિત બિલ્હણ આશ્રય માગવા દેશેદેશ ફરતો ફરતો આ રાજા પાસે આવેલો, તેને ઘણા માનથી અહીં રાખી આમણે 'વિદ્યાપતિ'ની પદવી આપી. "વિક્રમાંક દેવચરિત" નામનું બિલ્હણનું પ્રસિદ્ધ કાવ્ય આ રાજા વિશેજ

છે ધર્મશાસ્ત્ર સબધી જે મિતાક્ષરા નામે પ્રસિદ્ધ ગ્રથ છે તેનો કર્તા વિજ્ઞાનેશ્વર પણ આ રાજાને આશરે રહેતો મિતાક્ષરાની છેવટે રાજાના વખાણ કર્યા છે તે માત્ર વિવેક ખાતર નહીં પણ સત્ય છે એમ ડા ભાંડારકર કહે છે વિક્રમાદિત્ય એ ઉત્તર ચાલુક્ય વશમા સૌથી મોટો રાજા હતો

વિક્રમાદિત્યના પુત્ર સોમેશ્વર ત્રીજાએ થોડા જ વર્ષ પણ સારૂ રાજ્ય કર્યું તે વિદ્વાનો ભોગી હતો તેણે પોતે 'માનસોલ્લાસ' અથવા 'અભિલષિતાર્થ ચિન્તામણિ" નામનો એક ઉત્તમ સસ્કૃત ગ્રથ લખેલો છે અને તેમા રાજાઓને ઉપયોગી અનેક વિષયોની તથા શાસ્ત્રોની સારી ચર્ચા કરી છે પોતાની યોગ્યતા પ્રમાણે તેણે "સર્વજ્ઞ-ભૂપ" એવી પદવી ધારણ કરેલી તેની પછીના રાજાઓ દુર્બલ થયા, અને ચાલુક્યોની સત્તા પડતી ચાલી કલચૂરિ વશનો વિજ્જલ નામે દડનાયક હતો તેણે રાજાની સત્તા લઇ લીધી અને રાજા તૈલપ કલ્યાણ શહેર છોડી ધારવાડ નજીક અન્નાગિરીમા જઇ રાજ્ય કરવા લાગ્યો તે શહેર પણ વિજ્જલે કબજે કર્યું ત્યારે તૈલપ વનવાસીમા જઇ રહ્યો પણ વિજ્જલ પછી ટકી શક્યો નહીં લિંગાયત પથ શરૂ થતા તેને પરિણામે ઘણી અવ્યવસ્થા થઇ, અને વિજ્જલ તરતજ માર્યો ગયો એટલે તૈલપના દીકરા સોમેશ્વરે પહેલાનું લગભગ બધુ રાજ્ય પાછુ મેળવ્યુ તેને આ કામમા બ્રહ્મા નામના તેના એક સરદારે ઘણી મદદ કરી કલચૂરિનો આ પ્રમાણે નાશ થયો પણ સોમેશ્વરની સત્તા પણ વધારે ચાલી નહીં દક્ષિણ તરફની તથા ઉત્તર તરફની એઉ યાદવ શાખાઓએ તેનો નાશ કર્યો અર્થાત્ ૧૦૮૯ પછી ચાલુક્યોનો પત્તો મળતો નથી ચાલુક્યોના વખતે મહમદ ગીઝની તથા મહમદ ઘોરી હિંદુસ્તાનમા પેસી મુસલમાન સત્તા સ્થાપતા હતા દક્ષિણના આ રાજાઓને તેની કઇ ખબર ન હોતી ચાલુક્યો-ની કેટલીક શાખાઓ પછીથી કોઇ કોઇ ઠેકાણે રહી કોકણમા સગમેશ્વર અને રાજાપુર તાલુકામા ચાલુક્યોના દાન સબધી કઇક

લેખો મળી આવે છે ચાળકે નામે કોકણમા જે હજી કેટલાક કુટુંબો છે તે આ ચાલુક્યો પૈકી છે

(૧૧) કલચૂરિ અને લિંગાયત પંથનો ઉદય—જબલપુરની આસપાસનો પ્રદેશ ચેદી દેશ કહેવાતો અને તિપુર (તેવૂર)મા હૈહય નામનો ક્ષત્રિય વંશ રાજ્ય કરતો હતો એ હકીકત પ્રથમ જણાવેલી છે તેનો જ એક વંશજ કલ્યાણમા ચાલુક્યોને આશ્રયે આવીને રહેલો હતો અને તેની જોડે ચાલુક્યોનો કુટુબસબધ થયો હતો ચેદી પ્રાંતમા કવજર નામે કિલ્લો છે ત્યા પણ આ લોકો રહેતા

કલચૂરિનો ઉદય ન થતામા જે લિંગાયત પથ નડયો તેની ઉત્પત્તિ આવી છે કાનડી ભાષામા "બસવપુરાણ" કરીને એક ગ્રથ છે તેમા બસવનો વૃત્તાન્ત આપેલો છે આ બસવે લિંગાયત પથ સ્થાપ્યો "વિજ્જલરાયચરિત્ર" નામે એક જૈન ગૃહસ્થે લખેલો બીજો એક ગ્રથ છે તેમા આ લિંગાયત પથની બીજી બાજુ બતાવેલી છે જૈનોની વિરુદ્ધ આ લિંગાયત પથ હતો અને તે "વીરશૈવ" પણ કહેવાતો

કલાદગી જિલ્લામા બાગેવાડીમા માદિરાજ નામે બ્રાહ્મણ રહેતો તેનો પુત્ર બસવ વિજ્જલનો મુખ્ય પ્રધાન બળદેવ તે આ બસવનો મામો થતો, અને તેની દીકરી બસવ વેરે આપેલી હતી બળદેવ મરણ પામતા વિજ્જલે બસવને પ્રધાન બનાવ્યો બસવની એક બહેન પદ્માવતી રાજા વિજ્જલને આપી હતી, અને બીજી બહેન નાગલાંબિકાનો દીકરો ચેન્નબસવ કરીને હતો તેને હાથમા લઈને બસવે શંકરનુ લિંગ અને નંદીની પૂજાને પ્રાધાન્ય આપીને એક નવીન પંથ શરૂ કર્યો એ પંથમા વૈશ્ય વગેરે પુષ્કળ ભળ્યા એ પથના સાધુઓ જગમ કહેવાતા સરકારી પૈસા વાપરીને બસવે આ જગમોને મોજી બનાવ્યા આ હકીકત વિજ્જલના એક દરબારીએ વિજ્જલના લક્ષપર આણી અને એથી વિજ્જલનુ મન બસવ માટે બગડયુ અને તેણે તેને પકડવાની તજવીજ કરવા માડી કેટલાક જગમોને તેણે

હેરાન કર્યો, અને તેથી ખળભળાટ ઊઠયો. બસવ ન્હાસી ગયો. તે હાથ આવતો નહોતો તેથી વિજલ પોતે લશ્કર લઇ તેના ઉપર આવ્યો. તેમા વિજ્જલ ઉલટો હાર્યો અને બસવના અનુયાયી ઘણા વધી પડયા બસવે કલ્યાણ આવી રાજ્યકારભાર હાથમાં લીધો અને પછીથી તરતજ વિજ્જલને મરાવી નાખ્યો. આથી આખા કલ્યાણ શહેરમા બંડ ઊઠયુ. પરિણામે મુડદાના ઢગલા થયા અને શહેર ઉજડ થયુ. બસવે મલપ્રભા નદીમા સમાધિ લીધી. પછીથી ચેન્નબસવે લિંગાયત પંથની વૃદ્ધિ કરી. હાલ પણ કાનડા પ્રાંતમા લિંગાયતો વિશેષ છે. તેઓ વેદોને પ્રમાણ માનતા નથી એમ પુનર્જન્મ માનતા નથી. બ્રાહ્મણોનો તિરસ્કાર કરે છે, અને વિધવાઓને પુનર્લગ્ન માટે છૂટ આપે છે.

વિજ્જલના દીકરાએ થોડો વખત પ્રયત્ન કર્યો, પણ સન ૧૧૮૨ ના સુમારે સોમેશ્વર ચોથાએ એ રાજ્યનો ઘણો ભાગ જીતી લીધો અને કલચૂરિનો અંત આણ્યો. એ સોમેશ્વરને પછીથી તરત યાદવો-એ જીતી લીધો. આ રીતે નવો વંશ શરૂ થયો અને ઉત્તર ચાલુક્યોના રાજ્યનો સને ૧૧૯૦ માં અંત આવ્યો.

(૧૨) **ઉત્તર ચાલુક્ય, સમાલોચન**—ઉત્તર ચાલુક્યોનું રાજ્ય બારમા શતકમાં ગયું. એમના વખતમાં જૂના રિવાજો અને જૂની વ્યવસ્થા લગભગ બદલાઇ ગયાં અને નવીન સમયની શરૂઆત થઇ. બૌદ્ધ ધર્મ નાશ પામ્યો, જૈન ધર્મની પણ ઉતરતી કળા થઇ અને લિંગાયત પંથ જોરમાં આવ્યો. તેનો વિસ્તાર વૈશ્ય વર્ગમાં વધારે થયો, કેમકે જૈન ધર્મમાં પણ મોટે ભાગે વૈશ્યો હતા. હિંદુઓનાં પુરાણોની નવીન ઘટના થઈ અને હિંદુધર્મનો પણ ફેલાવો વધ્યો. ઘણા બ્રાહ્મણ પંડિતો થયા. હિંદુધર્મશાસ્ત્ર ઉપર પહેલાં વ્યવસ્થિત ગ્રંથ નહોતા. અનેક સ્મૃતિ અને અનેક પુરાણો વચ્ચે વિરોધ હોવાથી કોઈ પણ બાબતનો નિર્ણય કરવાને યોગ્ય આધાર

શોધવાની ઘણી મુશ્કેલી પડતી. આ મુશ્કેલી દૂર કરવા અનેક વિદ્વાન્ પંડિતોએ સઘળા શાસ્ત્રના આધારો એકત્ર કરી તથા કાલભેદ અને સ્થલભેદ ધ્યાનમાં લઈ સ્મૃતિવચનોની એકવાક્યતા કરનારા નવીન ગ્રંથો લખ્યા. આ ગ્રંથોને નિબંધ ગ્રંથ કહે છે. ધારાનગરીના ભોજરાજાએ મિતાક્ષરાના લખનારા વિજ્ઞાનેશ્વરે અને ઉત્તર કોકણના શિલાહાર વંશી રાજા અપરાર્કે સંસ્કૃત ભાષામાં ધર્મશાસ્ત્ર ઉપર આવા નિબંધો લખ્યા છે. ભોજ અને અપરાર્કના ગ્રંથોપરથી એવું અનુમાન થાય છે કે તે વખતના ક્ષત્રિયો સુદ્ધા સારૂં સંસ્કૃત જાણતા અને એ ભાષામાં ગ્રંથ રચતા. સંસ્કૃત વિદ્યા બ્રાહ્મણ સિવાયનાને આવડતી નહીં એ અપવાદ આ રીતે ખોટો ઠરે છે. વિજ્ઞાનેશ્વરે અને બીજાઓએ ધર્મશાસ્ત્રોનું એકીકરણ કર્યું. તેજ પછીથી હેમાદ્રિએ અને સાયનાચાર્યે કર્યું. એટલે અવ્યવસ્થિત બાબતોના તેમણે નિયમો બાંધ્યા. આજ માર્ગે ભટ્ટ વંશના તથા બીજા પંડિતોએ કાશીમાં ઘણા ગ્રંથો રચ્યા તેની હકીકત હવે પછી આવશે.

(૧૮) **યાદવ વંશ**—મહારાષ્ટ્રમાં આ વંશનું માહાત્મ્ય ઘણું છે. યાદવના વંશજો તે જાધવ. આ યાદવો મૂળ મથુરાના રહેનાર હોય તેમાંના કેટલાએક પ્રાચીન સમયમાં ક્યારેક ગુજરાતમા અને મહારાષ્ટ્રમાં આવ્યા. હેમાદ્રિના વ્રતખંડમાં આ સંબંધી હકીકત આપેલી છે. આ યાદવોના બે વંશ પ્રખ્યાત થયા. એક નાશિક પાસે ચંદ્રાદિત્યપુર (ચાંદવડ) માં રાજ્ય કરતા હતા અને બીજા દેવગિરી (દોલતાબાદ)માં રાજ્ય કરતા હતા. પહેલાની રાજધાની શ્રીનગર સેઉણ દેશમાં હતી. સુબાહુ નામનો એક પરાક્રમી યાદવ રાજા ઉત્તર હિંદુસ્તાનમાં થયો તેનો પુત્ર દૃઢપ્રહાર પ્રથમ મહારાષ્ટ્રમાં આવ્યો, અને તેણે પોતાનું રાજ્ય સ્થાપ્યું. દૃઢપ્રહારના દીકરા સેઉણચંદ્રે સેઉણપુર શહેર વસાવ્યું અને દેશનું નામ પણ સેઉણ દેશ ઠરાવ્યું. મુસલમાનો આવ્યા પહેલાં ખાનદેશનું એ નામ હતું. દેવગિરી તે સેઉણની ઉત્તર સરહદ પર આવેલું છે.

આ રાજાઓની વંશાવળી નીચે પ્રમાણે છે—

દૃઢપ્રહાર ( સન ૭૯૫ ના સુમારે )
સેઉણચંદ્ર પહેલો
ભિલ્લમ પહેલો ( પૌત્ર )
રાજગી ( શ્રીરાજ )
વાદુગી (વદ્દિગ)



સેઉણચંદ્રના પછી તેનો પુત્ર ધાડિયપ્પા અને પૌત્ર ભિલ્લમ એ અનુક્રમે ગાદી ઉપર આવ્યા. પછી શ્રીરાજ, વદ્દિગ, ધાડિયસ, ભિલ્લમ વગેરે રાજાઓ યાદવકુળમાં થયા. આ ભિલ્લમ પરાક્રમી હતો અને તે વખતના રાજવંશો રાષ્ટ્રકૂટ, ચાલુક્ય તથા થાણાના શિલાહારમાંથી તેની ઉત્પત્તિ થઈ હતી. એ ભિલ્લમ પછી વેસુગી, અર્જુન અને ભિલ્લમ ત્રીજો રાજા થયા. આ ત્રીજો ભિલ્લમ ચાલુક્ય વંશી જયસિંહ રાજાની દીકરી વેરે પરણ્યો. પછી સેઉણચંદ્ર બીજો પરાક્રમી થયો. તેણે ચાલુક્ય રાજા વિક્રમાદિત્યને ઘણી મદદ આપી. પછી પરમદેવ, સિંહરાજ (સિંઘણ), મલ્લુગી, અમરગાંગેય, ગોવિંદરાજ અને ભિલ્લમ પાંચમો એ રાજા થયા. છેલ્લા ભિલ્લમે ચાલુક્યોનું રાજ્ય છીનવ્યું, તે પહેલાં યાદવો ચાલુક્યોના માંડલિક હતા.

આ રીતે દૃઢપ્રહારથી ભિલ્લમ પાંચમા સુધી બાવીશ રાજા થયા. સરાસરી દરેક રાજાનાં અઢાર વર્ષ ગણીએ, તો યાદવોના આ પહેલા વંશે સન ૭૯૫ થી ૧૧૯૧ સુધી ૩૯૬ વર્ષ રાજ્ય કર્યું એમ કહેવામાં બહુ ભૂલ નથી.

**હોયસલ યાદવ** ( સન ૧૧૯૧–૧૩૨૭ ).—યાદવોની એક શાખા દ્વારસમુદ્રમાં રાજ્ય કરતી હતી. આ પ્રાચીન શહેર હાલના મ્હૈસુર રાજ્યના હલેબીડ પાસે હતું. એ જગાએ એક ઉત્કૃષ્ટ મંદિર પ્રાચીન શિલ્પકલાની સાક્ષી આપે છે. યાદવોની આ શાખાનું હોયસલ યાદવ એવું નામ પડ્યું. તેના પહેલા રાજા બિત્તિદેવ ઉર્ફે બિત્તિગે દ્વારસમુદ્ર શહેર સ્થાપી ત્યાં ૧૧૧૧ થી ૧૧૪૧ સુધી રાજ્ય કર્યું. શરૂઆતમાં તો જૈનધર્મ પાળતા અને તેના પ્રધાન ગંગરાજે ઘણાં જૈન મંદિરો બંધાવ્યાં. પણ રામાનુજે (૧૦૧૬–૧૧૩૭) ભક્તિમાર્ગ શરૂ કર્યો, તેનો પ્રભાવ આ રાજા ઉપર પડી તે તેનો ઉપાસક થયો. તે પછી તેણે વિષ્ણુનાં ઉત્કૃષ્ટ મંદિરો દ્વારસમુદ્રમાં તથા બીજે બંધાવ્યા. તેણે પોતાનું નામ પણ વિષ્ણુવર્ધન પાડ્યું. આ રાજા તથા તેના અનુયાયીઓએ હોયસલ યાદવની સત્તા ઘણી વધારી. તેનો પૌત્ર વીર

બલ્લાળ ઘણો પરાક્રમી હતો તેણે ઉત્તરમા દેવગિરી સુધી રાજ્યનો વિસ્તાર વધાર્યો ચાલુક્યવંશી સોમેશ્વર ચોથાનો સેનાપતિ બ્રહ્મ નામે હતો, તેને ભજે કરી સોમેશ્વરનુ ઘણુ ખરૂ રાજ્ય તેણે જીતી લીધુ પછી સેઉણદેશના યાદવ વીર બલ્લાળનુ પણ રાજ્ય લઈ લઇ તેણે દેવગિરીમા પોતાના વંશનુ નવીન રાજ્ય સ્થાપ્યુ (૧૧૮૭) દેવગિરી શહેર તેણેજ વસાવી ત્યા રાજધાની કરી આજ ભિલ્લમનો યાદવ વંશ પછી મહારાષ્ટ્રમા પ્રતાપી નિવડયો

હોયસલ યાદવની સત્તા કૃષ્ણાની દક્ષિણે ઘણા વર્ષ ચાલી પછીથી મુસલમાનોએ તે રાજ્યાસન ૧૩૨૭ મા લઈ લીધુ

યાદવોની વંશાવળી નીચે પ્રમાણે —

મંતુગી ( માલોજી ? )

૧ ભિલ્લમ ( ૧૧૮૭–૧૧૯૧ )

૨ જૈત્રપાલ (જૈતુગી)–(૧૧૯૧–૧૨૧૦)

૩ સિંઘરાજ (સિંઘણ)–(૧૨૧૦–૧૨૪૭)

જૈત્રપાલ

૪ કૃષ્ણ (કન્હાર અથવા કધાર (૧૨૪૭–૧૨૬૦)

૫ મહાદેવ (૧૨૬૦–૧૨૭૧)

૬ રામચંદ્ર (રામદેવ) (૧૨૭૧–૧૩૦૯) — [પુત્ર ૪ કૃષ્ણ]

આમણ — [પુત્ર ૫ મહાદેવ]

૭ શંકરદેવ (૧૩૦૯–૧૩૧૨) હરપાળદેવ સાળો (૧૩૧૮) — [પુત્ર ૬ રામચંદ્ર]

બીમદેવ ( બિંબ ? ) (માહિમમા રાજ્ય કરનાર) ૧૩૦૦ — [પુત્ર ૬ રામચંદ્ર]

હાલનું માલેગ્ઝ નામ તે મલ્લુગીનો અપભ્રંશ હશે. તેનો પુત્ર ભિલ્લમ પરાક્રમી થયો. "પ્રતાપ ચક્રવર્તી", "મહારાજાધિરાજ" વગેરે ઉપનામો તેણે ધારણ કરેલાં. ભિલ્લમનો દીકરો જૈત્રપાળ પણ પરાક્રમી હતો. 'સમસ્ત ભુવનાશ્રય' વગેરે ભભકાદાર નામ તેણે ધારણ કરેલાં. શંકર નામે તેનો સેનાપતિ અથવા દંડનાયક હતો. જ્યોતિષી ભાસ્કરાચાર્યનો પુત્ર લક્ષ્મીધર આ જૈત્રપાળના વખતમાં મુખ્ય પંડિત હતો. તેણે સંસ્કૃત ગ્રંથ લખ્યા છે. જૈત્રપાળને વેદ તથા તર્કશાસ્ત્રનું સારૂં જ્ઞાન હતું અને તે મીમાંસા પણ શીખ્યો હતો.

આદ્ય મરાઠી કવિ મુકુંદરાજનો ઉદય પણ આ જૈત્રપાળના વખતમાં થયો હોવો જોઇએ. "વિવેકસિંધુ" ની છેવટે મુકુંદરાજે આ પ્રમાણે લખ્યું છે–"નૃસિંહનો બલ્લાળ, અને તેનો પુત્ર જૈત્રપાળ તેણે આ ગ્રંથરચના કરાવી."

(૧૪) **સિંઘણ યાદવ** (સન ૧૨૧૦–૧૨૪૭)—જૈત્રપાળના પુત્ર સિંઘણના વખતમાં યાદવોની સત્તા અતિશય વધી. તેણે કુંતલ દેશ કબજે કરી માળવા, ગુજરાત, છત્રિશગઢ (ચેદી દેશમાં), વગેરેના રાજાઓને જીત્યા. પદ્મતાલ (પનાળા)માં શિલાહાર વંશનો ભોજ રાજા રાજ્ય કરતો હતો તેનું રાજ્ય પણ સિંઘણે છતી લીધું. કોલ્હાપુરનાં તામ્રપટોમાં આ પછી શિલાહાર વંશનું નામ આવતું નથી; પણ યાદવોનાં નામ આવે છે. તે પરથી એમ જણાય છે કે શિલાહાર વંશની તે પછી સમાપ્તિ થઈ હશે.

સિંઘણે ગુજરાત ઉપર ઘણી સવારીઓ કરેલી. પ્રથમની સવારીમાં ખોલેશ્વર નામનો મુદ્‌ગલ ગોત્રી બ્રાહ્મણ સિંઘણનો સેનાપતિ હતો. એ વખતે ગુજરાતમાં વાઘેલાવંશનું રાજ્ય હતું. એ વાઘેલાઓ ચાલુક્ય (સોલંકી) વંશના વંશજો હતા. ખોલેશ્વરે તેમને અનેક વખત હરાવ્યા. કીર્તિકૌમુદીના કર્તા સોમેશ્વરે અણહીલવાડના રાજા વાઘેલા, ચાલુક્ય અને યાદવ રાજાઓનાં યુદ્ધોનાં વર્ણન આપેલાં છે. ગુજરાતના રાજા લવણપ્રસાદ તથા તેના પુત્ર વીરધવળે સિંઘણ સાથે

તહનામુ કરી તેને પાછો વાળેલે પછીની સવારીમા ખોલેશ્વરનો પુત્ર ગર્મ સેનાપતિ હતો તે વીરધવળના પુત્ર વિસળદેવની સાથે લડતા મગયો બિચ્ચણ નામે સિંઘણનો એક બીજો સેનાપતિ હતો તેણે દક્ષિણ કોંકણ અને દક્ષિણ મહારાષ્ટ્ર જીત્યા એ દેશોનો કારભાર પણ તેજ કરતો એ બિચ્ચણ પણ ખોલેશ્વરનોજ પુત્ર હતો સિંઘણ ઘણા સૈન્ય સાથે સતારાની આસપાસ બહુ વખત રહ્યો હતો એ જિલ્લાના ખટાવ તાલુકાના માયણી ગામે બે નહેરાના સગમ ઉપર સગમેશ્વર નામે શિવાલય તેણે બધાવ્યુ છે ભૂષણગઢ નામે કિલ્લો પણ તેણે બધાવ્યો અને માણ તાલુકામા સિંઘણપુર નામે ગામ પણ તેણે વસાવ્યુ એ ગામની જગાએ તેની છાવણી કોલ્હાપુરના ભોજ રાજાની સાથે લડતી વખત પુષ્કળ દિવસ રહેલી દક્ષિણ પ્રાત ઉપર તેની પ્રીતિ બહુ હતી તે વણો ધામઠ હતો અને દેવળો બધાવવાનુ તેને બહુ ગમતુ

એકદરે સિંઘણ ઘણો પરાક્રમી રાજા થયો "પૃથ્વીવલ્લભ", "વિષ્ણુવંશોદ્ભવ" વગેરે નામો તેણે ધારણ કરેલા સિંઘણના વાવટા ઉપર સુવર્ણ ગરુડનુ ચિહ્ન રહેતુ સિંઘણ અને તેની પહેલાના બે રાજાઓના મુખ્ય કારભારીઓ "શ્રીકરણાધિપ" કહેવાતા સોઘલ નામનો ગૃહસ્થ આનો કારભારી હતો પછીથી હેમાદ્રિ પણ કારભારી થયો હતો સાધલના પુત્ર શાર્ઙ્ગધરે "સગિત રત્નાકર" નામનો ગ્રથ સિંઘણના વખતમા લખ્યો ભાસ્કરાચાર્યનો પૌત્ર (લક્ષ્મીધરનો પુત્ર) ચાગદેવ આ વખતે મોટો જ્યોતિષી હતો ભાસ્કરાચાર્યના ભાઈ શ્રીપતિનો પૌત્ર અનતદેવ પણ મોટો જ્યોતિષી હતો આ રીતે આખુ ભાસ્કરાચાર્યનુ કુટુબ જ્યોતિષ વિદ્યામા નિપુણ હતુ એમ જણાય છે ખાનદેશમા ચાળિશગામ તાલુકામા પાટણા ગામે ચાગદેવે ભાસ્કરાચાર્યનુ, 'સિદ્ધાન્ત શિરોમણિ' શિખવવા મોટી પાઠશાળા સ્થાપી હતી અનતદેવે તેની પડોશમા ભવાનીનુ એક દેવળ બધાવ્યુ હતુ (સન ૧૨૨૨) સિંઘણનો પરાક્રમી અને વિદ્વાન પુત્ર જૈત્રપાળ તેના પહેલાજ મરણ પામ્યો હતો

કૃષ્ણદેવ—(સન ૧૨૪૭-૧૨૬૦)-એ પણ ઘણો પરાક્રમી હતો. ગુજરાત ઉપર તેમણે પણ સવારીઓ કરેલી. જનાર્દનનો પુત્ર લક્ષ્મીદેવ તેનો મુખ્ય હુશિયાર સલાહકાર હતો. આ રાજાએ ઘણા યજ્ઞો કર્યા અને કોકણસ્થ તથા દેશસ્થ કેટલાક બ્રાહ્મણોને ઇનામ તરીકે ગામો આપ્યાં. આ બ્રાહ્મણોમાં પટવર્ધન, ઘૈસાસ, પાઠક વગેરે નામો જણાય છે. લક્ષ્મીદેવ પછી જહલણ મુખ્ય મંત્રી થયો. તે પણ વિદ્વાન્ અને હુશિયાર હતો. "સૂક્તિમુક્તાવલિ" નામનો ગ્રંથ તેણે લખ્યો છે. વેદાંતસૂત્રો ઉપર ટીકા લખનાર અમલાનંદ પણ આ રાજાનો દરબારી હતો. એકંદરે તે વખતે સંસ્કૃત વિદ્યાની ચઢતી હતી.

મહાદેવ—(સ. ૧૨૬૦-૧૨૭૧)-મહાદેવ તે કૃષ્ણનો નાનોભાઇ. તેણે તૈલંગણ, ગુજરાત અને કોકણ ઉપર સવારીઓ કરી. સોમેશ્વર નામે કોકણનો શિલાહારવંશી રાજા થાણામાં રાજ્ય કરતો હતો. તેને હાર મારીને કોકણ પ્રાંત મહાદેવે યાદવોના રાજ્ય સાથે જોડી દીધો. એ લડાઇ સમુદ્ર ઉપર પણ ચાલેલી અને બધાં વહાણો સાથે સોમેશ્વર બુડીને મરણ પામ્યો. સોમેશ્વર પછીથી શિલાહારો સંબંધનાં કોઈ તામ્રપટ થાણામાં મળી આવતાં નથી. કોકણપ્રાંત ઉપર પછી યાદવરાજાઓએ પોતાના દંડનાયક નીમેલા. મહાદેવના વખતે યાદવોના રાજ્યનું "સેઉણ દેશ" એવું નામ હતું. કેમકે દેવગિરી શહેર સેઉણ દેશમાં દંડકારણ્યની સીમા ઉપર હતું, એમ તે વખતના વર્ણન ઉપરથી જણાય છે. આસપાસના સર્વે રાજાઓ ઉપર મહાદેવનું વજન વધારે હોવાથી તેને "ચક્રવર્તી"ની સંજ્ઞા અપાઇ હતી. કાશ્યપ ગોત્રી કેશવ નામના બ્રાહ્મણ પાસે મહાદેવે આપ્તોર્યામ યજ્ઞ પણ કરાવ્યો હતો. હેમાદ્રિએ મહાદેવનો 'શ્રી કરણાધિપ' હતો. પ્રથમ તે ઉત્તર કોકણમાં સાષ્ટી પ્રાંતનો દંડનાયક હતો.

રામદેવ (રામચંદ્ર)—(સ. ૧૨૭૧-૧૩૦૯)-રામદેવ તે કૃષ્ણનો પુત્ર. આ રામદેવની કીર્તિ ઘણી છે. તેના વખતમાં ભાર્ગવગોત્રી કૃષ્ણ નામના બ્રાહ્મણ પાસે કોકણનો કારભાર હતો. આ કૃષ્ણનો દાદો

પદ્મનાથ સિધણના વખતમા એજ પ્રાંતનો કારભારી હતો અચ્યુત-નાયક નામનો એક બીજો બ્રાહ્મણ પણ આવાજ મોટા હોદ્દા ઉપર હતો સન ૧૨૭૧ મા રામદેવે સત્તાવન બ્રાહ્મણોને ત્રણ ગામ ઇનામ-મા આપેલા, આ ઇનામની સરતો એવી હતી કે બ્રાહ્મણોએ તથા તેના વંશજોએ તેજ ગામોમા રહેવુ, એ ગામો કોઇને ગીરો આપવા નહીં, એ ગામોમા વેશ્યાઓને રહેવા દેવી નહીં, જુગાર રમવો નહીં, હથિયારો વાપરના નહીં, અને બધાએ પોતાનો વખત સત્કર્મ કરવામા ગાળવો આ ઉપરથી રામદેવની પ્રવૃત્તિ સન્માર્ગ તરફ હતી એમ જણાઈ આવે છે

મહારાષ્ટ્રનો છેલ્લો વૈભવી રાજા રામદેવ હતો તેની કારકિર્દીમા મુસલમાનો દક્ષિણમા આવ્યા અને તેમણે વૈભવના શિખરે પહોચેલા યાદવ રાજ્યને ધૂળમા મેળવ્યુ સન ૧૨૯૩ ના ડિસેમ્બરમા અલ્લાઉ-દ્દીન કડાહમાણિકપુરથી નિકળ્યો અને જાન્યુઆરીના તેણે દેવગિરીને ઘેરો ઘાલ્યો એ ઘેરો ૨૫ દિવસ ચાલ્યો તા ૫ ફેબ્રુઆરી ૧૨૯૪ ના રોજ રામદેવનું રાજ્ય ગયુ અને તે દિલ્હીના તાબામા ખંડીયો રાજા થયો અલ્લાઉદ્દીન અપાર સંપત્તિ લઇ પાછો ગયો અને સન ૧૩૦૭મા તેના સરદાર મલિકકાફુરે ફરી દેવગિરિ પર ચડાઈ કરી અને રામદેવને પકડી દિલ્હી લઈ ગયો ત્યાથી તે ૭ માસે છૂટીને આવ્યો ત્યારથી તે દિલ્હીને આપવાની ખંડણી નિયમિત મોકલતો સન ૧૩૦૯ મા તે મરણ પામ્યો હતો

યાદવરાજાના વખતમા આધુનિક મરાઠી ભાષા જોરથી પ્રચારમા આવી કોઈ પણ દૃષ્ટિથી જોઇએ તો પણ યાદવોના વખતથી અર્વા-ચીન કાળની શરૂઆત થઈ ગણાય જૂની ભાષા, જૂના રીતરિવાજો, જૂના ધર્મમતો, વગેરે જઇને બધી જગાએ નવીનતા આવી આજ દૃષ્ટિથી સન ૧૦૦૦ ને અર્વાચીન કાળના આરંભ તરીકે આ ઇતિ-હાસમા ગણવામા આવ્યો છે જ્ઞાનદેવ અને તેના બન્ને ભાઈઓ

તથા એક બ્હેન એ ચારે વિદ્વદ્રત્નો રામદેવના વખતમા થયા તે જ પ્રમાણે હેમાદ્રિ, બોપદેવ, ચાંગદેવ, મુકુન્દરાજ, શાર્ઙ્ગધર, એ વિદ્વાન્ પુરુષો પણ યાદવોના વખતમા થયા જ્ઞાનદેવે તેના ગ્રથમા રામદેવનુ વર્ણન ઘણા ગૌરવથી રમમય વાણીમા કરેલું છે "યદુવશ વિલાસ શ્રી રામચદ્ર (રામદેવ) સકળકળા નિવાસ (હોઇ) પ્રજાને ન્યાયથી પોષતા હતા" આવો ઉલ્લેખ "જ્ઞાનેશ્વરી"મા સને ૧૨૯૦ મા કરેલો છે તે ઉપરથી રામદેવ શાત, દયાળુ અને ધર્મશીલ રાજા હતો એમ જણાય છે શૌર્યાદિ ગુણ તેનામા વિશેષ નહીં હોય, તેમ જ પરિસ્થિતિ ધ્યાનમા રાખીને રાજ્યના બદોબસ્ત માટે તેણે યોગ્ય લક્ષ પણ રાખ્યુ જણાતુ નથી ઉત્તર હિંદુસ્તાનમાના મુસલમાનોના કૃત્યોની તેણે બિલકુલ ખબર જ રાખી નહીં અલ્લાઉદ્દીનની બધી રચના શરૂઆતથી કપટભરી હતી, છતા એકાએક આવેલા આવા સકટમાથી આટલા મોટા રાજ્ય વડે કઈ જ નિરાકરણ કરી શક્યુ નહીં, તેમ યાદવોને મુસલમાનો પાસેથી પોતાનુ રાજ્ય પરત પણ મેળવી શકાયુ નહીં, એ ઉપરથી રાજ્યના બદોબસ્ત તરફ રામદેવનુ પૂરતુ લક્ષ નહોતુ, એમ જ કહેવાય

રામદેવના દીકરા શકરદેવે દિલ્હીની ખડણી બધ કરતા મલેક કાફુરે સ ૧૩૧૩મા ફરી દક્ષિણ પર સવારી કરી અને શકરદેવને હાર આપી તથા યાદવોનુ રાજ્ય ખાલસા કર્યું અલ્લાઉદ્દીનના મરણ પછી દિલ્હીમા બખેડા શરૂ થયા એ લાગ જોઈ રામદેવના જમાઇ હર પાળદેવે દેવગિરિમાથી મુસલમાન અમલદારોને હાકી કાઢ્યા, અને યાદવોનુ રાજ્ય પુન સ્થાપવાનો વિચાર કર્યો પણ તે ખબર મળતા મુબારક ખીલજીએ જાતે દક્ષિણમા આવી હરપાળદેવને પકડી તેની જીવતા ચામડી ઉતરાવી મરાવી નાખ્યો આ વખતથી મહારાષ્ટ્રનુ સ્વાતત્ર્ય નષ્ટ થઇ તે મુસલમાનોના તાબામા આવ્યુ.

(૧૫) હેમાદ્રિ—હેમાદ્રિ નામનો પ્રસિદ્ધ વિદ્વાન્ ગૃહસ્થ મહાદેવ તથા રામદેવનો મુખ્ય પ્રધાન એટલે "શ્રીકરણાધિપ' હતો.

તે વત્સગોત્રી યજુર્વેદી બ્રાહ્મણ કામદેવનો પુત્ર કામદેવના પિતા વાસુદેવ અને તેના પિતા વામન હેમાદ્રિ "શ્રી કરણાધિપ" હોવાથી બધા કામોનો તે મુખત્યાર હતો તેણે ધર્મશાસ્ત્ર ઉપર અનેક ગ્રંથ લખેલા છે, તેમા કેટલેક ઠેકાણે યાદવવંશની હકીકત આપેલી છે એ ગ્રંથોની રચના ઉત્કૃષ્ટ પદ્યમા હોવાથી તેના પરથી હેમાદ્રિનુ કવિત્વ તથા યાદવોનો વૈભવ જણાઇ આવે છે તેણે અનેક બ્રાહ્મણોને આશ્રય આપેલો તે લડાઇમા શૂરો અને રાજનીતિમા નિપુણ હતો પણ બીજી રીતે ધાર્મિક તથા ભક્તિપરાયણ હતો રાજ્યમા તેનુ મહત્ત્વ વિશેષ હતુ તેનો મોટો ગ્રંથ 'ચતુર્વર્ગ શિરોમણિ" નામે છે, એ ગ્રંથના વ્રતખંડ, દાનખંડ, તીર્થખંડ અને મોક્ષખંડ એવા ચાર ભાગ છે ' પરિશેષખંડ" નામનો એક પાચમો ખંડ પણ તેને જોડેલો છે આવડો મોટો ગ્રંથ તેણે પોતે નહિ પણ અનેક વિદ્વાનોની મદદથી લખેલો હશે બોપદેવ નામનો એક વિદ્વાન્ પુરુષ તેનો જોડીદાર હતો, તેના લખેલા 'મુક્તાફલ" તથા "હરિલીલા" એ ગ્રંથો પ્રસિદ્ધ છે બોપદેવ એ કેશવ નામના વૈદ્યનો દીકરો અને ધનેશનો શિષ્ય કેશવ અને ધનેશ એ બ્રાહ્મણો વરાડમા વર્ધાને કાઠે સાથે નામના ગામમા રહેતા "મુગ્ધબોધ" નામનુ પ્રાકૃત ભાષાનુ સંસ્કૃતમા લખેલુ વ્યાકરણ છે તે આ બોપદેવે જ લખેલુ છે સિવાય બોપદેવે કેટલાક વૈદ્યક ગ્રંથો પણ લખ્યા છે હેમાદ્રિએ રાજપ્રશસ્તિ નામે એક પ્રકરણ લખેલુ છે તે યાદવોનો ઇતિહાસ છે હેમાદ્રિના ગ્રંથો કલકત્તામા છપાયા છે તેના ગ્રંથોના રાષ્ટ્રીય ઉપયોગ વિષેનો વિચાર હવે પછી કરીશુ

મહારાષ્ટ્રમા હેમાદ્રિ હેમાડપંતના નામથી પ્રસિદ્ધ છે તેણે મોડી લિપિની શરૂઆત કરી તે હજી પણ ચાલે છે હેમાડપંતી ઘરો બાંધવાની શૈલી પણ પડેલી છે અને પંઢરપુરનુ દેવળ તેનો નમૂનો છે હેમાદ્રિએ ઘણે ઠેકાણે દેવળો, તળાવો વગેરે બાંધી લોકોને સુખના સાધન કર્યાં હતા

હેમાદ્રિ વિદ્વાન, બુદ્ધિમાન તથા કર્તવ્યવાન પુરુષ હતો. દરકોઈ બાબતમાં સુધારણા કરવા તથા વ્યવસ્થિત પદ્ધતિ રાખવા તેનો વિશેષ આગ્રહ હતો. સ્વ. રાજવાડેએ કેટલીક જૂની હેમાડપંતી નોંધો પ્રસિદ્ધ કરી છે. તે ઉપરથી હેમાદ્રિએ ઠરાવેલી જમાખર્ચની અને હિસાબની પદ્ધતિ, રાજ્યકારભારની અનેક શાખાની વ્યવસ્થા તથા વ્યવહારનાં ધોરણો મળી આવે છે. હેમાડપંતી ઘરબાંધણી તથા ઉતાવળે લખવાની મોડી લિપિ એ પણ હેમાદ્રિની વ્યવસ્થા દર્શાવે છે. એટલે તે વખતના માપથી હેમાદ્રિની વ્યવહારનિપુણતા અને વ્યવસ્થાની આવડત વિશેષ માનને પાત્ર છે. અનેક વ્યવહારની, સમાજની તથા રાજ્યની વ્યવસ્થા સરળ ચાલવાને શા શા ઉપાય કરવા જોઇએ, તેના વિચારમાં તેનું મન હંમેશાં નિમગ્ન રહેતું. જાતે વિદ્વાન હોવાથી વિદ્વાનોનો ઉપયોગ કેમ કરી લેવો એ તેને આવડતું હતું. અને રાજ્યની પૂર્ણ મદદ તથા સુભાગ્યે અર્ધો શતક સુધી હાથમાં રહેલી સત્તાને લીધે તેના હાથે કેટલાંક કાયમનાં મોટાં કામો થયાં હતાં.

પણ રાજ્યના રક્ષણનું કામ તેના હાથે થયું નહી. તે લડવૈયો નહોતો, તેમ કોઇ અપ્રતિમ સેનાનાયકની તેને સહાયતા ન હોતી, નહીતર રામદેવનું રાજ્યવૈભવ શિખરે પહોંચેલું હોવા છતાં મુસલમાનોની સવારી થતાં પળવારમાં તૂટી પડ્યું ન હોત. રાજ્યના સારા બંદોબસ્તનો વિચાર હેમાદ્રિને સૂઝ્યો જ નહીં, એ તેની કીર્તિને ઝાંખપ લગાડનારૂં છે. તેનો મરણકાળ ઉપલબ્ધ નથી. અલાઉદ્દીનની સવારી વખતે તે હયાત હોય એમ જણાતું નથી.

(૧૬) **કોલ્હાપુરના શિલાહાર**—( સ. ૯૪૯-૧૨૦૫ )-. શિલાહારની ત્રણ શાખાઓ હતી. તેઓ પોતાની ઉત્પત્તિ વિદ્યાધર ગંધર્વથી માને છે. એ ત્રણ શાખાઓ ઉપરાંત એક વંશ તગરમાં રાજ્ય કરતો હતો. એ તગર શહેર પૂર્વે ઘણું વિખ્યાત હતું. નિઝામ રાજ્યનું ધારૂર તે જ તગર એમ કેટલાક માને છે. શિલાહાર

રાષ્ટ્રકૂટોના માડલિક હતા. ઉપર ગણાવેલી ત્રણે શાખા અનુક્રમે ઉત્તર કોકણમા પૂરીમા, દક્ષિણ કોકણમા ખારાપાટણ નજીક, અને કોલ્હાપુરમા એમ રાજ્ય કરતી હતી એ બધામા કોલ્હાપુરનુ રાજ્ય વિશેષ આબાદ થયુ અને તેની સત્તા કરાડ, મિરજ તથા કોલ્હાપુર ઉપર અને પછીથી દક્ષિણ કોકણ ઉપર પ્રસરી કોલ્હાપુરનુ મૂળ નામ કરવીર હતુ જતિગ, ગડરાદિત્ય, વિજયાર્ક, ભોજ વગેરે કેટલાક મોટા રાજાઓ એ ગાદીએ થયા યાદવવશી સિંઘણ રાજાએ આ રાજ્યને જીતી લીધુ પદ્મતાલ દુર્ગ–પન્નાલ દુર્ગ (પન્નાળા) એ શિલાહારોને રહેવાનુ મજબૂત સ્થળ હતુ ખિલિગઢ (ખેલણા) અથવા વિશાળગઢ એ કિલ્લો ભોજ શિલાહારે સન ૧૨૦૦ મા બાધ્યો "શ્રી મહાલક્ષ્મી લબ્ધવરપ્રસાદ" એવી પદવી શિલાહારો પોતાના નામ સાથે જોડતા. એ પરથી તેઓ કોલ્હાપુરની મહાલક્ષ્મીના ભક્ત જણાય છે. તેઓ પૌરાણિક અને વૈદિક ધર્મ પાળતા. જૈન લોકોને પણ તેઓ ઘણો આશ્રય આપતા. બંને ધર્મ માટે તેમના મનમા એટલો સમભાવ હતો કે ગંડરાદિત્યે ત્રણ દેવળો બાધ્યા, તેમા શંકર, બુદ્ધ તથા અર્હત્ (જૈન)ની મૂર્તિઓ રાખી. શિલાહાર તે જ હાલના શેલાર. એ નામના અનેક કુટુંબો દક્ષિણમા છે. શેલારવાડી ગામ પણ મૂળે શિલાહારોનુ હશે એમ જણાય છે કરાડા બ્રાહ્મણોના નામ શિલાહારોના દાનલેખોમા જણાય છે. કરોડી ગામ કરાડા ભાગવતોને શિલાહારોએ બક્ષિસ આપ્યુ હતુ.

સન ૧૨૬૦ મા મહાદેવ યાદવે ઉત્તર કોકણ પ્રાત શિલાહારો પાસેથી જીતી દેવગિરીના રાજ્ય સાથે જોડી દીધો. ત્યારથી આ પ્રાતના અચ્યુતનાયક તથા કૃષ્ણ નામે બે અમલદાર અથવા દંડનાયક યાદવોના થયા. સન ૧૨૯૪ મા અલાઉદ્દીને દેવગિરી લીધા બાદ રામદેવનો બીજો દીકરો ભીમદેવ (બિબદેવ ?) પોતાના રાજગુરુના અને સૂર્યવંશી તથા સોમવંશી પાઠારે પ્રભુના કેટલાક કુટુંબોને સાથે લઇ માહિમમા આવી રહ્યો. હાલ મુંબઇમા પાઠારે પ્રભુના તથા તેના

ગુરુ યજુર્વેદી બ્રાહ્મણોના કેટલાક અત્યત જૂના કુટુબો છે, તેનું મૂળ આ ઉપરની હકીકતમા મળી આવે છે **ભીમદેવ** (બિંબિરાજા) સન ૧૩૦૦ લગભગ સુધી સાષ્ટી બેટ ઉપર રાજ્ય કરતો હતો

(૧૭) **સમાલોચન**—મહારાષ્ટ્રમા આવી વસ્યા ત્યારથી સ ૧૩૦૦ સુધીમા ક્યા ક્યા રાજ્યો થયા અને તેની સામાન્ય સ્થિતિ કેવી હતી તેનું અત્યાર સુધી વર્ણન આપ્યુ પ્રથમ શાતવાહન અથવા શાલિવાહન રાજાઓ થયા તેમણે ઈ સ પૂર્વે ૭૩ થી ૨૧૮ સુધી પૈઠણમા રહી રાજ્ય ચલાવ્યુ પુરાણોમા જણાવેલા આંધ્રભૃત્ય રાજાઓ તે આજ એવુ અનુમાન છે વચમા શક નામના લોકોનો અમલ આશરે પચાસ વર્ષ રહ્યો શાલિવાહન પછી અભીર તથા રાષ્ટ્રકૂટ વશોની સત્તા લગભગ ત્રણસો વર્ષ સુધી થોડે ઘણે અશે ચાલી આ વખતમા ભોજ, રઠ્ઠા (રાષ્ટ્રિક) અને મહારઠ્ઠા વગેરે ક્ષત્રિયવશો આખા દેશમા પ્રસર્યા હતા રાષ્ટ્રકૂટ, રઠ્ઠકૂટ અને રાઠોડ એ વશો પણ તેજ પ્રમાણે હતા શાલિવાહનના વખતમા તેમના પર સારો દાબ હોવાથી તેઓ આગળ આવેલા નહીં, પણ તે સત્તા ગયા પછી તેના રાજ્યો ઠેક ઠેકાણે સ્થપાયા અર્થાત્ ત્રીજા શતકથી છઠ્ઠા શતક સુધી આ રાષ્ટ્રકૂટ લોકોના રાજ્યો મહારાષ્ટ્રમા હતા છઠ્ઠા શતકના આરભથી સન ૭૫૩ સુધી આશરે દોઢસો વર્ષ વાતાપીપુર (બાદામી)મા ચાલુક્યો રાજ્ય કરતા હતા સ ૭૫૩ થી ૯૭૩ સુધી રાષ્ટ્રકૂટોનો અમલ મહારાષ્ટ્ર પર હતો તેની રાજધાની માનખેડમા હતી તે પછી ચાલુક્યોનો બીજો વશ ગાદીએ આવ્યો એ વશનો પહેલા વશ સાથે કાઈ સબધ હોવાનુ જણાયુ નથી એ વશે સન ૯૭૩ થી ૧૧૮૯ સુધી રાજ્ય કર્યું કલ્યાણમા તેમની રાજધાની હતી પછી યાદવોની સત્તા પ્રબળ થઈ સન ૧૧૮૭ થી ૧૩૧૮ સુધી યાદવોએ રાજ્ય કર્યું તે પછી મુસલમાની સત્તા સ્થપાઈ સન ૧૩૧૮ થી ૧૩૪૭ સુધી દિલ્લીના રાજાએ મહારાષ્ટ્ર પર અમલ કરતા સન ૧૩૪૭મા બ્રાહ્મણી રાજ્યની સ્થાપના થઈ એ સબધી હકીકત મુસલમાની

ઇતિહાસના વિભાગમા આપેલી છે. બ્રાહ્મણી રાજ્યની શાખાઓ ચાલતી હતી તે દરમિયાન મરાઠી રાજ્યની પ્રાણપ્રતિષ્ઠ થઇ. આ રીતે સરાસરીએ જોતા મહારાષ્ટ્રના પ્રાચીન ઇતિહાસમા નીચેના રાજવંશો ધ્યાનમાં રાખવા લાયક છે –

ઈ. સ પૂર્વે ૭૦૦ સુધી મહારાષ્ટ્રમા આર્યોનો પ્રવેશ નહોતો.
ઈ. સ. પૂર્વે ૭૦૦ થી ઇ સ. પુ ૩૫૦ સુધીમા આર્યોનો પ્રવેશ થયો.
ઈ. સ પૂ. ૩૫૦ થી ઈ. સ. પૃ. ૭૩ સુધી આર્યો મહારાષ્ટ્રમા પ્રસર્યા.
ઇ. સ. પૂ. ૭૩ થી ઇ. સ. ૨૧૮ સુધી શાલિવાહન કિંવા આંધ્રભૃત્ય.
ઈ. સ. ૨૧૮ થી ઈ સ. ૫૫૦ અભીર, રાષ્ટ્રકૂટ વગેરે.
ઇ. સ. ૫૫૦ થી ઇ. સ. ૭૫૩ પૂર્વ ચાલુક્ય.
ઇ. સ. ૭૫૩ થી ઇ. સ. ૯૭૩ રાષ્ટ્રકૂટ.
ઇ. સ. ૯૭૩ થી ઇ. સ. ૧૧૮૯ ઉત્તર ચાલુક્ય.
ઇ. સ. ૧૧૮૯ થી ઇ. સ. ૧૩૧૮ યાદવ.
ઇ. સ. ૧૩૧૮ થી ઈ. સ. ૧૩૪૭ દિલ્લીના મુસલમાન સુલતાન.
ઇ. સ. ૧૩૪૭ થી ઇ. સ. ૧૫૨૬ બ્રાહ્મણી રાજ્ય.
ઇ. સ. ૧૫૨૬ થી ઇ. સ. ૧૬૫૦ બ્રાહ્મણી રાજ્યની શાખાઓ.

સોળસો વર્ષનો આ સમય ઘણો મોટો છે. તેથી કેવળ રાજવંશોની નામાવળી પુરતો અહીં વિચાર થયો છે. પણ સામાજિક તથા બીજી બાબતોનો ઉપર ઉપરથી પણ વિચાર કર્યા વગર મરાઠી રાજ્યસ્થાપનાના કારણો સારી રીતે સમજાય નહીં. સન ૧૨૫૦ થી ૧૬૫૦ સુધીની દેશની સ્થિતિનું સામાન્ય ચિત્ર તે સમયના કવિઓ અને સંતોના લેખો ઉપરથી સમજી શકાય છે. તેથી પ્રથમ તેમનાં અલ્પ વૃત્તાન્તો આપી તે સમયની સ્થિતિનું અવલોકન કરીશું.

---

## પ્રકરણ ૨ જું.

### મહારાષ્ટ્રના સંત કવિઓની કામગિરી.

૧. સંત કવિઓનું વૃતાન્ત—શિવાજીએ મરાઠી રાજ્ય સ્થાપ્યું તેનાં કારણો સમજવા માટે ઇ. સનના ચૌદમા શતકથી સત્તરમા શતક સુધીનો કાળ ઘણા મહત્ત્વનો છે. એ કાળની દેશસ્થિતિની માહિતી જેટલી મળશે, તેટલા પ્રમાણમાં ત્યાર પછીના ઇતિહાસની સ્પષ્ટતા થશે. દેશના પ્રચલિત પ્રશ્નો અને ફેરફારોની ચર્ચા તે તે કાળના સાહિત્યમાં જણાઇ આવે છે. કવિઓ એ રાષ્ટ્રના નેતા હોય છે અને તેમની વાણી એ રાષ્ટ્રની ભાષા હોય છે. એટલે ઉપર જણાવેલાં ત્રણસો વર્ષનું સાહિત્ય તપાસીએ તો તે પરથી સારી માહિતી મળે છે. સંતોની રાષ્ટ્રીય કામગિરી સંબંધે આજ સુધી ઘણી ચર્ચા થઇ છે, અને હવે પણ થશે. તેમાં અનેક મહત્ત્વના પ્રશ્નો આવે છે અને મતભેદ પણ ઘણો છે. આ ચર્ચાની એકંદર હકીકત આપવાથી તે કાળનો ઇતિહાસ ઠીક સમજાય છે, તેથી આજ પર્યંત પ્રસિદ્ધ થયેલી માહિતી અને લાયક વિદ્વાનોના અભિપ્રાય અહીં ક્રમવાર આપવામાં આવે છે. તે ઉપરથી વાચકોએ પોતપોતાના અનુભવ પ્રમાણે મતભેદના પ્રશ્નનો નિર્ણય કરી લેવો. આ ચર્ચા સમજવા સારૂ પ્રથમ મુખ્ય મુખ્ય કવિઓ અને સંતોનાં અલ્પ વૃત્તાન્ત આપવાની જરૂર છે. તેમનાં સંપૂર્ણ ચરિત્રો અહીં આપવાનાં નથી. તેમના કાળ, ગ્રંથોનાં નામ તથા ઇતિહાસને ઉપયોગી કેટલીક અગત્યની હકીકત માત્ર અહીં આપી છે.

શ્રીપતિ—સને ૧૦૪૦ ના સુમારે શ્રીપતિ નામના ગૃહસ્થે જ્યોતિર્ગણિત ઉપર મરાઠીમાં લખેલો એક ગ્રંથ મળેલો છે. એ શ્રીપતિ નેવાસામાં થયો. એ વખતના વૈદક વગેરે સંબંધી કેટલાક ગ્રંથો હાલ મળી આવે છે.

(क) ઇ સ ૧૨૦૦–૧૩૦૦

**પુંડલીક**—એ મોટો ભગવદ્ભક્ત હતો તેણે સન ૧૨૨૮ મા પંઢરપુરના વિઠોબાની સ્થાપના કરી મહારાષ્ટ્રના ભક્તિમાર્ગનો એ પ્રથમ ભક્ત હતો તેણે ગ્રથ લખ્યા નથી

**મુકુંદરાજ** ( સન ૧૨૦૦–૧૩૦૦ )—જૈત્રપાળ ( સન ૧૧૯૧–૧૨૧૦ ) યાદવના વખતમા મુકુંદરાજ થયો તે પયોષ્ણી ઉર્ફે વેનગંગા નદીને કાંઠે જોઆઇની અમાનો રહીશ હતો "પરમામૃત" અને "વિવેકસિંધુ" નામે તેના બે ગ્રથ તથા કેટલાક છૂટક પ્રકરણો મળેલા છે તેની વાણી શુદ્ધ, પ્રૌઢ અને રસાળ છે મરાઠી ભાષાનો આ પહેલો ભક્તકવિ તેના લખેલા ગ્રથો મૂળ સ્વરૂપમા મળેલા છે કે કેમ તેની શકા છે નહીતર તે વખતની મરાઠી ભાષાનુ સ્વરૂપ બરાબર સમજાત ઘણા જૂના ગ્રથોની ભાષા તેની નકલ કરનારાઓ અર્વાચીન કરી નાખે છે

**ચાંગદેવ**—આ નામના અનેક પુરુષો થયા છે **ચાંગાવટેશ્વર** તે જ્ઞાનદેવની સમકાલીન મુક્તાબાઇનો શિષ્ય તેનુ મરણ સ ૧૨૯૯ મા થયુ તેના અભગ વગેરે કેટલીક કવિતાઓ છે

**નિવૃત્તિનાથ** ( ૧૨૬૯–૧૨૯૮ )
**જ્ઞાનદેવ** ( ૧૨૭૧–૧૨૯૬ )
**સોપાનદેવ** ( ૧૨૭૩–૧૨૯૭ )
**મુક્તાબાઇ** ( ૧૨૭૭–૧૨૮૭ )
} આ બધા ભાઉ આળંદીમા રહેનારા વિઠ્ઠલપંત નામના બ્રાહ્મણના છોકરા તેમની માતાનુ નામ રુખમાબાઇ તેમના જન્મ આપેગામમા થયેલા વિઠ્ઠલપંત સસાર છોડી સંન્યાસ લઇ કાશીએ જઇ રહ્યા પછી એક સત્પુરુષના ઉપદેશથી ઘેર પાછો આવ્યો અને સસાર માડતા આ છોકરા થયા તેથી સન્યાસીના આ છોકરાને ગામના બ્રાહ્મણોએ નાતમા લીધા નહીં અને છોકરાઓને જનોઇ ન દેવાવાથી તેમની માતા રુખમાબાઇને દુઃખ થવા લાગ્યુ વિઠ્ઠલપંત તો છોકરાની કાળજી ન કરતા ફરી કાશી જઇને રહ્યો. આ બધા છોકરા અલૌકિક બુદ્ધિમાન્, સદાચરણી અને ઇશ્વર-

ભક્તિપરાયણ હતાં. અધ્યાત્મ વિદ્યામાં તેમનો વેગ અકુંચિત વધ્યો. નિવૃત્તિનાથે આ ભાંડુઓને અધ્યાત્મ વિદ્યા શીખવી. જ્ઞાનદેવ પોતાના મોટા ભાઇને ગુરુ તરીકે માનતો. નિવૃત્તિનાથે કેટલાક ગ્રંથો રચ્યા હશે. તેની સમાધિ ત્ર્યંબકેશ્વરમા છે, અને ત્યા પોષ વદિ ૧૧ ના રોજ મેળો ભરાય છે. સિંધે કુટુંબની બાયજાબાઇએ એની સમાધિનો જીર્ણોદ્ધાર કર્યો.

આ બધાં ભાંડું પૈઠણમાં આવ્યાં અને ત્યાંથી પછી આળંદીમા જઇને રહ્યાં. આળંદીમાં રહીને મુક્તાબાઇએ ચાંગદેવને ઉપદેશ કર્યો અને એલાબાદ નજીક જલસમાધિ લીધી. સોપાનદેવની સમાધિ સાસવડમાં છે. સોપાનદેવ અને મુક્તાબાઇના અભંગ તથા પદો વગેરે છે.

બધાં ભાડુમાં જ્ઞાનેશ્વર વિશેષ બુદ્ધિમાન્ હતો. પૈઠણમાં તેની બુદ્ધિમત્તાની તથા સાધુતાની સહુને ખાત્રી થઇ. નેવાસામાં રહીને તેણે "ભાવાર્થ દીપિકા" નામની ગીતા ઉપર ટીકા લખી છે. તે જ "જ્ઞાનેશ્વરી" કહેવાય છે. તેના "અમૃતાનુભવ" "યોગવસિષ્ટ" વગેરે બીજા પણ ઘણા ઉત્તમ ગ્રંથો છે. વેદાન્ત સંબંધે સંસ્કૃત ભાષામા અનેક મોટા ગ્રંથો છે, તેનો સાર તેણે ઉત્કૃષ્ટ વાણીથી મરાઠીમાં આપી પોતાના જ્ઞાન અને અનુભવની ખાત્રી કરાવી. જ્ઞાનેશ્વરના ગ્રંથો ઘણા વખત સુધી અપ્રસિદ્ધ હતા. ત્રણસો વર્ષ પછી એકનાથે તે ગ્રંથો સંશોધન કરી પ્રસિદ્ધિમાં આણ્યા. જ્ઞાનેશ્વરના મૂળ લેખ અને એકનાથે પ્રકટ કરેલા લેખમાં ભાષાનું સ્વરૂપ ભિન્ન છે. જ્ઞાનેશ્વરના મૂળ લેખ પરથી તે વખતની ભાષાનું સ્વરૂપ જણાઇ આવે છે. મરાઠી ભાષાનો આદ્યગ્રંથ "જ્ઞાનેશ્વરી"જ છે. તેની ભાષા પ્રૌઢ, રસાળ અને શિષ્ટ છે. તે પરથી એમ સમજાય છે કે જ્ઞાનેશ્વરના પહેલાં સેંકડો વર્ષથી એ ભાષા વપરાતી હશે, અને તે ભાષામાં ગ્રંથો પણ રચાયેલા હોવા જોઇએ. જ્ઞાનેશ્વરનું જીવન અને તેના ગ્રંથોના કાળનો કાળજીપૂર્વક અભ્યાસ કરતાં તેના વખતની ભાષા તથા સમાજનું જ્ઞાન થાય છે. એના

ગ્રંથની ભાષા જૂની હોવાથી હાલના મરાઠી વાચકોને સમજવી ઘણી કઠણ પડે છે. તેથી તે ભાષાને હાલનું સ્વરૂપ આપવામા આવેલું છે.

નાની ઉમર છતા આ ભાઇઓએ વેદાન્તના વિષયમા અપ્રતિમ નિપુણતા મેળવેલી એ ઉપરથી એ અવતારી માણસો હતા એમ મનાય છે. જ્ઞાનદેવની સમાધિ આળંદીમા છે અને ત્યા કાર્તિક વદિ ૧૧ ના રોજ મેળો ભરાય છે. આ મેળામા ઘણા દૂરદૂરના માણસો આવે છે.

તેરમા શતકના બીજા કોઈ કવિ અથવા ગ્રંથો પ્રસિદ્ધિમા આવ્યા નથી. આ શતકમા સાધુતા અને ગ્રંથકર્તૃત્વ બંને ગુણ સાથે સાથે મળી આવ્યા છે.

(ઘ) સન ૧૩૦૦-૧૪૦૦.

ચૌદમા શતકમાં કવિત્વ કરતાં સાધુત્વ વિશેષ નજરે આવે છે. **નામદેવ**, તેના પિતા દામાશેઠી અને માતા ગોણાઇ, તેમજ સાંવતામાળી (૧૨૯૫), ગોરાકુંભાર (૧૩૦૦), વિસોબા ખેચર (૧૩૦૯), કૂર્મદાસ (૧૩૧૦), નરહરિ સોની (૧૩૧૪), બંકા મહાર (૧૩૧૯), ચોખા મેળા (૧૩૪૦) અને રોહીદાસ ચમાર; આ બધા વિઠોબાના પરમભક્ત થયા. એમનો વખત નિશ્ચિત થયેલો નથી. નામદેવનો કાળ સ. ૧૨૭૦ નો મળે છે એટલે તે જ્ઞાનદેવના સમકાલીન જણાય છે. પણ તેના અભંગોની ભાષા ઉપરથી તે સો વર્ષ પછીના હોવા જોઇએ, એમ લાગે છે.

**નામદેવ દરજી**—એ સંતમંડળના વિખ્યાત ભક્ત પંઢરપુરમાં રહેતા. ઉમરના આઠમા વર્ષથી જ તે ઇશ્વરભક્તિમાં નિમગ્ન રહેવા લાગ્યા. તે અન્નાહાર છોડી માત્ર દૂધ લેતા. તેણે કરેલા ચમત્કારોની વાતો બીજાં પુસ્તકોમાં જણાવેલી છે. અભંગવૃત્ત તેણે પ્રચારમાં આણ્યું. એમ કહેવાય છે કે શતકોટિ અભંગ કરવાનો તેનો સંકલ્પ હતો. તેનાં માતાપિતા, તેની સ્ત્રી રાજાઈ, અને નારાયણ, મહાદેવ,

ગોવિંદ તથા વિઠોબા એવા તેના ચાર પુત્રો, તેની બહેન નાઉબાઇ, અને તેની તેની દીકરી લિંબાઇ, અને બીડાઈ, ગોડાઇ, યેમાઇ તથા સાકરાઇ નામની તેની ચારે પુત્રવધૂઓ, તથા તેની દાસી જની (ગંગાખેડના દમા નામના ભક્તની દીકરી), આ બધા શતકોટિ અભંગ કરવામાં ગુંથાયલા હતા. આ બધા અભંગો મળી આવેલા નથી અને શતકોટિ કહેવામાં કંઇક અતિશયોક્તિ પણ હશે. તો પણ આ બધા કુટુંબીઓ ભક્તિપરાયણ અને લોકોને સન્માર્ગ દર્શાવનારા હતાં એ તો ખરૂં જ. જ્ઞાનદેવ અગર નામદેવની પેઠે આખું કુટુંબ ઈશ્વર-ભક્તિપરાયણ હોય એ હકીકત ઇતિહાસની દૃષ્ટિએ વિશેષ મહત્વની ગણાય. એમ કહેવાય છે કે નામદેવના અભંગમાં ચાર લાખ ઓછા હતા તે તુકારામે પૂરા કર્યા. નામદેવ કીર્તન કરતા. તેના અભંગો સાદા અને પ્રેમાળ છે, તેની વાણી રસાળ અને ચિત્તાકર્ષક છે. જ્ઞાન અને સ્વાર્થત્યાગનું ગૌરવ તથા મૂર્તિપૂજાનો નિષેધ વગેરે વિષયોપર તેના વચનો ઘણાં જ માર્મિક તથા રસમય છે. નામદેવની સમાધિ પંઢરપુરમાં વિઠોબાના દેવાલયના મહાદ્વાર નજીક છે, અને નામદેવના પગથીયાને નામે તે પ્રસિદ્ધ છે.

**ગોરા કુંભાર**—એ ભક્તિમાં પૂરો નિષ્ણાત અને બધામાં પુખ્ત ઉંમરનો હોવાથી તેને ગોરોબા કાકા કહેતા. એ સ્પષ્ટવક્તા હતો. એ બાલાઘાટ પરના તેરેઢોક નામના ગામનો રહીશ. તે રાત દિવસ વિઠોબાની ભક્તિમાં નિમગ્ન રહેતો. તેના બનાવેલા અભંગો સંતો બોલતા. નામદેવના માથા ઉપર હાંલ્લા ઘડવાની ટીપણી મારી માગીને ગોરા કુંભારે તેને ગુરુને શરણે મોકલ્યો હતો એવી લોકવદંતા છે. ઉદ્ધવ ચિદ્‌ઘને ગોરાનું અગ્નિ ઓવીમાં લખેલું છે. એ પંઢરપુરમાં પચાસ વર્ષની ઉંમરે દેહોત્સર્ગ પામ્યો.

**ચોખામેળા**—એ પંઢરપુરનો વતનદાર મહાર (ઢેડ) પરમભક્ત હતો. નામદેવના પગથીઆની ડાબી બાજુએ તેની સમાધિનો પત્થર છે.

**રોહીદાસ ચમાર**—એ કબીરનો સમકાલીન (૫ંદરમી સદી) હોઈ કૃષ્ણભક્ત અને ઘણો પરોપકારી હતો

**નરહરિ સોની**—એ પ્રથમ લિંગાયત પંથનો એટલે શિવભક્ત હતો, પછી વિઠોબાનો ભક્ત થયો

**કૂર્મદાસ**—એ પૈઠણનો રહીશ બ્રાહ્મણ જન્મથી પગે પંગુ અને હાથે લંગડો હતો તેની સમાધિ લઉળમાં છે

સન ૧૩૦૦-૧૬૦૦ દરમિયાન મહારાષ્ટ્રમાં વિઠ્ઠલ ભક્તોનો અસાધારણ ઉછાળો ઉઠેલો માત્ર હલકી જાતિના કારણે કેટલાક સત્પુરુષોનો છળ થએલો, પણ તેમણે પોતાની ભક્તિના બળથી છળ કરનારા લોકોને હંગની સમાજમાં પ્રતિષ્ઠા મેળવી, અને ઈશ્વરને બધી જાતો સરખી જ પ્રિય છે એ સિદ્ધ કર્યું એ ભક્તોની કવિતાઓ—અભંગો, પદો વગેરે પ્રેમાળ છે

**(ग) સન ૧૪૦૦-૧૫૦૦**

પંદરમા શતકમાં કવિત્વ અને સાધુત્વ બંને જોરમાં હતાં ચૌદમા શતકની પેઠે આ વખતમાં પણ ઘણા ભક્તો પ્રસિદ્ધિમાં આવ્યા તે પૈકી કેટલાકનો પ્રભાવ મુસલમાન રાજાઓ પર પણ પડતો આ શતકમાં દત્તનો નવીન અવતાર શરૂ થઈ કેટલાક વિદ્વાનો તેના ઉપાસક નિકળ્યા શ્રીપાદ શ્રી વલ્લભ (૧૪૩૦) અને તેનો શિષ્ય નૃસિંહ સરસ્વતી (૧૪૯૮ મરણ) એણે દત્તની ઉપાસના શરૂ કરી દત્તનો અવતાર ભાગવતમાં જણાવેલો છે આ બે પુરુષોએ આ અવતારનું નવીન સ્વરૂપ ઔદુંબરમાં શરૂ કર્યું બ્રાહ્મણી રાજ્યના દુષ્કૃત્યોનો આ લોકોએ અવરોધ ર્યો અને પોતાની છાપ તેમના પર બેસાડી

આ કાળની કવિતા હાલ થોડી થોડી મળવા લાગી છે ચોંભા નામનો એક કવિ આ વખતમાં થયો તે જાતનો બ્રાહ્મણ હતો તેણે "ઉપાહરણ" નામે એક ગ્રંથ ઓવીમાં લખ્યો છે ભાગવત અને હરિવંશ વાંચીને તેણે ઉપાહરણ લખ્યું આ ગ્રંથ હજી આખો

મળેલો નથી. આ કાળની બીજી પણ કવિતાઓ હજી શોધતાં મળી રહેશે એમ આશા રહે છે.

**દામાજીપંત**—(સ. ૧૪૭૫)—આ શતકનો આ મોટો ભક્ત હતો. દુર્ગાદેવીના દુકાળ વખતે તેણે સરકારી ધાન્યના કોઠારો લૂંટાવ્યા હતા. અને રાજા તરફથી તેને શિક્ષા ખમવાનો પ્રસંગ આવતા, પંઢરપુરના વિઠોબાએ વિઠુ મહારનું રૂપ લઈ ધાન્યની કિંમત સરકારને ભરી આપી હતી. દામાજીપંતની આ હૃદયદ્રાવક લોકકથા સુપ્રસિદ્ધ છે. દુર્ગાદેવીનો આ દુકાળ ૧૪૬૮ થી ૧૪૭૫ સુધી પહોચ્યો. દામાજીના કેટલાંક પદો વગેરે છે.

**બહિરે ભટ્ટ (બહિરા જાતવેદ)**—સ. ૧૪૦૦–આ નામનો એક કવિ આ શતકમાં થયો. તેની સ્ત્રી કંઇ ખરાબ બોલી તે ઉપરથી તે મસિદમાં જઇ મુસલમાન થયો. મુસલમાનોએ તેને ત્રાસ આપ્યો તેથી તે નાગપંથી સિદ્ધનાગેશને શરણે ગયો. તેણે તેને અધ્યાત્મવિદ્યા શીખવી. ભાગવતના દશમસ્કંધ ઉપર તેણે ઓવીમા ટીકા લખી છે. એ ગ્રંથ ઘણો મોટો છે.

(ઘ) સન ૧૫૦૦–૧૬૦૦.

આ સોળમું અને આ પછીનું સત્તરમું શતક એ મરાઠી ભાષાનો અત્યંત આબાદીનો કાળ હતો. એ સમયમાં અનેક ઉત્કૃષ્ટ ગ્રંથકાર થયા. તેઓમાં સાધુત્વ કંઇ કમી નહોતું, પરંતુ કવિત્વનો વિસ્તાર અને જોર અતિશય હતું. ભાનુદાસ, જનાર્દનસ્વામી, એકનાથ, મૃત્યુંજય બ્રહ્મણી, સરસ્વતી ગંગાધર, મહાલિંગદાસ, સુધેશયાગા, ત્રિંબકસ્વામી, દાસોમંત, વિષ્ણુદાસનામા વગેરે ઘણા મોટા નામાંકિત જૂના કવિઓ આ સોળમા શતકમા થયા. આ સર્વમાં એકનાથ પ્રમુખ હોવાથી તેની હકીકત પ્રથમ આપીએ છીએ.

**એકનાથ** ( સ. ૧૫૨૮–૧૫૯૯ ).—એકનાથના વડદાદા ભાનુદાસ હતા. તેણે વિજયનગરના રાજા પાસેથી પાંડુરંગની મૂર્તિ

પાડી આણી હતી ભાનુદાસનો પુત્ર ચક્રપાણિ અને તેનો પૌત્ર સૂર્યાજી-પત, સૂર્યાજીપતનો પુત્ર એકનાથ તેની માતાનુ નામ રુકિમણી એ પૈઠણના રહીશ અને ઋગવેદી બ્રાહ્મણ એકનાથના માત પિતા નાનપણમા ગુજરી જવાથી તેના દાદા ચક્રપાણિએ તેમને ઉછેર્યા એકનાથ સદાચારસપન્ન, નૈષ્ઠિક, ક્ષમાશીલ, ભક્તિમાન્ અને વિરક્ત હતા તેની બુદ્ધિ ઘણી તીવ્ર હતી તેણે વેદાધ્યયન કર્યું તથા પુરાણો વગેરે સાભળ્યા દેવગિરીના જનાર્દનપત નામના એક શકર મતાનુયાયી ગૃહસ્થને તેણે ગુરુ કર્યા આ ગુરુકૃપાના ફલરૂપે તેને શ્રી દત્તનો પ્રસાદ મળ્યો પછી તેણે બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કર્યો અને તીર્થયાત્રાના નિમિત્તે આખા હિંદુસ્તાનમા પ્રવાસ કર્યો તેણે કરેલા ચમત્કારની અનેક વાતો ચાલે છે, તે પરથી એમ સમજાય છે કે એ વખતમા તેનુ માન ઘણુ હશે તે કીર્તન કરતા તેના અનેક ગ્રથો પ્રસિદ્ધ છે તેમા ભાગવત ઉપરની ટીકા, રુકિમણી સ્વયવર, રામગીતા, આનદલહરી, હસ્તામલક પર ટીકા, ભાવાર્થ રામાયણ, એકનાથી ભાગવત અને સ્વાત્મબોધ, આટલા મુખ્ય છે આ ઉપરાત પણ કેટલાક પદો, અભગો વગેરે છે તેની ભાષા સાદી અને ચિત્તાકર્ષક છે તેમા અપ્રસિદ્ધ શબ્દો નથી જ્ઞાનદેવની કવિતા પ્રથમ એકનાથે પ્રસિદ્ધ કરી મરાઠી ભાષાનુ આ વખતનુ નમૂનાદાર સ્વરૂપ એકનાથના પુસ્તકો પરથી જણાઈ આવે છે ભાવિક લોકો આ પુસ્તકોનુ પારાયણ કરે છે રુકિમણી સ્વયવર વિશેષ ઓજસ્વાળુ હોઇ તે કાળમા તે વિશેષ સ્ફૂર્તિદાયક નીવડયો હતો

એકનાથની સ્ત્રી ગિરિજાબાઇ હતી તેનાથી તેને હરિપડિત નામે પુત્ર અને લીલાબાઇ નામે પુત્રી થઈ સુપ્રસિદ્ધ મુક્તેશ્વર કવિ તે આ લીલાબાઇનો પુત્ર

**જનાર્દન સ્વામી** (સ ૧૫૦૪-૧૫૫૮)—આ એકનાથના ગુરુ તે મુસલમાની રાજ્યમા દેવગિરીના કિલ્લેદાર અને મુત્સદી પુરુષ હતા શ્રીદત્તસ્તુતિ વગેરે તેના કેટલાક ગ્રથ છે

**મૃત્યુંજય બ્રાહ્મણ** નામનો વિદ્વાન સતારા પ્રાંતનો ગ્રીશ મોટો કવિ અને સાધુ હતો બેદરના દરબારમા તેનુ ઘણુ માન હતુ મહમદશાહ બ્રાહ્મણીને તેણે "વિવેકસિંધુ"ની પોથી આપી હતી અદ્વૈત પ્રકાશ, ગુરુગીતા, અનુભવામૃત, પ્રકાશદીપ, સ્વરૂપસિદ્ધિ વગેરે તેના ઘણા ગ્રથો મળેલા છે

**સરસ્વતી ગંગાધર**—આ પ્રસિદ્ધ ગુરુચરિત્રનો કર્તા સોળમા શતકના ઉત્તરભાગમા થયો તેના ગુરુ નૃસિંહ સરસ્વતી દત્તના ઉપાસક હતા એટલે તેનો આ રચિત ગ્રથ મહારાષ્ટ્રમા ઘેરઘેર વચાય છે

**મુધેશ ચાંગા**—આ સાધુ પુરુષ સોળમા શતકના આરભમા થયો બ્રાહ્મણ સુલતાન મહમદશાહ બીજાએ પઢરપુરના વિઠોબાનુ દેવાલય પાડેલુ, તે આ પુરુષે એ શાહ પાસે ફરી બધાવ્યુ તેણે પુણતાબેમા સમાધિ લીધી

**મહાલિંગદાસ**—(સ ૧૫૬૫)–આ એક જૂદા પ્રકારનો ગ્રથકાર હતો તેની માહિતી હજી થોડી મળેલી છે એ ખાનદેશમા ચાળીશગામ તાલુકામા વાઘગામમા રહેતો તેને સસ્કૃત સારૂ આવડતુ તેનો "સિંહાસન બત્રિશી" નામે ગ્રથ પ્રસિદ્ધ છે અને તેમા રાજ્યનીતિ વર્ણવેલી છે, એમ તે જણાવે છે સ્વેચ્છ સેવા કરવા બદલ બ્રાહ્મણોની તેણે ટીકા કરી છે, તેમ જ વર્ણાશ્રમધર્મ પાળવા આગ્રહ કર્યો છે

**ત્રિબકસ્વામી**—તેણે "બાયબોધ" નામે ગ્રથ લખ્યો છે. તેમા મરાઠી ભાષા માટે અસાધારણ માન બતાવી આપ્યુ છે

**દાસોપંત**—(સ ૧૫૭૮–૧૬૧૫)–આ દત્તપથી કવિનો ગ્રથસગ્રહ ઘણો હોઇ હાલમા તે સબધી માહિતી બહાર આવતી જાય છે ખરી રીતે આને સતરમા ગનકમા ગણવો જોઇએ તેના પિતા બ્રાહ્મણી રાજ્યમા નોકર હતા મેહામા અતર પડવાથી દાસોપતને કેદમા રાખી તે બેદરથી પાછા આવ્યા દાસોપત કેદમા હતો ત્યારે તેને

મુસલમાન બનાવવાનો ત્યાંના લોકોએ વિચાર કર્યો પણ શ્રીગુરુદત્તનો આશ્રય માગવાથી દત્તે તેનો છૂટકો કર્યો એની સમાધિ તથા મઠ જોગાઇની અબામાં છે સવાલાખ ગીતાર્ણવ તથા સવાલાખ પદાર્ણવ તેણે મરાઠીમાં બનાવ્યા છે, અને સંસ્કૃતમા પણ તેટલાજ બનાવ્યા છે

(ड) सन १६००—१७००

સત્તરમા શતકના કવિ તે મહારાષ્ટ્ર ભાષાના મુકુટમણિ છે તે કાળમા સાધુત્વ પણ કાયમ છે, પરંતુ કવિત્વનો વેગ સંપૂર્ણ છે મુક્તેશ્વર, તુકારામ, રામદાસ તથા રામદાસી કવિ, વામન પંડિત, રઘુનાથ પંડિત, વગેરે કેટલાક આ શતકના મુખ્ય નામો ઘણે ભાગે મહારાષ્ટ્રીઓને પરિચિત છે કેટલાક અપરિચિત નામો પણ હાલમાં જણાયા છે જેમકે,—

**મુદ્‌ગલ કવિ**—આનું નામ કૃષ્ણદાસ મુદ્‌ગલ અનંતસુત મુદ્‌ગલ તે કદાચ આજ હશે રામાયણ, રુક્મિણી સ્વયંવર વગેરે તેના કેટલાક રસમય ગ્રંથો છે રામાયણ પૈકી તેનો સુંદરકાંડ શિવાજીના પ્રત્યેક કિલ્લા ઉપર વંચાતો એમ કહેવાય છે તે વખતે સમાજ-શિક્ષણમાં આવા વિષયોનું પ્રાધાન્ય હતું

**વિષ્ણુદાસ નામા**—(સં ૧૫૯૫)–મુક્તેશ્વરે ભારતના ચાર પર્વો લખેલા, બાકીના આ વિષ્ણુદાસે લખ્યા છે બીજા પણ એના લેખો છે

**નામા પાઠક** ટેંહરેકર—આ કવિ પણ આ જ વખતનો હશે ચંદ્રદાસ કથા, ભરતભેટ વગેરે તેના કેટલાક ગ્રંથો રસિક છે

**જનજસવંત**—(સં ૧૬૦૮)–એ બાગલાણમાં મુલ્હેરનો રહીશ તેનો પિતા જનાર્દન અને ગુરુ તુલસીદાસ સન ૧૬૧૭ના સુમારમાં તેણે તાપીને કાંઠે સમાધિ લીધી પદો, દોહરા વગેરે તેની કેટલીક હિંદી કવિતાઓ લોકોમાં ચાલે છે

**રંગનાથ સ્વામી મોગરેકર**—(સન ૧૬૦૮)–નાશિક પાસે ગોદાવરી તીરે રહેનાર ભગવદ્‌ગીતા ઉપર ટીકા, ચિદાનંદ લહરી તથા યોગવાસિષ્ઠ સાર એ તેના ગ્રંથો છે

નિરંજન પંઢરપુરકર—(સ ૧૬૩૭-૧૭૭૭)-કરાડના નૃસિંહ અને કૃષ્ણાબાઇનો આ પુત્ર તે ગણપતિ ઉપાસક હતો અને ગણેશ-ગીતા નામે ગ્રંથ તેણે ઓવીમા લખ્યો છે,

તુકારામ—(સ ૧૫૬૮-૧૬૪૯)-એનો જન્મ પુનાથી નવ ગાઉ ઉપર દેહુ નામે ગામ છે ત્યા થયો તેની મૂળની અટક મોરે અથવા આંબળે કે આથીને જણાય છે ઘણે ભાગે એ મરાઠા ક્ષત્રિય હતા, પણ વેપાર કરતા હોવાથી વાણીઆ (વાણી) કહેવાયા પિતાનુ નામ બોલ્હોબા અને માતાનું નામ કનકાઈ માતાપિતા તથા તેના વડિલ પણ મોટા ભક્ત હતા બોલ્હોબાને સાવજી, તુકારામ અને કાનોબા એવા ત્રણ દીકરા હતા સાવજી વિરક્ત હોવાથી વ્યવહારનો ભાર તુકારામ પર હતો એ વખતે તેની ઉંમર ૧૩ વર્ષની હતી ૧૭ વર્ષની ઉંમર થતા તેના માતાપિતા મરણ પામ્યા વડિલભાઇની સ્ત્રી મરી જવાથી તે તીર્થયાત્રામા ચાલ્યો ગયો, અને તેનો પોતાનો દીકરો સંતુ પણ મરણ પામ્યો આ સમયે દેશમા મોંઘવારી હતી અને ઢોરો વગેરે મરણ પામ્યા, તેથી તુકારામ પાસે નિર્વાહનું સાધન કાંઈ રહ્યું નહીં એકવીસ વર્ષની તેની એક સ્ત્રી પણ દુર્ભિક્ષનાથી મરણ પામી અને બીજી સ્ત્રી જીજાબાઈ તથા નાનો ભાઇ અને તેની સ્ત્રી એટના જ બચ્યા આવા અનેક દુખો પડવાથી તુકારામને વિરાગ થતો ગયો અને સર્વની આસક્તિ છોડીને તે ઈશ્વરભક્તિમા નિમગ્ન થયો નામ દેવના અભગ, કબીરના પદ, જ્ઞાનેશ્વરી, એકનાથી ભાગવત, વગેરે નો તેણે પાઠ કરવા માડ્યો લોકો પાસે પોતાનુ લ્હેણુ હતુ તેના દસ્તાવેજો તેણે ઇંદ્રાયણી નદીમા ડુબાવી દીધા પછી તે કીર્તન કરવા લાગ્યો કીર્તન વખતે તેની પ્રેમાળ વાણીથી શ્રોતાના અત કરણ પીગળી જતા તે નિયમિત રીતે પંઢરપુર જતો તેની સ્ત્રી સ્વભાવે કઠોર હતી તેના ત્રાસથી બચવા સારૂ તે બે ગાઉ દૂર ભામનાથના ડુગર ઉપર જઇને બેસતો પછીથી તેને કવિતા કરવાની પ્રેરણા થઇ અને તેણે પુષ્કળ અભગો બનાવ્યા તુકારામનો વૈરાગ્ય બહુ તીવ્ર

હતો. તે અત્યંત નિસ્પૃહ, ક્રોધથી પણ ન દબાઈ જનાર અને સ્પષ્ટવક્તા હતો. વેદ અને બ્રાહ્મણને એ શ્રેષ્ઠ માનતો એકંદરે આટલો વિરક્ત અને પોતાના ઉદાહરણથી જગતને ધડો આપનાર પુરુષ કલિયુગમા ક્વચિત્ જ થયો હશે એમ નિર્વિવાદ કહી શકાય. તે બ્રાહ્મણાદિ પ્રમાણે વિદ્યા શીખેલો ન હોતો, તો પણ આત્મ નિશ્ચયના જોરથી તે સર્વ સંતોમા અગ્રેસર ગણાયો સતત પરિશ્રમને લીધે તે બહુશ્રુત પણ થયો, અને સંસ્કૃત સારી રીતે સમજવા લાગ્યો. સંતોના સઘળા ગ્રંથોની તેને સારી માહિતી હતી તેની સ્ત્રીનુ વલણ જોતા પ્રસિદ્ધ ગ્રીક સાધુ સોક્રેટીસ યાદ આવે છે એ બંને વચ્ચે ઘણી રીતે સામ્ય જણાય છે. તુકારામના જીવનમા અનેક અદ્દભુત ચમત્કારો જણાયા છે. પણ તે પોતે પોતાનામા કંઈ પણ અદ્દભુત શક્તિ નથી, એક સામાન્ય વ્યક્તિના જેવો જ હુ છુ, એમ ઘણા જોરથી પ્રતિપાદન કરતો. તુકારામની પ્રામાદિક વાણીથી નામદેવના અભંગ પાછળ પડી ગયા. ઘણા બ્રાહ્મણો પણ તેના ભક્ત થયા પણ તેમને ઉપદેશ આપ્યો નહીં. શિવાજી મહારાજે તુકારામની મુલાકાત લઈ ઘણુ દ્રવ્ય આપવા માડેલુ, પણ તે એક પૈસાને પણ અડયો નહીં. તેણે શિવાજીને રામદાસ પાસે જવા કહેલુ. શિવાજી લાંબે પલ્લેથી પણ તુકારામનું કીર્તન સાભળવા આવતો. તેને ઉપદેશ દાખલ તુકારામે કેટલાક અભંગો મોકલેલા તે પ્રસિદ્ધ છે. તુકારામને કાશી, ભાગીરથી અને ગંગા એ ત્રણ દીકરીઓ તથા મહાદેવ, વિઠોબા અને નારાયણ એ ત્રણ દીકરા થયા. એ પૈકી નારાયણ ગર્ભમા હતો તે વખતે તુકારામ દેવલોક પામ્યો. એ નારાયણ પછીથી ઉત્કૃષ્ટ કીર્તનો કરવા લાગ્યો. તેનું કીર્તન અને ભક્તિ જોઈને શિવાજી મહારાજે તેને ચાર ગામ ઇનામ તરીકે આપ્યા. તેની સમાધિ દેહુમા છે. ત્યાં ફાગણ વદિ ૧ થી ૬ સુધી મોટો મેળો ભરાય છે. તુકારામની પ્રસિદ્ધ અભંગ વાણીનો પ્રસાદ મહારાષ્ટ્રનાં આબાલવૃદ્ધને વિદિત છે. સામાન્ય જનસમૂહપર અને વિશેષે કરીને નીચલા વર્ગના અશિક્ષિત લોકો ઉપર તુકારામના

ઉપદેશે એટલી પ્રબળ અસર કરી છે કે તેટલી અસર બીજા કોઈ સંતે નથી કરી. આજ પણ લાખો માણસો તુકારામના અભંગોનુ ભજન પ્રેમથી કર્યાજ કરે છે. 'નામદેવ તુકારામ,' અને 'જ્ઞાનોબા તુકારામ,' એવી ધૂન આજ પણ મહારાષ્ટ્રમા ઘેરઘેર અને દેવ-મંદિરોમાં સતત સંભળાય છે. આખો દિવસ સખત મજૂરી કર્યા પછી રાત્રે આવા ભજનો અને ધૂનો ગરીબ લોકોને ઘણી શાંતિ આપે છે.

રામદાસ ( સન ૧૬૦૮–૧૬૮૨ )—ગોદાવરીને કાંઠે જાંબ ગામમાં સૂર્યાજીપંત ઠોસર નામે એક દેશસ્થ આશ્વલાયન બ્રાહ્મણ કુળકર્ણી (ગામનો તે વખતનો તલાટી) હતો તેનો આ નાનો પુત્ર. મોટા પુત્રનું નામ ગંગાધરપંત અને સ્ત્રીનું નામ રાણૂબાઇ. સૂર્યના પ્રસાદથી પુત્ર થયેલો માટે તેને પ્રથમ નારાયણ કહેતા. પણ પછીથી રામચંદ્રજીની ઉપાસના કરવા માંડવાથી રામદાસ નામ પડ્યું. તે પરણેલોજ નહોતો. ન્હાનપણથી જ વૈરાગ્યશીલ હોઇને તે રામભક્તિ કર્યા કરતો. તેના પર રામની કૃપા હતી તેથી તેને મારુતી (હનુમાન)નો અવતાર પણ ગણે છે. એમણે નાશિક પાસે ટાકળીમાં તપશ્ચર્યા કરી હતી. પુષ્કળ વર્ષો સુધી આખા હિંદુસ્તાનમા ફરી તીર્થયાત્રા કરી. પછીથી તેમણે કૃષ્ણા નદીને તીરે રહીને ગ્રંથો લખ્યા તથા ઉપદેશ કર્યો. ડુંગર ઉપર મઢીમાં બેસી તે તપશ્ચર્યા કરતો અને ગ્રંથો લખતો. તેના ચરિત્રો અનેક લખાયાં છે. તેમાના અદ્ભુત ચમત્કારો બાદ કરીએ તોપણ મહારાષ્ટ્ર ઉપર કેટલાક વખત સુધી રામદાસના ઉપદેશની ઘણી અસર હતી એ નિઃસંશય છે. રામદાસે રામદાસીપંથની સ્થાપના કરી તેના મઠો આખા દક્ષિણ હિન્દુસ્તાનમા ઠેકઠેકાણે સ્થાપેલા. આવા મઠ એક હજાર ઉપર હતા. ઉદ્ધવ, કલ્યાણ, જયરામ, બયાબાઈ શાહપુરકર, આકાબાઈ, વેણૂબાઇ, વગેરે અનેક સ્ત્રી પુરુષો રામદાસના શિષ્ય થયેલાં. રામદાસે શ્લોક, અભંગ, પદો, વગેરેથી પદ્યરચના કરી અનેક ગ્રંથો લખેલા છે. દાસબોધ, રામાયણ, મનના શ્લોકો, સગુણ નિર્ગુણ ધ્યાન, પંચીકરણ, માનસપૂજા અને

બીજા ગ્રથો તેણે રચ્યા છે એ બધામા "દાસબોધ" એ મુખ્ય ગ્રથ હોઈ તેનો અભ્યાસ આખા મહારાષ્ટ્રમા ચાલુ છે રામદાસ અપ્રતિમ નિસ્પૃહ અને સ્પષ્ટવકતા હતો વીશ વર્ષની ઉમરે તેને તપસ્વિતા, વૈરાગ્ય તથા જ્ઞાન પ્રાપ્ત થયા તુકારામ અને રામદાસ સમકાલીન હતા અને બન્ને વચ્ચે પ્રેમ હતો ચાફળમા રામદાસનો મુખ્ય મઠ હતો અને પરળીના કિલ્લાપર તે રહેતો એ કિલ્લાને સજ્જનગઢ કહે છે રામદાસની સમાધિ એ કિલ્લાપર છે રામદાસના ઉપદેશ અને વિચારની દિશા બીજા મતો કરતા ભિન્ન હતી આખા સમાજને ઐક્યમ ધનથી એક કરી તેમના પાસે રાષ્ટ્રકાર્ય કરાવવાનો ઉદ્યોગ તેમણે મહારાષ્ટ્રમા કર્યો તેઓ જણાવતા કે 'બધા કામો રામના નામથી કરવા-રામ સર્વનુ કલ્યાણ કરશે રામ નામમા વિલક્ષણ શક્તિ છે, અને એવા નિશ્ચયથી જે ઉદ્યોગ કરશે તે કોઈ પણ કાર્ય પાર પાડવાને સમર્થ થશે" આજ ભાવનાથી રામદાસે "સમર્થ" એવુ સાર્થ નામ સ્વીકારેલુ એ વિદ્વાન્, વૈરાગ્યશીલ તથા સત્પુરુષ હતા તે દેશ કાળ જાણતા અને પ્રવાસ તથા અનુભવથી દેશની અદરની સ્થિતિની ખરેખરી ખબર રાખતા સખત તપશ્ચર્યાના પ્રતાપે તથા નિસ્પૃહતાના બળે આખા સમાજપર તેમની છાપ ઉત્કૃષ્ટ પડી હતી રાજાથી રક સુધી સૌ તેને પૂજતા મરાઠી રાજ્ય સ્થાપનામા રામદાસના ઉપદેશનો સબધ હોવાથી તે ભાગનુ તથા રામદાસના ઉદ્યોગનુ નિરૂપણ હવે પછી સ્વતત્ર કરવામા આવશે

આક્કાબાઇ એ કરાડના રુદ્રાજીપત દેશપાંડેની કન્યા અને રામદાસની શિષ્યા તેનો પતિ ન્હાની ઉમરમા જ મરણ પામ્યો હતો બાપની સમતિથી તેણે સમર્થનો ઉપદેશ લીધો તે ઘણીજ એકનિષ્ટ અને ગુરુભક્ત હતી રામદાસની સમાધિ અને દેવળ તેણે બધાવ્યા સમર્થની પછી ૪૦ વર્ષે તે મરણ પામી

વેણૂબાઇ (સ ૧૬૨૫-૧૬૭૮)-રામદાસ સ્વામીની આ બીજી શિષ્યા એ મિરજના દેશપાંડેની કન્યા લગ્નના દિવસે જ તેનો

પતિ મરણ પામવાથી તે વિધવા થઇ હતી પછીથી સમર્થનો ઉપદેશ પામી તે અધ્યાત્મ વિદ્યામા પારગત થઇ તેણે પોતાનુ આયુષ્ય રામભજનમા ગાળ્યુ "નિવૃત્તિગમ" નામનો ગ્રથ તથા કેટલાક પદો તેણે બનાવ્યા હતા

વિઠ્ઠલ કવિ બીડકર (સ ૧૬૦૮-૧૬૮૧)—એ બીડ શહેર નજીકના ગૌરીપુરનો રહીશ, ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ જ્યોતિ શાસ્ત્રી ભાસ્કરાચાર્ય પણ એજ ગામમા રહેતા બીડ શહેર અહમદનગરની પૂર્વે ૪૦ ગાઉ પર છે એ સંસ્કૃત કાવ્ય કરવામા નિપુણ હતો અને તેને સસ્કૃત છદશાસ્ત્ર તથા ચિત્રકાવ્ય સારા આવડતા તેથી મહારાષ્ટ્ર ભાષામા પણ તેણે તેવા નમૂના આબાદ બના યા છે સીતા સ્વયવર, રુક્મિણી સ્વયવર, રસમજરી, બિલ્હણ ચરિત્ર, પાચાલીસ્તવ, ગજગૌરીવ્રત, રભાશુક સંવાદ, દ્રૌપદીવસ્ત્રહરણ, ભગવદ્‌ગીતા વગેરે ગ્રન્થો અને પદો તેણે ઘણા બનાવ્યા છે

ઉદ્ધવ ગોસાંઇ (સ ૧૬૨૪-૧૭૧૩)—રામદાસનો એ પહેલો શિષ્ય, ટાકળીનો રહીશ અને સદાશિવપત નામના દેશસ્થ બ્રાહ્મણનો પુત્ર તેની માતાનુ નામ ઉમાબાઇ સમર્થના પ્રસાદથી આ દીકરો થયેલો, તેથી માતા પિતાએ સમર્થની સેવામા તેને આપી દીધો હતો

રગનાથ સ્વામી (સ ૧૬૧૨-૧૬૮૪)—પંઢરપુરથી ૫ દર ગાઉ ઉપર નાઝરા કરીને ગામ છે ત્યાના ગોપાળપત નામના બ્રાહ્મણનો આ પુત્ર માતાનુ નામ બયાબાઇ તેના મોટા ભાઇનુ નામ ચાદર અથવા બ્રહ્માનદ સ્વામી રામવિજય વગેરે ગ્રથના કર્તા શ્રીધર કવિ તે આ બ્રહ્માનદના પુત્ર અને રંગનાથ સ્વામીના ભત્રિજા રંગનાથ બહુ સ્વરૂપવાન હતા અને દરબારી ઠાઠમાઠ રાખતા માથે સો દોઢસો રૂપિયાનું મદિલ, કાનમા બસો અઢીસો રૂપિયાની સેકડી પગમા મોટી કિમ્મતની ઝાઝર, શરીરે જરી ભરેલુ અગરખુ, હાથમા ભાલો, પીઠે ઢાલ અને તીરકામઠુ, બેસવાને પાચસો રુપાનો ઘોડો, ડાબા

પગમા સો સવાસો ભારનો ચાદીનો તોડો, અને સાથે દોડનારા વીશ પચ્ચીશ લગોટબધ બ્રહ્મચારી આવો એનો ઠાઠ હતો પણ આ પોશાક ઉતાર્યો કે તેનુ સખત બ્રહ્મચર્ય કાયમજ હતુ એ આખી જીદગી બ્રહ્મચારી જ રહ્યા તેમણે વેદાન્ત સબધે ગ્રથો લખ્યા છે તેના પદો ઘણા રસિક અને તાલવાળા છે તેની સમાધિ નિગડીમા છે

**જયરામ સ્વામી**—વડાગામના રહીશ અને રામદાસના અનુયાયી

**કેશવસ્વામી** અને **આનંદમૂર્તિ બ્રહ્મનાળકર**—આ બન્ને રામદાસી પથના હતા

**મુક્તેશ્વર** ( સ ૧૬૦૯-૧૬૫૩ )-એ એકનાથની દીકરીનો દીકરો બાપનુ નામ વિશ્વભર અને પૈઠણનો રહીશ 'કવિ' તરીકે મરાઠી ભાષામા આની યોગ્યતા ઘણી વધારે છે તેણે મહાભારતના પહેલા ચાર અને સૌપ્તિક એમ પાચ પર્વ અને બીજી ઘણી કવિતા ઓવીમા લખી છે તે કેવળ ભાષાતર રૂપે નહી, પણ ઉપમા, ઉત્પ્રેક્ષા વગેરે અલકારોથી અને શૃગાર, વીર, કરુણ, વગેરે રસોથી ભરપૂર છે થોડા શબ્દમા, એક નાના વાક્યમા અગર વાક્યના ભાગમા આ કવિ કોઇ પ્રચડ અથવા ઉદાત્ત કલ્પના અગર ચિત્ર, વાચકોના મનમા ઉત્કૃષ્ટ રીતે ઉતારી શકે છે તેના બાકી રહેલા પદો વિષ્ણુદાસે પૂરા કર્યા રામાયણનો પણ કેટલોક ભાગ અને બીજી પુષ્કળ કવિતા મુક્તેશ્વરની છે

**શિવરામસ્વામી** ( સ ૧૬૫૪ )—કલ્યાણીના મઠમા શિવરામસ્વામીના આશરે સો ગ્રથ વ્યવસ્થિત ગખેલા છે તેની જ પાસે આપચદ અને ચેકેરાળાના મઠોમા બીજા પણ ઘણા નવીન ગ્રથો તેના છે ગુરુભક્તિ એ તેની કવિતાનો વિષય છે અને એ કવિતાઓ શ્લોક, ઓવી વગેરે જૂદા જૂદા પ્રકારની છે એનો 'ગીતાચદ્રિકા' નામે ગ્રથ પ્રસિદ્ધ છે

**નાગેશ શિંગારકર**—એના 'ચંદ્રાવળી વર્ણન,' 'સીતા સ્વયંવર' વગેરે કેટલાક સારા ગ્રંથો છે.

**દેવદાસ-દેવીદાસ** (સ. ૧૬૫૮-૧૬૯૮).—એ ચૈતન્ય મતનો હતો. તેનાં 'વ્યંકટેશ સ્તોત્ર', 'સંતમાલિકા સ્તોત્ર' વગેરે કવનોનો આજે જે પણ લોકો પાઠ કરે છે.

**બોધલા બાવા, સંતોબા પવાર** એ તુકારામના સમકાલીન હતા. તેમનાં પદો, અભંગ વગેરે છે.

**શેખમહમદ.**—આ મુસલમાન સાધુ કબીરનો અવતાર ગણાય છે. એને સોળ વર્ષની ઉંમરે વિરાગ થયો અને એ રામભજન કરવા લાગ્યો. તેના અનુયાયીઓ હિંદુઓની પેઠે વર્તે છે, પણ મુસલમાનો જોડે શરીરસંબંધ રાખે છે. "યોગસંગ્રામ" વગેરે કેટલાક વેદાન્ત સંબંધી તેના ગ્રંથો છે.

**વામન પંડિત.** (સ. ૧૬૩૬-૧૬૯૬)—એ સતારા જિલ્લાના કોરેગામના રહીશ ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ. એ ગામમાં જોશીપણાનો ધંધો તેમના વડિલો કરતા. તેમની સ્ત્રીનું નામ ગિરજાબાઇ, પિતાનું નામ નરહરિ પંડિત, અને માતાનું નામ લક્ષ્મીબાઇ. મધ્વમતના એ વિદ્વાન્ પંડિત હતા અને વિવાદ કરવા માટે દિવસે મશાલ રાખી દેશ દેશ ફરતા. કાશીના પંડિતોને તેણે વિવાદમાં જીતેલા. પછીથી કંઇ ઠોકર લાગતાં તેનો વિવાદ માટેનો આવો ગર્વ છૂટી ગયો અને તેનું લક્ષ ઇશ્વર ભજન તરફ વળ્યું. ત્યારથી સંસ્કૃત ભાષાનો પરિચય છોડી તેઓ મહારાષ્ટ્ર ભાષામાં કવિતા કરવા માંડ્યા. વેદનું શિક્ષણ બ્રાહ્મણ સિવાયનાને ન આપવું એ મતને દૂર મૂકી ગમે તેને વેદમંત્ર શિખવાય એવું સત્ય મત તેણે પ્રકટ કર્યું. તુકારામ તથા રામદાસની તેમણે મુલાકાત લીધેલી. રામદાસે તેને આશ્વાસન આપી કહેલું કે, "તારા ઉપર ભગવંતની કૃપા થનાર છે." એ ઉપરથી તેમણે મધ્વ, રામાનુજ, વલ્લભ અને શંકરાચાર્યના સિદ્ધાન્તોનો એકાગ્ર મનથી

અભ્યાસ કર્યો ત્યારે તેમના અંતઃકરણમા અદ્વૈત મત માટે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ વામનના અનેક ગ્રંથ સુપ્રસિદ્ધ છે ભગવદ્ગીતા ઉપરની ભાવાર્થ દીપિકા નામે ટીકા, બ્રહ્મસ્તુતિ ઉપર ટીકા, કૃષ્ણ લીલાના જૂદા જૂદા વર્ણનો, મહાભારત તથા રામાયણમાના અનેક ભાગો વગેરે તેમણે લખ્યા છે યમક મેળવવામા એ કુશળ હતા

**અવચિત સુતકારી** (સ ૧૬૬૨) —એની અટક સોળાખી દ્રૌપદી સ્વયંવર નામે તેનો ગ્રંથ છે, તેમા તેણે પોતાના કુળનો ઇતિહાસ આપ્યો છે અને સ્વદેશાભિમાન તથા સ્વધર્મપ્રેમ જણાવ્યા છે

**(ચ) સન ૧૭૦૦–૧૮૦૦.**

સત્તરમા શતકમા સાધુત્વનુ માપ ઉત્તરોત્તર કમી થઈ કવિત્વનો વેગ ભરતીમા આવવા લાગ્યો, અને સ્વરાજ્ય સ્થાપના થવાથી કવિત્વના જૂદા જૂદા અંગોનો વિકાસ થઈ પેશવાઇના વખતમા તેનુ સ્વરૂપ રંગી અને વિનાસી થતુ ચાલ્યુ કાવ્યના ગૌરવનો લોપ થયો અને શબ્દાડંબર શરૂ થયો, તથા તાલબંધ લાવણીઓ, કટિબંધો, પદો, પોવાડા, વગેરે ફૂટી નીકળ્યા આ સ્થિતિમા મરાઠી રાજ્યનો અંત થયો વિષયનો સંબંધ સાચવવા માટે આ પછીના કેટલાક કવિઓ પણ આ ભાગમા લઇ લીધા છે

**અનંત કવિ** ( સુમારે સ ૧૬૫૮–૧૭૨૦ ) —એ રામદાસ સ્વામીનો શિષ્ય, સત્તરમા શતકના ઉત્તરાર્ધમા હયાત હતો એ રામ ઉપાસક હતો અને રામાયણ, મહાભારત વગેરેમાથી તેણે અનેક આખ્યાનો રચ્યા છે એમ લાગે છે કે એની કવિતા હજી ઘણી મળી નથી એની યોગ્યતા મરાઠી કવિઓમા પહેલા વર્ગની નહીં, તોપણ ઘણી સારી છે તેની કવિતા મોહક, સરળ અને સુબોધક હોવાથી ન્હાના બાળકો માટે લાયક છે તેમા નીરસ ઘણો હોય છે તેને હિંદી તથા સંસ્કૃત ભાષાનો સારો પરિચય હતો

**આનંદ તનય.** ( શિવાજીનો સમકાલીન ) —એ જાતે ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ કર્ણાટકના અરણી ગામનો રહીશ તેનું નામ ગોપાળ રાવ હતું અને તેના પિતાનું નામ આનંદરાવ શાહજી ભોંસલેનો એ ગુરુ અને શિવઉપાસક હતો અરણીની લડાઈમાં તેણે ભાગ લીધો હતો તેના ગુરુનું નામ મુરારપરબ્રહ્મ આની પછીના કવિઓએ આને મોટા કવિ તરીકે ગણેલો છે એમ કહેવાય છે કે રઘુનાથ પંડિતનો આ વેવાઇ થાય ભાગવત, રામાયણ, પુરાણો વગેરેમાંથી તેણે અનેક સરસ આખ્યાનો કવિતામાં બનાવ્યાં છે તેની બધી કવિતા મળેલી નથી, પણ જે મળી છે તે ઘણીજ પ્રૌઢ, રસભરી, અને સુબોધક છે તેમાં આરબી તથા ફારસી શબ્દો પુષ્કળ જણાઈ આવે છે મરાઠીમાં અક્ષરગણ છંદોની યોજના આણેજ પ્રથમ કરી મરાઠી ભાષાપર એનો એ મોટો ઉપકાર થયો

**રઘુનાથ પંડિત**—આનંદતનયનો એ વેવાઇ એટલે શિવાજી-નો સમકાલીન હોવો જોઇએ તે સંસ્કૃત સારૂં જાણતો તેનું "નળ દમયંતી સ્વયંવરાખ્યાન" નામે કાવ્ય મળેલું છે, તે અનેક રસથી પરિપૂર્ણ છે શિવાજીનો રાજવ્યવહાર કોશ રચનાર રઘુનાથ પંડિત તે આ નહીં

**મુકુંદ**—આ કવિની ઘણી કવિતા મળી આવી છે એ બાગ-લાણમાં થયો યવનોની નોકરીમાં તેને સદ્‌ગુરુનો ઉપદેશ મળતાં તે વેદાંતી બન્યો તેનું સુંદરકાંડ રામાયણ પ્રસિદ્ધ છે

**ગોસાવીનંદન** અને **સુભાનરાવ** એ અરણીના બીજા કવિઓ હતા

**શ્રીધર**—(સં ૧૬૭૮–૧૭૨૮)-એ રંગનાથ સ્વામીનો ભક્ત, તેણે રામવિજય, હરિવિજય, પાંડવપ્રતાપ, જૈમિની અશ્વમેધ, વેદાંત સૂર્ય, શિવલીલામૃત, વગેરે ગ્રંથો તેણે ઓવીમાં લખ્યા છે તેની વાણી રસ-ભરી અને અલંકારીક છે તેના ગ્રંથો આસ્થાથી વંચાય છે પંઢર-

પુરમા તેની સમાધિ છે તેના કુટુબીઓ નાઝરા ( પંઢરપુરથી વીસ માઇલ ઉપર) નામે ગામના મૂળ રહેવાસી હતા તેની અટક ચોકે હતી તેણે પ્રથમ સસાર ભોગવેલો, અને છોકરા થયા પછી સન્યાસ લીધેલો

**અમૃતરાય**-(૧૬૯૮-૧૭૫૩)-એ જાતે ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ એ નામાંકિત કવિ થયો ઔરગાબાદમા વિસાજી મોરો નામે મોગલોનો એક અધિકારી હતો તેને આશરે એ રહેતો તે વૈરાગ્યવૃત્તિનો હતો અને કીર્તન કરતો બાલાજી બાજીરાવ પેશવાના વખતમા શનિવારવાડામા એનુ કીર્તન થયુ હતુ કટાવ, દોહરા પદો વગેરે તેની કવિતા ઘણી સારી વખણાતી, અને તેમા પણ કટાવ ખાસ વખણાતા તેણે અનેક આખ્યાનો ઉપર કવિતા કરી છે એ શીઘ્ર કવિ હતો તેની વાણી ઘણી મનોરજક હતી અને કવિતામા યમક બહુ આવતા તેણે હિંદીમા પણ કવિતા કરી છે હરિકથા કરનારી મડળીને આની કવિતા ઘણી ઉપયોગી થતી

**મધ્વમુનીશ્વર**—( સ ૧૬૮૯-૧૭૩૪ )-આ બ્રાહ્મણ કવિ અમૃતરાયના વખતે નાશિકમા રહેતો પાંડુરગનો સાક્ષાત્કાર થવાથી તેણે પદો તથા અભગમા ઈશ્વરના ગુણાનુવાદ ગાયા એ પછી ઔરગાબાદમા જઈને રહ્યો તે ઘણા પ્રેમભાવથી હરિકીર્તન કરતો, અને કીર્તન કરતા કરતાજ પ્રાસાદિક કવિતા બનાવી ગાતો આથી તેની કીર્ત ચારે તરફ પ્રસરી પશ્ચિમ કિનારા ઉપર કાનોજી આગરે નામનો એક મોટો સરદાર હતો તેની પાસે પુષ્કળ પડિતો હતા એ કાનોજીના વાડામા કીર્તન કરી સસ્કૃતનુ અભિમાન રાખનારા તેના પડિતોનો આણે ગર્વ ગાળી નાખ્યો હતો

**જ્યોતિપંત મહાભાગવત** (સ ૧૭૮૮)-બુધગામનો અને **તુકાવિપ્ર** (૧૭૮૦-૧૭૯૦) રહિમતપુરનો એ બન્ને તપસ્વી તથા વિદ્વાન્ સાધુ હતા, અને તેમણે વેદાત ઉપર ગ્રથ લખ્યા છે

**કેંકે (કુંડલીશ)** પણ એવા જ વેદાતી કવિ જણાયો છે

પ્રભુનંદનનો સં ૧૭૪૧મા રચેલો શ્રીખંડયા ચરિત્ર નામે ગ્રંથ મળી આવ્યો છે

**કૃષ્ણદયાર્ણવ**—(મ૦ ૧૬૭૪-૧૭૪૦)-તેણે ભાગવત ઉપર હરિવરદા ટીકા લખી છે

**શુભાનંદ સ્વામી**—(મ૦ ૧૭૬૬)-તેણે 'ઉદ્યોગપર્વ' સારૂ લખ્યુ છે

**મોરોપંત**—( મ૦ ૧૭૨૯-૧૭૯૪ )-રત્નાગિરી જિલ્લામા રાજાપુર તાલુકામા સોંદળ ગામમા પરાડકર નામનો કરાડા બ્રાહ્મણ રહેતો હતો, તે આ કવિનો પૂર્વજ એ પૈકી એક ગૃહસ્થ પન્હાળગડ ઉપર જઈને રહ્યો મોરોપંતના પિતા રામાજીપંત કોલ્હાપુર દરબારમા નોકર હતા મોરોપંતનો જન્મ પન્હાળગડમા થયો હતો માતાનુ નામ લક્ષ્મીબાઈ મોટાભાઇ ગણેશપંત અને ન્હાનાભાઈ આબાજીપંત રામાજીપંત કાંઈ અડચણ આવતા કોલ્હાપુર છોડી બારામતીમા બાબાજી વિશ્વનાથ પેશ્વાના જમાઇ આબાજી નાઇક જોશી રહેતા હતા ત્યા જઇ પાયગાના કામ ઉપર રહ્યા મોરોપંત પણ પછીથી આબાજી નાઇકને પુરાણ સભળાવવા પાચસે રૂપિયાના વર્ષાસનથી બારામતીમા ગયા ગણેશ પાધ્યે ગોળવેલકર એ મોરોપંતના ગુરૂ ધર્મસિંધુના કર્તા કાશીનાથ ઉપાધ્યાયની દીકરી સુંદરાબાઇ મોરોપંતના દીકરા રામકૃષ્ણપંત વેરે આપી હતી સંસ્કૃત વિદ્યાનો ઉત્તમ અભ્યાસ કરીને પુરાણ તૈયાર કરવા માટે તેને રામાયણ ભાગવતાદિ ગ્રંથોની પારાયણ કરવી પડેલી તેથી તેને મરાઠી ભાષામા કવિતા કરવાની સારી ટેવ પડી આર્યાવૃત્ત તેણે પ્રચારમા આણ્યુ અને એ જ વૃત્તમા તેણે ઘણી ખરી કવિતા કરી દરરોજ રાતે ધૂળની પાટી, સંસ્કૃત પોથી તથા દીવી એટલી તૈયારી રાખીને રાખની પાટી નિત્યકર્મ કર્યા પછી પાટીપર ગ્રંથ લખી રહ્યા પછી જ સૂવુ એવો તેનો નિયમ હતો બીજે દિવસે સવારે પાટી ઉપરનુ લખાણ શાહીથી લખવાન

ડામ લક્ષ્મણ ભટ્ટ વાઇકર કરતા મત્રભાગવત, બૃહત્ દશમ, મહા ભારત અષ્ટોતરશત ગમાયણ, હરિવશ, બ્રહ્મોત્તરખડ, ભગવદ્ગીતા સપ્તશતી, કેકાવલી, અને બીજા અનેક આખ્યાનો તેણે મરાઠીમા બનાવ્યા છે સિવાય કેટલાક સસ્કૃત ગ્રથ પણ તેણે લખ્યા છે તેનુ એકદર પુર ત્રણ લાખ છે તે 'મહારાષ્ટ્ર કવિમુકુટમણિ' કહેવાય છે

સન ૧૭૪૮ થી ૧૭૯૪ સુધીનો એટલે પેશવાઇનો કાળ મોરોપતે જોયો નાનાસાહેબ તથા માધવરાવ પેશવા, ગોપિકાબાઈ, અહલ્યાબાઇ, વગેરે મહાન્ વ્યક્તિઓની સાથે તેને સારી પિછાન હતી મોરોપત પોતાની કવિતા લઇ કાશીએ ગયેલા અને ત્યાના પડિતોએ તેની કવિતાને સારી રીતે માન્ય રાખી મરાઠી ભાષાને પ્રતિષ્ઠા મળવામા મોરોપતનો પરિશ્રમ ઘણે અશે કારણભૂત થયો તેની આર્યાઓ રામજોશી સોલાપુરકરે પ્રસિદ્ધિમા આણી મોરોપત કવિ હતો તેવોજ નૈષ્ઠિક ભક્ત પણ હતો તેનો દેહાવસાન પઢરપુરમા થયો

**મહિપતિ** (સ ૧૭૧૫-૧૭૮૦)—એ અહમદનગર જિલ્લાના તાહરાબાદ ગામનો રહીશ અને ઋગ્વેદી દેશસ્થ બ્રાહ્મણ હતો દાદોબા અને ગગાબાઇનો એ દીકરો એમ કહેવાય છે કે એને પાંડુરગનો સાક્ષાત્કાર થવાથી કવિતા કરવાની સ્ફૂર્તિ આવી અને ભક્તિવિજય, સતલીલામૃત, ભક્તલીલામૃત, કથાસારામૃત, પાડુરગસ્તોત્ર, શનિમહાત્મ્ય, કૃષ્ણલીલામૃત, પઢરી મહાત્મ્ય, વગેરે ગ્રથો ઓવીમા તેણે લખ્યા મને સસ્કૃત આવડતુ નથી, અમરકોશ જોયો પણ નથી, એવુ એ પોતે કહેતો તેના ગ્રથમા વર્ણનો તથા ઇતિહાસ ઘણો છે રામ નામના તેના શિષ્યે તેની છબી ચીતરી હતી

**ગમજોશી** ( સ ૧૭૬૨-૧૮૧૨ )—એ સોલાપુરનો રહીશ યજુર્વેદી દેશસ્થ બ્રાહ્મણ તેણે વૈરાગ્ય વિષે અનેક ઉત્કૃષ્ટ લાવણીઓ લખી છે છદશાસ્ત્ર સબધે પણ છદોમજરી નામે ગ્રથ તેણે લખ્યો

છે. મોરોપંતની આર્યા ઘણે ભાગે આણે પ્રસિદ્ધિમાં આણી. એ કથા કરી નિર્વાહ કરતો. તેની કવિતા સુરસ તથા સુબોધક છે.

**અનંત ફંદી** ( સ. ૧૭૪૪–૧૮૧૯ )—એ સંગમેશ્વરનો રહીશ દેશસ્થ બ્રાહ્મણ, ભવાની બાવા અને રાઉબાઇનો પુત્ર. એ ખેલ કરતો અને પોતાની બનાવેલી લાવણીઓ ખેલમાં બોલતો. અહલ્યાબાઇ હોલ્કર સંગમનેર આવેલાં ત્યારે તેમણે કહ્યું કે બ્રાહ્મણ ખેલ કરે એ ઠીક નહીં, તેથી ખેલ કરવાનું છોડી દઇ તે કીર્તન કરવા લાગ્યો. તેના ફટકા વિશેષ પ્રસિદ્ધ છે. તે ઉપરાંત કટાવ, લાવણી, શ્લોક, આર્યા તથા ઓવીઓ તેણે બનાવી છે. તેના વંશજો વડોદરામાં છે.

**દેવનાથ**—( સ. ૧૭૫૪–૧૮૨૧ )—એ ઘણો પ્રખ્યાત સાધુ થઇ ગયો. વરાડમાં અંજનગામ એ ઇતિહાસપ્રસિદ્ધ સ્થળ છે. તેના શિર્જગામમા એ થયો. પ્રથમ તે તાલીમબાજ ( મલ્લ ) હતો. પછી કંઈ કારણ પરથી વૈરાગ્ય ઉત્પન્ન થતા તે હનુમાનની ભક્તિ કરવા લાગ્યો; પછીથી તેને કવિત્વની પ્રેરણા થઈ અને કવિતા બનાવતાં આખા હિંદુસ્તાનમા પ્રવાસ કર્યો. ગ્વાલિયરમાં કીર્તન કરતાં મંડપને આગ લાગવાથી તે બળી મુઓ. તેની કવિતામાં ઘણાં પદો અને કટિબંધો છે. તેની કવિતા પરથી તેને ' સાધુકવિ ' કહી શકાય.

શિવાજીના ભૂષણ ભાટ તથા પોવાડા રચનારા શાહિર વગેરે અન્ય પ્રકારના કવિઓ પુષ્કળ થયા, તેનો ઉલ્લેખ યોગ્ય સ્થળે હવે પછી આવશે.

સંતમંડળનાં નામો ગણાવતાં ઉદ્દિષ્ટ કાળથી આગળ જવું પડ્યું છે. વાસ્તવિક રીતે મરાઠી રાજ્ય ઉત્પન્ન કરવામાં આ સંતમંડળનો ઉદ્યોગ કેટલે અંશે કારણભૂત થયો તે આ સંતચરિત્રો ઉપરથી ઠરાવવાનું છે. પરંતુ બધા સંતકવિઓનું વિવેચન એક જ ભાગમાં આવી જાય એવા હેતુથી છેક ઓગણીશમા શતક સુધીના સઘળા

મુખ્ય સતોની હકીકત ઉપર આપી છે આ મડળનો ઇતિહાસ એ મરાઠાના એકદર ઇતિહાસનો એક મહત્ત્વનો ભાગ છે

સતોનો અને કવિઓનો જૂદો વર્ગ પાડવો મુશ્કેલ છે ઘણા ખરા કવિ હોઇને સત, અને સત હોઇને કવિ હતા તેમના ચરિત્રો અદ્ભુત ચમત્કારોવાળા છે એ ચમત્કારો ખરા માનવા કે ખોટા એ જેના તેના વિચાર અને અનુભવની વાત છે પણ સત અને કવિ વચ્ચે અભેદ હોવાથી મહારાષ્ટ્રની કવિતાનુ એકદર સ્વરૂપ વૈરાગ્ય શીલ તથા પરમાર્થ સાધક જણાય છે આ અભિપ્રાય માત્ર ઐતિહાસિક ચર્ચા માટે આપેલો છે હાલમા ઘણી માહિતી મળી આવી છે અને હજી પુષ્કળ મળી આવવાનો સભવ છે તેની મદદથી મહારાષ્ટ્રની કવિતા વિષે સ્વતત્રપણે વિચાર કરવાનુ તથા તેના ગુણદોષ વિષે વિવેચન કરી તેની કિંમત આકવાનુ તો અલાયદુ જ રાખવુ જોઇએ.

૨ માનભાવ અથવા મહાનુભાવ પંથ—મરાઠી ભાષામા ઘણા જૂના ગ્રથો માનભાવ પથના છે મહારાષ્ટ્રમા ધર્મ સબધી ચળવળ પ્રથમ માનભાવોએ શરૂ કરેલી તેમના પ્રયત્નથી જ મુકુદરાજ, જ્ઞાનદેવ, વગેરેને પ્રેરણા મળેલી માનભાવોના ગ્રથો ઉપરથી શરૂઆતમા મરાઠી ભાષા કેવી હતી તેવો અદાજ આવી શકે છે. 'મહાન્ એટલે મોટો, અને 'અનુભવ' અથવા 'અનુભાવ' છે જેનો તે મહાનુભાવ દેવગિરીના યાદવરાજા કૃષ્ણ અને મહાદેવ રાજ્ય કરતા હતા તે વખતે પ્રશાત ચક્રધર નામના વિદ્વાન્ ગૃહસ્થે આ પથ કહાડેલો પછીથી નાગદેવભટ્ટ નામના વિદ્વાન્ આચાર્યે એ મત ફેલાવ્યો લીલાચરિત અને ચક્રધરચરિત એ આ મતના બે મોટા ગ્રથો છે રામદેવરાવની રાણી કવૈશા નાગદેવભટ્ટને ઘણુ માન આપતી આ મત હિંદુધર્મથી વિરુદ્ધ નહોતો ઉપનિષદો અને ભગવદ્ ગીતાને તેઓ પૂજ્ય માનતા એક શ્રીકૃષ્ણને જ ભજતા જાતિભેદ માનતા નહીં માસમદિરાને નિષિદ્ધ ગણતા ભિક્ષા માગીને ઈશ્વરભક્તિમા વખત ગાળવો એ તેમનુ મુખ્ય ધ્યેય હતુ બીજા

હિંદુ દેવોને તે માનતા નહીં. અસ્પૃશ્ય જાતિ સિવાય બીજા બધા હિંદુઓ આ પંથની દીક્ષા લઇ શકતા; શૂદ્ર પણ મહંત થઇ શકતો. તેના મુખ્ય ત્રણ પંથ હતા. કાળાં કપડાં વાપરવાનો તેમનો રિવાજ હતો. ચંદન અગર તુલસીની માળા તેઓ રાખતા. એ પંથનાં ઘણા-ખરાં પુસ્તકો મરાઠીમાં હતાં અને તે ઓછામાં ઓછાં ત્રણસો ચારસો હશે. તે દેવનાગરી લિપિમાં લખેલાં છે. પણ સામાન્ય લોકો સમજી ન જાય માટે તેમણે અક્ષરો ઉલટ પાલટ કરીને પોતાની કેટલીક સાંકેતિક નિશાનીઓ ઠરાવી હતી. તે નિશાનીઓ સમજાયા સિવાય ગ્રંથ સમજાયજ નહીં. આજ સુધીમાં તેના ગ્રંથો બહાર નથી આવ્યા તેનું એજ કારણ છે. હરીચંદ્ર મુનિ, કેશરાજ, ભાસ્કર, વગેરે કેટલાક આ પંથના કવિઓ નામાંકિત થઇ ગયા છે. ભગવદ્‌ગીતા ઉપર કમીમાં કમી સત્તર ટીકા આ પંથીઓએ લખેલી છે. તે પૈકી દૈવતદીપિકા નામની ટીકા સંસ્કૃતમાં છે. તેના કેટલાક ગ્રંથો જ્ઞાનેશ્વરીની પણ પહેલાના હોવાથી તે પ્રસિદ્ધ થશે ત્યારે તે પરથી જૂની મરાઠી ભાષાનું સ્વરૂપ સારી રીતે સમજાશે. ધર્મની બાબતમાં પણ અગિયારમા શતકમાં કેટલી વિચારક્રાન્તિ થઈ હતી તે આ ગ્રંથો ઉપરથી સમજી શકાય છે. ધર્મની અવનતિ થઇ છે એ હકીકત તે વખતે સર્વ-માન્ય હતી, અને તે સ્થિતિ સુધારવાનો પ્રયત્ન આ લોકોએ કરેલો. અને તેજ પ્રયત્ન પછીથી જ્ઞાનેશ્વર વગેરેએ ઉપાડી લીધો. ડૉ. ભાંડારકરના "શૈવ અને વૈષ્ણવ પંથ" એ નામે ગ્રન્થ ઉપરથી તથા માનભાવોના ગ્રંથ ઉપરથી બે વાતો નિર્વિવાદ સિદ્ધ થાય છે કે અગિયારમા શતકમાં અને તે પહેલાં મરાઠી ભાષા સારી રીતે પ્રૌઢ દશામાં આવી હતી, અને લોકોમાં ધર્મ સંબંધી વિચારક્રાન્તિ ચાલુ હતી. ખાનદેશ, વરાડ વગેરે ઠેકાણે મહાનુભાવોનો મોટો સમૂહ છે અને હાલમાં તેમની નવીન ચળવળ શરૂ છે.

**૩. મરાઠી અને હિંદુસ્તાની સંતોનો અન્યોન્ય સંબંધ**– સંતો અને કવિઓ જબરા ઉદ્યોગી અને અતિ શ્રમ વેઠનારા હતા.

ઘણાખરાએ હિંદુસ્તાનની બધી યાત્રાઓ કરી હતી. આ પ્રમાણે યાત્રા કરવી એ મોટું પુણ્ય અને જીંદગીનું સાફલ્ય મનાયેલું હોવાથી ગમે તેવી અડચણ હોય તો પણ તેની પરવા ન કરતા તેઓ યાત્રા કરતા. આ યાત્રા એટલે હિમાલયના શિખરથી પૂર્વ પશ્ચિમ બાજુએ થઈ છેક દક્ષિણ સુધી ફરવું પડતુ આ પ્રવાસમા અનેક સાધુઓ મળતા, અનેક વાતો જણાતી, અને અનેક દેશાચાર તથા રીતરિવાજ નજરે પડતા. વળી જૂદા જૂદા ઠેકાણાની દેશસ્થિતિ તેમને સમજાતી. પોતાની પહેલાના કવિઓના ગ્રંથો ઘણે ભાગે તેઓ જાણી લેતા હતા અને ઘણાખરાને સંસ્કૃત ભાષા પણ આવડતી હતી. મુસાફરીથી બહુશ્રુત થવાય છે એ સહુ જાણે છે. પણ હાલની આગગાડીની દોડાદોડીની મુસાફરીથી આ હેતુ બરાબર સરતો નથી. તે વખતે યાત્રાને નિમિત્તે બધા લોકોમા ભળી જવાની અને દરેક પ્રકારની માહિતી મેળવવાની અપૂર્વ સંધિ આ સંતમંડળીને મળેલી. જૂદા જૂદા ઠેકાણાના કવિઓ તથા સાધુઓના ઉપદેશ, કીર્તનો, ભજનો, અને નિરૂપણો આ મંડળીને સાભળવાના મળતાં, અને અન્ય ભાષા શીખીને તેમાંના ઉત્તમોત્તમ દાખલાઓ તથા વિચારો આ લોકો મેળવી લઈ સ્વદેશમા અને સ્વભાષામાં તે લાવતા. તે વખતે પરસ્પર વ્યવહારનાં અને બાતમી ફેલાવવાના સાધનો ન હોવાથી આવા યાત્રાળુઓ જ બધા ઠેકાણાની બાતમીઓના અને સઘળા પ્રકારના અનુભવના ભંડાર હતા; અને તેઓ પોતાની મધુર વાણીદ્વારા આ ભંડાર દેશેદેશ ફેલાવતા. કોઈ સત્પુરુષ અગર કંઇ પણ અપૂર્વ પ્રકાર જણાય તો તેઓ તે સ્થળે ઘણો વખત રહેતા અને પોતાની જિજ્ઞાસા તૃપ્ત કરતા. સારાંશ કે ઓગણીશમા શતકથી આ દેશમાં પાશ્ચાત્ય પ્રગતિ શરૂ થઇ ત્યા સુધી લોકોના ખરા શિક્ષક અને ખરા ઉપદેશક આ સાધુઓ અને કવિઓ જ હતા અને એજ કારણથી લોકોપર તેમની ઘણી અસર હતી. લોકો પણ તે વખતે ભાવિક હોવાથી સાધુ-સંતના ઉપદેશને બહુ માન આપતા. રામદાસ, મૌનીસ્વામી પારગાવકર, વગેરે પુરુષો-

એ શિવાજીનો હેતુ પોતાની અમરકારક ભાષામા લોકોને સમજાવ્યો હતો મુસલમાની અમલમા હેકેકાણેની થયેલી દુર્દશા પ્રવાસમા તેમના પ્રત્યક્ષ અનુભવમા આવેલી પદ્મિનીનો અને દેવળદેવીનો બનાવ દેશના બધા ભાગમા જાણીતો હતો શકરદેવ અને હરપાળદેવનુ પરિણામ બધા જાણતા હતા મલેકકાફુરે ઘણા દેવાલયો અને સમાધિઓ નષ્ટ કર્યા આવા બનાવો સંતમડળીને પ્રવાસમા પ્રત્યક્ષ જણાતા તેની તેઓ ચર્ચા કરતા, અને એ અનુભવનો ઉપયોગ તેઓ પોતાના ગ્રથોમા પણ કરતા શિવાજીનુ રાજ્ય થતા જ તેને સતોએ ટેકો આપ્યો અને લોકોમા તેને માટે આદર તથા ઉત્સાહ ઉત્પન્ન કર્યો

•

ભક્તિની દૃષ્ટિથી જ જોઇએ, તો ઉત્તર હિંદુસ્તાનના સાધુઓની દક્ષિણની સતમડળી ઉપર ઘણી અસર થયેલી હોવી જોઇએ મહારાષ્ટ્ર ભાષા પર તથા મરાઠી કવિતા પર એની અસર ઘણી થઇ છે, અને અનેક મહારાષ્ટ્ર કવિઓએ પોતાની કૃતિ હિંદી વગેરે ભાષામા લખી છે ઉપર જણાવ્યા પ્રમાણે પ્રવાસના પરિણામે આ કવિઓનુ બહુશ્રુતપણુ અને વિદ્વત્તા વધ્યા, અને તેમની વાણીમા અનેક ઉપમા, અનેક પ્રકારો તથા વિવિધતા આવ્યા મહારાષ્ટ્ર ભાષાને આથી ઘણો ફાયદો થયો અને તે જોરદાર, નિપુણ તથા વિસ્તૃત બની

સતના ચરિત્રો વિગતવાર લખવાની પ્રવૃત્તિ તે વખતે મહારાષ્ટ્રમા નહોતી જ્ઞાનેશ્વરના જેવી કોઇ મહાન્ વ્યક્તિના ચરિત્રો તેના ભક્તો જે તે વખતે ગાતા પણ સતના સતોના ચરિત્ર એકત્ર કરી લખવાની શરૂઆત પ્રથમ નાભાજીએ મથુરામા કરી નાભાજી અથવા નારાયણદાસ એ નાગર બ્રાહ્મણ હતો અને આંખે આંધળો હતો તેણે ભક્તમાળા નામે ગ્રથ લખ્યો છે તેના શિષ્ય પ્રિયાદાસે "ભક્તિરસબોધિની" નામની ટીકા નાભાજીના એ ગ્રથ પર લખી છે, એ ટીકાને જ હાલમા ભક્તમાળ ગણવામા આવે છે સતોના ચરિત્રો લખવાની નાભાજીની શરૂઆતનુ અનુકરણ મહારાષ્ટ્રમા

થયુ ઉદ્ધવ ચિદ્દઘન અને દામો દિગબરે આવા ચરિત્રો લખવાનો રિવાજ શરૂ કર્યો દામો દિગબરનો 'સતવિજય' ગ્રથ મળેલો છે, તેમા તેણે નાભાજીનો ઉલ્લેખ ગૌરવપૂર્વક કરેલો છે. જયરામસ્વામી પણ આ પ્રકારનો ચરિત્રલેખક થયો પણ આ બધામા સૌથી વિશેષ મહેનત લેનાર મહીપતિ હતો તેણે બધી જગાએ જઇને અને અત્યત શ્રમ તથા પ્રયાસ કરીને દરેક સાધુ પુરુષની માહિતી એકત્ર કરી, અને એ માહિતી તેના રસિક ગ્રથમા પ્રસિદ્ધ કરી તે વખતનો વિચાર કરતા મહીપતિનો એ પ્રયાસ ઘણો સ્તુત્ય ગણાય. તેમાની હકીકતો એણે ભાવિક બુદ્ધિથી લખેલી હોવાથી ચાલુ સમયને અનુરૂપ ચર્ચાત્મક ભાગ તેમા નથી, પણ પ્રત્યેક સાધુની હકીકત તેણે એકઠી કરી એ મોટો ફાયદો કર્યો મહીપતિ પછી ભીમસ્વામી, રાજારામપ્રાસાદી વગેરે ગૃહસ્થોએ સંતચરિત્રો લખેલા છે.

આ નાભાજી ગુરુ ગોવિંદસિંગના સમયે એટલે સન ૧૬૭૭ ના સુમારે હયાત હતો મહીપતિ તેના પછી થયો નાભાજીએ પૌરાણિક કાળના અને તેની પણ પહેલાના સાધુ પુરુષોના નામો આપેલા છે, મહીપતિએ તેમ કર્યું નથી, તો પણ નાભાજીના ગ્રથ-માથી ૧૧૬ સતોના નામ મહીપતિએ લીધા છે આ ૧૧૬ સંતો મોટે ભાગે મથુરા, વૃંદાવન તરફના છે નાભાજી અદ્વૈતમાર્ગી હતો તેથી મધ્ય સંપ્રદાયી દ્વૈતવાદી સંતોના નામ તેણે આપ્યા નથી. રામાનુજ, વિષ્ણુસ્વામી, મધ્વાચાર્ય અને નિંબાદિત્ય, એમના હાથે ઉત્તર હિંદુસ્તાનમા ભક્તિ માર્ગની સ્થાપના થઈ, અને આશરે સો વર્ષે એ માર્ગનો પ્રવેશ મહારાષ્ટ્રમા થયો બારમા શતકની પહેલા-ના એક પણ મહારાષ્ટ્રીય સંતનુ નામ મહીપતિએ કે બીજા કોઇએ આપેલુ નથી એ પરથી જણાય છે કે બારમા શતક પહેલા ભક્તિ-માર્ગનો પ્રચાર મહારાષ્ટ્રમા નહોતો, અને શરૂઆતમા તો તે પ્રચાર ઉત્તર તરફથી જ આવેલો હોવો જોઇએ. ઉત્તર હિંદુસ્તાનમા જઇને તીર્થયાત્રા કરવાનો રિવાજ ઘણા જૂના વખતથી ચાલતો આવેલો

હોવાથી મહારાષ્ટ્રના ગૃહસ્થોને યાત્રાના પ્રસંગમાં ઉત્તરની ભક્તમંડળી-ની ઓળખાણ થયેલી, અને તેને પરિણામે યાદવોનું રાજ્ય પડી ભાગ્યા પછી મહારાષ્ટ્રમાં તેરમા શતકની આખરે કંઇ કંઈ ભક્તો ચમકવા લાગેલા. " સ્વરાજ્ય હોય ત્યારે નિવૃત્તિમય ધર્મનું મહાત્મ્ય વધતું નથી, અને સ્વરાજ્ય ન હોય ત્યારે નિવૃત્તિમાર્ગ જોરમાં આવે છે " આવું કેટલાક વિદ્વાનો કહે છે, તે મનન કરવા લાયક છે. નહીંતર, બારમા શતક પહેલાં મહારાષ્ટ્રમાં નિવૃત્તિનું નામ નહોતું, અને તેરમા શતકથી સોળમા શતક સુધી નિવૃત્તિમય ભક્તિમાર્ગ ઉત્તરો-ત્તર વધતો ગયો છે; અને શિવાજીએ સ્વરાજ્ય સ્થાપના કર્યાં પછી નિવૃત્તિનું ખંડન થઈ પુનઃ પ્રવૃત્તિનું જોર જામ્યું. એનો ખુલાસો થઇ શકતો નથી. એટલે કેટલાક વિદ્વાનોનો એવો પણ મત છે કે આ સંતોએ રાષ્ટ્રને પંગુ બનાવ્યું.

૪. **ભાગવત ધર્મનાં સ્થિત્યંતરો**—સંતમંડળના ઉદ્યોગનું રહસ્ય સમજવાને મહારાષ્ટ્રમાં ધર્મનાં સ્થિત્યંતરો કેવાં કેવાં થયાં તે ઐતિહાસિક દૃષ્ટિએ જોવું પડશે. મૂળનો વૈદિક ધર્મ સંકુચિત થઇ સમાજના બધા વર્ગોમાંથી તેનો ઉપયોગ નીકળી ગયો. અને બૌદ્ધ તથા જૈનધર્મ સ્થાપિત થયા. આ બંને ધર્મનું જોર કેટલું હતું તે પહેલા પ્રકરણમાં જણાવેલું છે. પછી શંકરાચાર્યે વૈદિક ધર્મનો ઉદ્ધાર કરી સમાજમાં નવી ધર્મવ્યવસ્થા દાખલ કરી. એ વ્યવસ્થા કેવળ વિદ્વાનોને માટે અને તત્ત્વજ્ઞાનના સ્વરૂપની હતી. સમાજના બધા વર્ગોને હંમેશના વ્યવહાર માટે જે ધર્મમાર્ગ જોઇએ, તે તેમાં નહોતો. આ ખોટ પૂરી પાડવા જૈનધર્મ દશમા અને અગિયારમા શતકમાં વધ્યો. તેની જ જોડે લિંગાયત પંથ પણ સ્થપાયો અને તેની ચડતી કેટલોક વખત રહી. માનભાવ પંથ પણ આ રીતે જ નીકળ્યો.

પાંચમા શતકમાં ચંદ્રગુપ્ત, કુમારગુપ્ત, સ્કંદગુપ્ત, વગેરે જે પરાક્રમી રાજાઓ ઉજ્જનમાં થઇ ગયા, તે ભાગવત ધર્મના હિમાયતી

હતા તેઓ પોતાને પરમ ભાગવત' કહેવરાવતા નવમા શતકના આરંભે શંકરાચાર્યે વેદાન્ત માર્ગનું પ્રતિપાદન કરી જૂદા જૂદા ધર્મમતોમાં એકતા સ્થાપવાનો તથા અદ્વૈત મતનો પ્રચાર કર્યો, તો પણ પંથો વધતાજ ગયા રામાનુજ (સ ૧૦૧૦-૧૧૦૭), વિષ્ણુસ્વામી (સ ૧૧૦૦), નિમ્બાર્ક (મરણ સ ૧૧૬૨) અને મધ્વ (સ ૧૧૯૭-૧૨૭૬) આ બધા ભાગવત ધર્મના હિમાયતી હતા તેમના સંપ્રદાયો અનુક્રમે 'આનંદ' 'પ્રકાશ' ચૈતન્ય અને 'સ્વરૂપ' એ નામે ઓળખાતા આ નામો ધારણ કરનારા પછીથી ઘણા મતો થયા મધ્વાચાર્યના વખતથી મહારાષ્ટ્રીય મતોની માળા શરૂ થઇ હતી

બધા પંથોનો પાયો ભગવદ્ગીતા જેવા કોઇ પણ પ્રાચીન ગ્રંથ ઉપરજ રચાયો હતો, પણ તેનો અર્થ તથા ઉપયોગ માત્ર જે તે પંથના ઉપદેશકો પોતપોતાના વિચારને અનુસરીને કરી લેતા હતા ભાગવત ધર્મના હિમાયતીઓ જૂદે જૂદે ઠેકાણે જૂદા જૂદા થયા તેમના ઉદ્યોગ સંબંધી વિવેચન ડૉ. ભાંડારકરે કરેલુ છે એમણે આપેલો એ મતોનો સમય વિચારતા એ ધર્મ કેમ પ્રસરતો ગયો તે જણાઈ આવે છે- મહારાષ્ટ્રના મતોનો ઉદ્યોગ પણ તેમના સમરૂપ છે ઉપર જણાવ્યા છે તે ઉપરાંત નીચે જણાવેલા પુરુષો પણ ભક્તિમાર્ગના હિમાયતી હતા —

| | |
|---|---|
| નામદેવ—૧૨૭૦ | રામાનંદ—૧૨૯૯-૧૪૧૧ |
| કબીર—૧૩૯૮-૧૫૧૮ | વલ્લભાચાર્ય—૧૪૭૯ |
| ચૈતન્ય—૧૪૮૫-૧૫૩૩ | તુલસીદાસ—૧૫૩૨-૧૬૨૩ |
| તુકારામ—૧૫૬૮-૧૬૪૯. | |

આ સંતોના ઉપદેશનો મુખ્ય વિષય ભગવદ્ભક્તિ હતો તેમના સમગ્ર ચરિત્રો એ તેમના ધર્મનો ઇતિહાસ લખાયેલો છે ભક્તિના જૂદા જૂદા માર્ગો નીકળ્યા, અને જે તે માર્ગના પ્રવર્તક અધિકારી પુરુષે અવતારકૃત્ય કર્યાં તેમાના ચાલુ રહેલા પંથો આજ પણ આપણા સમાજમા દૃઢ થયેલા જણાઈ આવે છે

આ પુરુષોએ ભક્તિમાર્ગનો પ્રચાર કર્યો જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ અને તુકારામ એ મહાપુરુષોએ તથા તેના અનેક અનુયાયીઓએ ભક્તિનું સંવર્ધન કરી સમાજના મરાઠા વર્ગોની ધર્મતૃષ્ણા મટાડી સંતોના આ ભક્તિમાર્ગથી સનાતન ધર્મ ઘણોજ પાકળ લહરો, અને ત્રણુસો વર્ષના મુસલમાની સમયમા સનાતન ધર્મને ઘણજ ખમવુ પડયુ ભક્તિમાર્ગને પણ એ સમયમા ખમવાનુ તો આવેલુ, પણ લોકો તે માર્ગે ચડેલા હોવાથી મુસલમાનોનુ કઈ વલ્યુ નહીં ઉલટુ કબીરજી જેવા અનેક ભક્તોએ મુસલમાનોને પણ ભક્તિનો પ્રભાવ બતાવ્યો અને તે તરફ વાળેલા વળી આ ભક્તોએ ઇતિહાસ, પુરાણો તથા બીજા ધર્મગ્રંથો મરાઠી ભાષામા લાવીને સંસ્કૃતમા રહેલો જ્ઞાનભડાર બધા લોકોને માટે સુલભ કરી આપ્યો.

મહારાષ્ટ્રમા ભક્તિમાર્ગની સ્થાપના એટલે પંઢરપુરમા વિઠોબાની સ્થાપના ઇ સન ૧૨૨૮ મા વિઠોબાની મૂર્તિ મથુરાથી પુંડલિકે આણી, અને તેની સ્થાપના સાદી ઇંટો ઉપર કરી, એમ કહેવાય છે પુંડલિક એજ પહેલો નામાંકિત ભગવદ્ભક્ત થયો હતો તેણે આખા દેશમા હીંડીને પુષ્કળ યાત્રા કરી હતી આ યાત્રામા તેને ભક્તિમાર્ગની મહત્તા જણાઈ. યાદવ રાજાએ આ નવીન પંથને આશ્રય આપવાથી તેનો ફેલાવો ઉતાવળે થયો યાદવ રાજ્યના સમયમા અનેક સ્ત્રી પુરુષોએ વિઠોબાના મંદિરને બક્ષિસો આપેલી છે

વિઠોબા, પાંડુરંગ, પંઢરી અને પંઢરપુર એ નામો કયારે અને કેવી રીતે પ્રચારમા આવ્યા તે માટે ડૉ ભાંડારકરે યોગ્ય નિર્ણય આપેલો છે કાનડી ભાષામા વિષ્ણુનો અપભ્રંશ વિઠ્ઠુ થાય છે એ શબ્દને બા એવો પ્રત્યય પ્રેમ તથા સન્માન દર્શાવવા લાગી વિઠ્ઠુમા અથવા વિઠોબા શબ્દ બન્યો છે યાદવ કૃષ્ણ રાજાના વખતના એક તામ્રપટમા એવો ઉલ્લેખ છે કે ભીમરથીને કાંઠે આવેલા પૌડરિક ક્ષેત્રને ઈ સન ૧૨૪૯ મા એક ગામ ઇનામ આપેલુ છે.

પંઢરપુરનું બીજું નામ પંઢરી છે પંઢરપુરના એક શિલાલેખમાં પાંડુરંગપુર એવું પણ તેનું એક નામ જણાવેલું છે પાંડુરંગ એટલે શિવ અથવા રુદ્ર પંઢરપુરમાં વિઠોબાના દર્શન લેતા પહેલા શંકરના દર્શન કરવા પડે છે પુંડરીકના નામ ઉપરથી પૌંડરીક ક્ષેત્ર અને તેનો અપભ્રંશ થતા થતા પંઢરી અથવા પંઢરપુર એ નામો પ્રચારમાં આવ્યા અર્થાત્ પાંડુરંગ, વિઠોબા અને પંઢરપુર એ ત્રણેના મૂળમાં શંકર, વિષ્ણુ અને પુંડલિકનો સંબંધ છે શૈવ અને વૈષ્ણવ એ બે પંથો વચ્ચે દક્ષિણમાં તીવ્ર મતભેદ ચાલતો હોવાથી તેની એકતા કરવાનો ઉદ્દેશ મૂળ વિઠોબાની સ્થાપના વખતે હોવો જોઇએ માત્ર તેવું પરિણામ આવેલું નથી

મહારાષ્ટ્રના મતો બધા જો કે ભક્તિમાર્ગપરાયણ હતા, તો પણ તેમાના કેટલાક કેવળ નિવૃત્તિમાર્ગી, કેટલાક કેવળ પ્રવૃત્તિમાર્ગી, અને કેટલાક માત્ર કવિ હતા કવિતા તો બધાએ કરી છે, પણ એ કવિતામાં એકલો કવિત્વનો જ હેતુ છે કે બીજો પણ કંઇ હેતુ છે તે જોવું જોઇએ પુંડલિક, જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ અને તુકારામ એ નિવૃત્તિમાર્ગી મુખ્ય મતો હતા પ્રવૃત્તિમાર્ગી મત એક જ થયા, અને તે સ્વામી રામદાસ રામને દેવ માનીને ભજવાની અથવા રામના મંદિરો બાંધવાની શરૂઆત ગમે ત્યારે થઇ હોય પણ પાચમા શતકનો અમરસિંહ રામનું નામ આપતો નથી રામભક્તિનો વિશેષ ફેલાવો ઉત્તરમાં તુલસીદાસે અને દક્ષિણમાં રામદાસે કર્યો રામદાસ એ નામજ હેતુસર રાખેલું લાગે છે રામદાસે રામદાસી મઠો ઘણા સ્થાપન કર્યા, પણ રામદાસનો મૂળ હેતુ તે મઠોથી સફળ થયો નહી રામદાસ અસ્ત પામતા તેના મઠો પણ બીજા મંદિરોની પેઠે રૂઢ થયા અને તેનો પ્રધાનહેતુ વિસરાયો સંસારમા રહીને દેશકાર્ય કરવા, અને ધર્મનો હેતુ સંસારને સુખી બનાવવાનોજ છે, એ રામદાસની પ્રવૃત્તિનો મુખ્ય અર્થ. એ હેતુ પહેલા વર્ગના સાધુઓમાં જણાઇ આવતો નથી, માટે જ રાષ્ટ્રના ઉદ્ધારના કામમાં એ સાધુઓના ઉદ્યોગથી પંગુના

આવી એમ કહેનારને અડચણ નથી. ત્રીજો વર્ગ માત્ર કવિઓનો મોરોપંત વગેરે ભાષાના સૌન્દર્ય તરફ જ વિશેષ લક્ષ આપનારા કવિઓ આ વર્ગમાં આવે છે. યુરોપની પેઠે સાધુત્વથી નિરાળું કેવળ કવિત્વ મહારાષ્ટ્રમાં અથવા તો હિંદુસ્તાનમાં નીપજ્યુ નથી. પરમેશ્વરના ગુણના વર્ણન સિવાયના વિષયો આ દેશના પ્રાચીન કવિઓએ કદાપિ લીધા નહોતા. તોપણ મહારાષ્ટ્રમાં જે નિદાન હજાર પાંચસો કવિઓ તથા સાધુઓ થયા, તેમાંના કેટલાએક માત્ર કવિઓ પણ છે. પોતાના મનના વિચારો સુંદર ભાષામાં મઢીને લોકોના ચિત્ત આકર્ષવાની તેમની કળા વિશેષ દેખાઇ આવે છે. નામદેવ તથા તુકારામનું લક્ષ કવિત્વ તરફ બિલકુલ નહોતું, માટે જ તેમની વાણી સાદી અને ઓજસભરી તથા મનોવેધક છે. જ્ઞાનેશ્વરમાં તો ઉત્કૃષ્ટ સાધુત્વ અને ઉત્કૃષ્ટ કવિત્વનો મનોહર સંયોગ છે. મુક્તેશ્વર, વામન વગેરેની વાણીમાં કવિત્વનો વેગ વધારે છે. સાધુત્વનું તે વખતે વિશેષ માન હતું, કેમકે ઘણા જણે કવિત્વના કારણે સાધુત્વ મેળવવા પ્રયાસ કરેલો જણાય છે.

૩ નિવૃત્તિમાર્ગી સાધુઓની બીજી નિશાની એ છે કે 'પ્રકાશ', 'આનંદ', 'ચૈતન્ય', અથવા 'સ્વરૂપ' એમાંના કોઇ પણ એક સંપ્રદાયના તે હોય, અને તેણે પોતાના ગ્રંથમાં પોતાની ગુરુપરંપરા ગણાવી હોય. રામદાસને આવી ગુરુપરંપરા ન હોતી. સાક્ષાત્ રામ પાસેથી તેણે અનુગ્રહ મેળવેલો, એવું તેનું કહેવું છે. તે સમયના પ્રચલિત માર્ગો છોડી દઈ નવીન પંથ તેણે કહાડ્યો, એમાં જ તેની પ્રવૃત્તિનું બીજ છે. રામદાસના બારસો મુખ્ય શિષ્યો મહારાષ્ટ્રમાં ફરતા અને સુમારે હજાર બારસો તેમના મઠો સ્થપાયેલા એમ જણાય છે.

૪ કવિ અને સંત એવા ગ્રંથકારોના બે વર્ગ પડે છે. જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ, તુકારામ, એ સંતો પૈકી મુખ્ય છે. એમાં બધી જાતિના સંતો અને સ્ત્રીઓ પણ આવે છે. એ બધા સંતો વિદ્વાન હતા એમ પણ નહોતું. તેમનું નિર્મળ વર્તન અને અંતઃકરણનો ઉપદેશ

એની લોકો ઉપર ભક્તિના સબંધમા સારી છાપ પડી. અજિ પણ તેમના નામો મહારાષ્ટ્રમા ગવાય છે, અને બધે ઠેકાણે તેમની જય બોલાય છે ભગવદ્ગીતનો વિષય ભાષામા સમજાવનાર તેરમા શતકનો જ્ઞાનદેવ અને ઇંગ્લડમા બાઇબલનુ અંગ્રેજીમા ભાષાંતર કરનાર ચૌદમા શતકનો વિકલિફ્ એ બંનેની કૃતિમા ઘણુ સામ્ય છે "ધર્મ સુધારણાનો અગ્રણુ" એવુ નામ વિકલિફ્ને આપવામા આવ્યુ છે, તેવુજ જ્ઞાનદેવને પણ આપી શકાય

જ્ઞાનદેવ પછી બસો વર્ષે એકનાથ થયો. દરમિયાન મુસલમાની અમલમા ધર્મની દશા કેવી થઇ એ એકનાથને તથા તે વખતના બીજા સાધુઓને સારી રીતે જણાયુ હતુ મરાઠી ભાષામા ગ્રંથોનો વધારો તો થતો જ હતો તેમા દત્તાત્રયના અવતારથી વેગ આવ્યો, અને ગુરુચરિત્રના નામે ગ્રંથ તૈયાર થયો. જો કે કવિત્વની અને ઐતિહાસિક દૃષ્ટિએ જોતા એ ગ્રંથ ઘણોજ નિર્બળ છે.

નાભાજીની સંતમાલિકામા સન ૧૧૦૦ થી ૧૭૦૦ સુધીના આશરે ત્રણસો સંતોના નામો આવેલા છે. તેમા જ્ઞાનેશ્વર અને નામદેવ એ જ મહારાષ્ટ્રીય સંતો આપેલા છે. મહીપતિના ગ્રંથમાં પણ આશરે ત્રણસો નામ છે તેમાય સવાસો ઉત્તર હિંદુસ્તાનના છે, સાઠ પાસઠ રામદાસી છે, અને બાકીના સન ૧૨૦૦ થી ૧૭૦૦ સુધીના માત્ર મહારાષ્ટ્રના સંતો છે. ઉપર જે સાઠ રામદાસી સાધુ ગણાવ્યા, તે સઘળા શિવાજીના અંત વખતે હયાત હતા. ઉપરાત બારસો રામદાસી સાધુ હતા આટલા માણસો એક જ મતનો પ્રચાર અને એક જ મતની સિદ્ધિ કરવા ફરતા હતા. તેનો વિચાર કરતા સમર્થ રામદાસે મહારાષ્ટ્રના રાજકીય પુનર્જીવન માટે કેવડું મોટું યંત્ર ચલાવ્યું હતુ, તેનું અનુમાન થઇ શકે છે. તેમણે રામભક્તિનો પંથ કેમ કાઢયો, અને કેવળ રાજકીય પંથ કેમ ન કાઢયો, તેનું કારણ મહારાષ્ટ્રના લોકોનું તે વખતનું મનોબંધારણ હતું. સન ૧૩૩૦ થી

૧૬૪૦ સુધી દેશમા ભક્તિમાર્ગનો અને નિવૃત્તિમાર્ગનો ઘણો પ્રચાર થયો હતો, અને લોકોને તે પ્રકારની ટેવ પડી હતી તેજ ટેવનો સમર્થે ઉપયોગ કર્યો પાચસો વર્ષ સુધી જે ભક્તિ નિવૃત્તિમય હતી તે સમર્થે પોતાની હયાતીમા પ્રવૃત્તિમય બનાવી એ પ્રવૃત્તિનુ ફળ રાજકીય સ્વાતંત્ર્ય હતુ પરિણામ પડી તેનો પથ નિર્જીવ થઇ ગયો ને હજી પણ તેવોજ છે

**૫. સંતો અને સંસ્કૃત પંડિતો વચ્ચેનો વિરોધ**—સંતો પૈકી કેટલાક સંસ્કૃત ભાષામાનો જ્ઞાનભંડાર મરાઠીમા લાવતા હતા, અને કેટલાક કર્મમાર્ગી ઉપાધ્યાઓ જપજાપો, વ્રતો, અનુષ્ઠાનો, પ્રાયશ્ચિતો, દાનો વગેરે વધારનાના ઉદ્યોગો કરતા હતા આમા મુખ્ય હેમાદ્રિ થયો તેણે પુરાણ અને લોકાચારમાથી બધી ધાર્મિક વિધિ એકત્ર કરી "ચતુર્વર્ગ ચિન્તામણિ" નામે ગ્રંથ તૈયાર કર્યો તેજ રીતના બીજા પણ નિબંધકારો અને ધર્મશાસ્ત્રકારો થયા તેમણે નવીન સંસ્કૃત ગ્રંથો લખી પૂર્વની નિર્જીવ થયેલી યજ્ઞયાગાદિ વગેરે વિધિઓ પુનઃ તાજી કરી

ધર્મનો પ્રચાર દેશી ભાષામા ચાલતા છતા સંસ્કૃત ગ્રંથરચના પણ અનિવાર્યપણે વધતી હતી જીમૂતવાહન (૧૨ મા શતકના આરંભે), લક્ષ્મીધર (ભાસ્કરાચાર્યનો પુત્ર-બારમા શતકના પૂર્વાર્ધમા), હલાયુધ (૧૨ મા શતકની આખરે), શૂલપાણિ ઉપાધ્યાય (પંદરમા શતકના આરંભે), રઘુનંદન ભટ્ટાચાર્ય (પંદરમા શતકના પ્રથમાર્ધમા) વગેરે પંડિતોએ ધર્મ, ન્યાય આચાર, વ્યવહાર વગેરે વિષયો ઉપર અનેક નવીન ગ્રંથો લખ્યા યાદવ અને યાદવના સમયમા જે જે સંસ્કૃત ગ્રંથકારો થયા, તેમના નામો તે વખતે જણાવેલા છે ઉપરાંત ઘણા દક્ષિણી પંડિતો કાશીમા રહેતા નારાયણભટ્ટ કમલાકર ભટ્ટ અનંતદેવ વગેરે પંડિતોના ગ્રંથો તેનો પુરાવો આપે છે તેમા તેરમાથી અઢારમા શતક સુધીમા મરાઠી ગ્રંથકારો આશરે એક હજાર

થયા અને તે વખતમા સસ્કૃત ગ્રથ રો પણ તેટલા જ થયા આ ઉપરથી એવુ ફલિત થાય છે કે એક તરફ મતમડળી કર્મમાર્ગ અળસાવવાનો પ્રયત્ન કરતી હતી, ત્યારે બીજી તરફ ઉપાધ્યાયવર્ગના પડિતો નવો ક્રમો અને તેના કરતા ઘણા ગૌરવથી પ્રતિપાદન કરતા હતા બન્ને પક્ષનો ઉદ્યોગ અનાદિ કાળથી આજ સુધી અનિવાર્ય ચાલુ છે એમનો મેળ ક્દાપિ પણ નહી ગૌતમબુદ્ધે તથા જ્ઞાન દેવે સસ્કૃતભાષામા રહેલ જ્ઞાન અનુક્રમે પાલી તથા મરાઠી ભાષામા આણ્યુ ત્યારે હેમાદ્રિએ તથા નારાયણભટ્ટે દેશીભાષામા હતુ તે જ્ઞાન પણ જાણી જોઇને સસ્કૃત ભાષામા વાળી દીધુ આ વિરોધી ઉદ્યોગોનુ કઈ માપ રહ્યુ નહીં અને જાણતા કે અજાણતા નીતિ અને રૂઢી તથા ભક્તિ અને કર્મો વિરોધી રીતે ચાલુ રહ્યા મતમડળનો ઉપદેશ વ્યવહારમા પાળવાનો છે એવી સમજણ રહી નહીં અને દેવળમા જઈ કથા પુરાણો સાભળવા અને ઘેર આવી સ્નાન મધ્યા તિલક માળા વગેરે ક્રમો કરવા એવો રિવાજ સેકડો વર્ષથી પડી ગયો આ વિરોધમા આચાર સબધી ગ્રથો મરાઠીભાષામા કોઇએ કર્યા જ નહી અને હજી પણ તે સસ્કૃતમા જ હોવાથી લોકોની સમજણમા તે ઉતર્યા જ નહીં જો મરાઠીમા તેવા ગ્રથો થયા હોત તો તે શાસ્ત્રાનુસાર થયા છે, એમ કોઈ માનત નહી આ વિરોધનુ શુ પરિણામ થયુ તે હવે પછીના પ્રકરણમા જોઇશુ

ઘણા સાધુઓને અડચણો વેઠવી પડેલી એ અડચણો કર્મ માર્ગીઓએ ઊભી કરેલી આપણને એ ઉપરથી ધર્મ અને વ્યવહાર વચ્ચેનો વિરોધ સ્પષ્ટ જણાઈ આવે છે આ અડચણો એમને ગમેની નહીં પણ એ રીતે એમનો તિરસ્કાર થતા તેમા સુધારણા થઈ કેમકે સન્યાસીના છોકરા હોવાના કારણે જ જ્ઞાનેશ્વરના બુદ્ધિમાન કુટુબને અડચણ થઈ પણ તેમ થવાથી ધર્મની ખરી સ્થિતિ તેના લક્ષમા આવી, કર્મમાર્ગનો તેને કટાળો આવ્યો ખરી ઇશ્વરભક્તિ તેના મનમા જાગી, રોગી સમાજ માટે તેને દયા આવી, અને એ

સમાજને સન્માર્ગે ચલાવવાની બળવાન પ્રેરણા તેના દીલમાં હતી કેવળ માત્ર પોતાનો એકલાનો ઉદ્ધાર કરવાથી ન ચાલે, સમગ્ર સમાજનો ઉદ્ધાર કરવો જોઇએ, એ જ આપણું કર્તવ્ય, અને એ જ આપણું જીવિતસાફલ્ય, આવી સ્ફૂર્તિથી આ સાધુઓએ અજ્ઞ જનોને ઉદ્ધારવા માટે, તેમને સમજાય એવી ભાષામાં, પોતાનાં વ્યાખ્યાનો-ઉપદેશો કર્યા એવી જ ઉચ્ચ ભાવનાથી નામદેવ અને તુકારામે પણ એ માર્ગ લીધો તે જ ભાવનાને પરિણામે મહાર, ચમાર વગેરે જાતિના સાધુઓ પરમેશ્વરના ભક્તો થયા અને બધી જાતિઓએ તેને વંદ્ય ગણ્યા ઉપદેશ પ્રમાણે ચાલવું એ તેમના જીવિતનું રહસ્ય હતું તેમને ધર્માચરણ અને વ્યવહાર એ સર્વથા અભિન્ન હતા. યુરોપમાં પણ માર્ટિન લૂથર, લૅટિમર, ક્રિમે, બ્રૂનો વગેરેએ સત્યની ખાતર અતિશય સંકટો સહન કર્યા અને મનને જે સત્ય લાગ્યું તે જ તેમણે સમાજને સમજાવ્યું, તેમ કરતાં સમાજની પરવા કરી નહીં સત્યની ખાતર (જનતના અવાજની ખાતર) તેમણે પોતાના પ્રાણનો પણ ભોગ આપ્યો

ખરી રીતે જોઇએ, તો સંતોએ કોઈ પણ પ્રકારનો સદ્‌વિચાર બતાવવાનું બાકી રાખ્યું નથી એમ છતાં સમાજ કેમ સુધર્યો નથી ? વિચાર કરતાં એમ જણાઇ આવે છે કે ધર્મ, નીતિ, સુજનતા, વગેરે બાબતો વિષે બોલવાનું જ આપણે સમજ્યા છીએ એ દરેકે દરેક હંમેશાં આચરણમાં મૂકવાનાં છે, અર્થાત્ તેની પ્રત્યક્ષ કૃતિ જ કરવાની છે, આવી અંતઃકરણની ભાવના આપણને કદી જ થઈ નથી આપણાં દેવો દેવાલયોમાં, ધર્મજ્ઞાન અધ્યાયમાં, અને સદાચાર કથાપુરાણોમાં, આવી આપણી સ્થિતિ છે માટે જ ધર્મકર્મો કરતા છતાં, વ્યવહારમાં ગમે તેવું નિંદ્ય કર્મ કરતાં આપણું અંતઃકરણ દુભાતું નથી જેને અંતરનો અવાજ કહે છે, એ અવાજને જ આપણે પરખ્યો નથી એ અવાજની ખાતર, અથવા સત્યની ખાતર યુરોપમાં લડાઈઓ ચાલી, અને અનેક જીવોનો ભોગ અપાયો પણ આપણે તો ધર્મ અને વ્યવહાર વચ્ચે હમેશાં તફાવત રાખ્યો એ તફાવત સંતોએ મટાડ્યો

નહીં, અને સમાજે ધર્માચાર તથા વ્યવહારનો મેળ કર્યો નહીં. સંતોથી એ કાર્ય થયું નહીં.

૬. **સંતોની કામગિરીનું માપ**—ધર્મથી રાષ્ટ્રનું સંવર્ધન થાય છે અને તે ધર્મ હમેશા સારી સ્થિતિમાં રહે, તેટલા માટે પૃથ્વી ઉપર આજ સુધીમાં અનેક ડાહ્યા પુરુષોએ ઘણી જુદી જુદી રીતે પ્રયત્નો કરેલા છે. સંતોના હિમાયતીઓ કહે છે કે ઇસમસીહના ચૌદમા, પંદરમા તથા સોળમા શતકમાં પૃથ્વી ઉપર ઘણે ઠેકાણે ધર્મ જાગૃતિની કોઈ વિલક્ષણ ચળવળ ચાલી રહી હતી. એ ચળવળનું પરિણામ કેટલાક દેશોમાં ઘણું સ્મરણીય આવેલું છે અને કેટલાક દેશનો ભાવી ઇતિહાસ એને લીધે બદલાઇ ગયો છે. ધર્મ સંબંધી કલહને લીધે યુરોપમાં તુમુલ યુદ્ધો થયા છે, તે જ વખતે હિંદુસ્તાનમાં અને ખાસ કરીને મહારાષ્ટ્રમાં પણ ધર્મસુધારણા માટે વિલક્ષણ પ્રેરણા લોકોના મનમાં ઉત્પન્ન થઇ હતી. માત્ર આપણા દેશમાં તે કારણે રક્તપાત થયો નથી. મહારાષ્ટ્રની બહાર હિંદુસ્તાનમાં આ વખતે ધર્મ સંબંધે શું થયું હતું તે મુસલમાની સમયના ઇતિહાસમાં વિગતવાર જણાવેલું છે. યુરોપમાં ઇંગ્લંડ, જર્મની, ફ્રાન્સ અને સ્પેન વગેરે દેશના રાજાઓ ધર્મની બાબતમાં આગેવાન થઇને વર્તતા હતા. તેજ પ્રમાણે હિંદુસ્તાનમાં પણ અકબર સરખો બાદશાહ એ બાબતમાં ઉદાસીન રહ્યો નહોતો. મહારાષ્ટ્રમાં યાદવોની હાર થઈને મુસલમાની અમલ શરૂ થતાં લોકો બહુ હેરાન થવા લાગ્યા અને એ હેરાનગતીમાંથી છૂટવા લોકોના મન રોકાયા હતા, એ વખતે લોકોને સહાય્ય કરવા અનેક સાધુસંતો ઉત્પન્ન થયા. ધર્મસુધારણા સિવાય રાષ્ટ્રની ઉન્નતિ થવાની નથી, અને ધર્મ એ રાષ્ટ્રની ઉન્નતિનું એક મુખ્ય અંગ છે, આવી તે વખતે સહુની ભાવના હતી. ધર્મની અવનતિ થતાં જપતપો, વ્રતો, અનુષ્ઠાનો વગેરે બહુ વધ્યા. મૂર્તિપૂજાના નામ નીચે અનાચાર ચાલ્યો. પારમાર્થિક સુખપ્રાપ્તિના લોભમાં લોકો આ લોકના કર્તવ્યો વિસરી ગયા. જાતિબંધન અનિ-

વાર્ય થઈ પડ્યું અને વિચાર, ઉચ્ચાર તથા આચાર એ મંસારની આવશ્યક ત્રણે બાબતો વચ્ચે મેળ રહ્યો નહીં. આ અનિષ્ટ સ્થિતિ સુધારવા મંતમંડળે જે પ્રયત્ન કર્યો તે ઇતિહાસની દૃષ્ટિએ મહત્ત્વનો છે. એ જ કારણથી શિવાજી સરખા પુરુષને પોતાના રાષ્ટ્રની ઉન્નતિ કરવાનું સામર્થ્ય ઘણે અંશે પ્રાપ્ત થયું, એવો ઘણાનો મત છે.

સર્વ વિદ્યા, સર્વ તત્ત્વજ્ઞાન અને સર્વ વ્યવહારિક શાસ્ત્રો પ્રથમ સંસ્કૃત ભાષામાં લખાતાં. પણ સામાન્ય જનસમૂહને એ ભાષા આવડતી નહીં. વૈદ્યક, ગણિત, જ્યોતિષ વગેરે લોકોપયોગી વિષયોનું જ્ઞાન પણ સંસ્કૃત ભાષામાં ગોંધાઇ રહ્યું હતું. આ સઘળો જ્ઞાનભંડાર હંમેશની બોલવાની ભાષામાં બધા લોકોને સમજાય તેવી મનોહર રીતે સંતોએ લાવી મૂક્યો. આ મોટી કામગિરી તેમણે કરી. આ દૃષ્ટિથી જોતાં તુકારામ, એકનાથ, મુક્તેશ્વર, શ્રીધર વગેરેનો જે ઉપયોગ સામાન્ય જનસમૂહને થયો, તેનો મોરોપંત સરખા વિદ્વાન કવિનો થયો નહીં. લૂખા અને જાડા અન્નવસ્ત્ર ઉપર ગરીબો ગુજરાન કરી શકે છે, અને ઉંચા પકવાન્નો તથા ઉંચા અલંકારોનો ખપ એશઆરામી ધનવાન લોકોને જ માત્ર હોય છે; તે પ્રમાણે મોરોપંતની અલંકૃત વાણીથી સામાન્ય વર્ગને કાંઇ લાભ થયો નહીં. આ ઉપરથી એશઆરામના એવા પદાર્થો કેવળ નિરુપયોગી છે એમ કહેવાનું નથી, દેશની આબાદીના વખતમાં તેનો પણ ઉપયોગ છે. ભાષાને પ્રૌઢતા આપવામાં મોરોપંતની કળા બહુ ઉપયોગમાં આવી, પણ લોકશિક્ષણનું કામ તો ઘણે ભાગે શ્રીધર, મહીપતિ સરખાની સાદી ભોળી વાણીથી જ પાર પડ્યું. સંતમંડળમાં ગણાવેલા બધા શ્રીપુરુષો જાતે વિદ્વાન હતાં એમ ન હોતું, પણ લોકોને સદુપદેશ આપવાની તેમને સ્વભાવતઃ પ્રેરણા હોવાથી, તે વિદ્વાન્ ન હોવા છતાં તેમની રસાળ વાણીનો ઉપદેશ લોકોના મન ઉપર ઉત્તમ રીતે ઠસ્યો. વળી બોલવા પ્રમાણે જ વર્તવાનું અપૂર્વ સામર્થ્ય તેમનામાં હોવાથી લોકોનો તેમના ઉપર વિશ્વાસ બેઠો. ઉપાધ્યાય વર્ગ ઉપરથી શ્રદ્ધા ઉઠી ગઈ, અને

લોકો સ્વતંત્રતાથી વિચાર કરતા શીખ્યા સ્વતંત્ર વિચારનો વિદ્વાન્ પુરુષ એક વખત મનની ખાત્રી થયા પછી પોતાનો ઉદ્દેશ છોડતો નથી તે સમાજને ઈષ્ટ દિશા તરફ લઇ જાય છે અને સન્માર્ગ તરફ વાળી શકે છે

આ મતોએ સંસ્કૃત ગ્રંથોમા રહેલુ જ્ઞાન મરાઠી ભાષામા આણ્યુ પણ તેમા એટલુ ધ્યાનમા રાખવા લાયક છે કે બ્રાહ્મણ શિવાય-નાને જે ગ્રંથો વાચના હરકત ન હોતી, તે ગ્રંથોના જ મરાઠીમા રૂપાતરો થયા નિત્ય-નૈમિત્તિક કર્મોના, સસ્કારોના, અને સ્મૃતિઓ વગેરેના ભાષાતરો કોઈએ કર્યા જ નહી

ધર્મશિક્ષણ અને ધર્મસરક્ષણ એ કામો આચાર્ય કહેવડાવનાર બ્રાહ્મણોના હાથમા હતા એ બ્રાહ્મણો ઘણા ભાગે યજયાગાદિ કર્મોમા મચ્યા રહેતા, અને તે કામોને લીધે જ તેમનુ બીજી જાતિ કરતા મહત્ત્વ હતુ

બ્રાહ્મણ જન્મથી શ્રેષ્ઠ મનાતો હતો અને તેણે શિખવેલા કર્મ-માર્ગ સિવાય ઈશ્વરપ્રાપ્તિ માટેના ઇતર માર્ગોની લોકોને ખબર ન હતી આ સ્થિતિ સુધારવા આ સતોએ પ્રબળ પ્રયત્ન કર્યો ગમે તે માણસ પોતાની ઇચ્છાથી ભક્તિપૂર્વક અને ખરા ભાવથી ઈશ્વરોપાસના કરે તો તેને ઈશ્વર મળે છે અમુક જ માર્ગે ઈશ્વરની આરાધના કરવાનુ કઇ કારણ નથી, કેમકે અમુક કુળમા જન્મવાથી કોઇને પણ શ્રેષ્ઠતા મળતી નથી ઈશ્વરને બધા જ પ્રાણી સરખા પ્રિય છે વગેરે ઉદાત્ત વિચારો આ સાધુઓએ લોકોને શીખવ્યા, અને પોતાના દૃષ્ટાન્તથી તે વિચારો તેમના મન ઉપર ઠસાવ્યા તેમ જ યોગસાધન, સન્યાસધારણ અને બ્રહ્મચર્ય વગેરે પ્રચલિત માર્ગો છોડી દેવા લાયક છે અને સંસારમા રહેવા છતા ઈશ્વરપ્રાપ્તિના સાધનો અશક્ય નથી, એ વાત પણ આ સતોએ લોકોને બતાવી આપી

ઈશ્વરના સ્વરૂપ સબધી પણ ઉદાત્ત તથા યોગ્ય કલ્પના આ મતોએ લોકોને શીખવી આપણા લોકો ઈશ્વરને માબાપ, ભાઇબધ,

કે સગાવહાલા તરીકે તથા ન્યાય અને દંડ કરતાં પણ માબાપની પેઠે પ્રીતિ રાખનાર તરીકે માને છે. એ દયાળુ છે, પ્રેમાળ છે, ભક્તોનાં સંકટ નિવારવા દોડી આવે છે, ભક્તો જોડે જમે છે, બોલે છે, આવી કલ્પના આ સાધુઓએ ઉપદેશમાં તથા તેમના જીવનના અનુભવમાં ડગલે ડગલે બતાવી. પરમાત્માના અહોનિશ સાંનિધ્યના અનુભવથી પ્રાપ્ત થતો ઈશ્વરપ્રેમ આ સાધુઓનાં વચનોમાં શબ્દેશબ્દે જણાઇ આવે છે.

ઈશ્વરપ્રાપ્તિના અનેક માર્ગો પ્રચારમાં હતા અને હાલ પણ છે. કોઈ યોગાભ્યાસ કરે છે, કોઈ યજ્ઞયાગાદિ કર્મો કરે છે, કોઈ જપ-જાપ તથા નિયમો પાળે છે, કોઈ જ્ઞાન માર્ગે જાય છે, અને કોઇ ઇશ્વર ઉપર અત્યંત પ્રેમ રાખી તેની ભક્તિ કરે છે. તેમાં છેવટનો ભક્તિમાર્ગ એ સહુને સુલભ છે અને તે માર્ગે ઈશ્વર પ્રાપ્તિનો અનુભવ જેટલો જલદી અને નિખાલસપણે થાય છે, તેટલો બીજા કોઈ માર્ગે થવો શક્ય નથી. વળી ભક્તિમાર્ગ સ્વીકારનારમાં એક પ્રકારનું વિલક્ષણ ઐકય ઉત્પન્ન થાય છે, અને તેવા માણસ કોઈ પણ કામ હળીમળીને કરવાને તૈયાર હોય છે. ભર ચોમાસામાં ખેતીનું કામ પડયું મૂકીને પણ પંઢરીની યાત્રાએ મહારાષ્ટ્રીય લોકસમૂહ આજ પણ શા માટે જાય છે, એ લક્ષમાં લઇએ, તો ઉપરની હકીકતની મહત્તા જણાય છે. ભક્તિ અને જ્ઞાનના યોગથી મન પવિત્ર થતાં પછી પરોપકાર કરવાને વિલંબ લાગતો નથી. આ જ ભક્તિના જોર ઉપર આ સાધુઓએ લોકોને સન્માર્ગ તરફ વાળ્યા. સંસારના ત્રાસ અને ચિંતાથી છૂટવા સારૂ એકાંતવાસ સેવવાથી રાષ્ટ્રમાં દુર્બળતા આવે છે. તે મટાડવા સારૂ સંસારમાં રહીને પરમાર્થ સાધવાનો માર્ગ જ આ સાધુઓએ બતાવ્યો.

એકનાથના સમયના સાધુઓને મુસલમાનો તરફથી ઘણી હેરાનગતિ ભોગવેલી પડેલી. તેથી 'પ્રભુ અમને આ ત્રાસથી છોડાવ'

એવી તે સાધુઓની માગણી હતી એ કારણથી તેમની ભાષા પણ તેટલી જ લાગણીભરી છે એકનાથનામા કેટલુક જ્ઞાનેશ્વરી વનણુ હતુ, પણ ગ્રથની વૃદ્ધિ કરીને લોકોને સદુપદેશ આપનાર એજ પ્રથમ મુખ્ય સાધુ હતો એ કેટલેક અશે પાશ્ચાત્ય ધર્મસુધારક લૂથરનો સમકાલીન હતો સ્વધર્મની અવનતિ થયેલી હોવાથી લોકોને નીતિને માર્ગે ચડાવવાની લાગણી એકનાથના વિચારોમા ઘણી બળવાન જણાય છે લૂથરની પેઠે ઉપદેશ તથા આચાર એ બનેના મૂળ નાખીને જનસમૂહને નવીન ધર્મ વલણ આપવાનો એકનાથે પ્રયત્ન કર્યો, પણ તેમા તે સફળ થયો નહીં જૂનો મત તદ્દન ગયો નહીં તે નવીન વલણ આવ્યુ નહીં

સત્તરમા અને અઢારમા શતકમા કવિત્વનો પ્રભાવ વિશેષ છે મોરોપત, અમૃતરાય, અનતકવિ, શ્રીધર, મહીપતિ, રામજોશી તથા હાલના બીજા ઘણા કવિઓ આ શાખામા આવે છે એ શાખાએ મરાઠી સત્તાનો પૂર્ણ પ્રભાવ જોયેલો, તેમને પારકી સત્તાના ત્રાસની કલ્પના પણ નહીં એટલે તેમની કવિતામા સાધુત્વ ગૌણ થયુ અગર નીકળી ગયુ, અને માત્ર ચોકખા કવિત્વની વૃદ્ધિ થતી ગઈ મરાઠી ભાષાનુ જોરદાર સ્વરૂપ આ વખતે થયુ એ ભાષા હવે સુસ્વરૂપ માર્મિક, રાજદરબારને શોભનારી અને ચિત્તાકર્ષક બની વિશેષે કરીને ભાષાને સરકારી બનાવવાનોજ પ્રયત્ન આ વખતમા થયો સાધુત્વ સરી જવાથી ધર્મનો વિચાર પણ જતો રહ્યો સ્વરાજ્યના આશ્રયમા એશઆરામ ભોગવવાના મળવાથી ધર્મસુધારણાનો વિચાર મનમા આવ્યો નહીં પાથરવાને કામળી તથા પેટ ભરવાને માત્ર બે રોટીઓ અને એટલુજ લેવાની જે પૂર્વે સ્થિતિ હતી તે બદલાઈ જતા સ્વરાજ્યને આશ્રયે કઈ પણ અડચણ ન રહેવાથી તેમનુ લક્ષ એશઆરામ તરફ વળ્યુ હવે સાદા ભોળા અભગોનો ભાવ કોણ પૂછે? નવીન પદ્યરચના, નવીન સારા સારા આખ્યાનો, નવીન પ્રકારના સગીતયુક્ત તથા સાધનયુક્ત કીર્તનો, અને સાથે સાથે

તમાશાની રેલછેલ ચાલી સુંદર તાલબદ્ધ પદો, કર્ણમધુર કટાવો. લાવણીઓ, ફટકા વગેરે એકથી એક ચડતી રચનાઓ કરી લોકોના મન ખેંચવાનો પ્રયત્ન આ વખતમા થયો રામદાસના વખતના સ્વરાજ્ય, સ્વદેશ, સ્વધર્મ, એ વિષયો લોકો સન્મુખ હતા તે બંધ પડયા, કારણ એ વિષયોની હવે જરૂર રહી નહોતી તુકારામના વખતનુ ઈશ્વરનુ પણ સાદુ ભોળુ સ્વરૂપ જતુ રહી એશઆરામી શ્રીમતી હાંગ્ને શોભનાર અને ક્રીડાના નવીન નવીન પ્રકાર કરનાર સ્વરૂપ બન્યુ ટૂકામા, આઘાત પછી પ્રત્યાઘાત થાય છે એ શાસ્ત્રીય નિયમ પ્રમાણે ધર્મની બાબતમા, સ્વરાજ્યસંરક્ષણની બાબતમા તથા બીજી દરેક બાબતમા હવે પ્રત્યાઘાત શરૂ થયો. જાતિભેદ, મૂર્તિપૂજા, યજ્ઞયાગાદિ કર્મો વગેરે બાબતો પણ પ્રથમના સાધુઓએ નિષેધ કર્યા છતા ફરી લોકોને ગમવા માંડી આ રીતે ધર્મની સ્થિતિ પાછી મૂળ ઉપર આવી ગઈ

---

## પ્રકરણ ૩ જું.

---

### મહારાષ્ટ્રમાંની પૂર્વકાળની ઉથલપાથલ.

૧. પ્રાચીન રાજવંશોની રાજ્યનીતિ—શાલિવાહનોથી યાદવો સુધી જે રાજવંશો થયા, તે સર્વનુ લક્ષ ઉત્તરોત્તર મરાઠાઓ સાથે મળી જવાનુ હતુ એટલે તે સર્વનુ વિકસિત સ્વરૂપ હાલના મરાઠાઓ છે એ સ્વરૂપ ઉત્તરોત્તર વધતુ જઈ યાદવોના વખતમા પૂર્ણ થયુ, અને તેજ પુન શિવાજીના વખતથી પ્રાદુર્ભૂત થયુ વચમા ત્રણસો વર્ષના મુસલમાની અમલમા એ સ્વરૂપ દબાઈ ગયેલુ, પણ વિકૃત થયેલુ નહીં કુટુંબકલહ, ઉત્કર્ષ અને સ્વતંત્રતાની તૃષ્ણા, બીજા કોઈને તાબે ન રહેતા જાતે જ ગમે ત્યા જઈ નસીબ અજમાવવાની વૃત્તિ અને અનિવાર્ય આચરણમા પણ જેમ ન ગુમાવવુ,

વગેરે બાબતોમા મરાઠાઓના વિશેષ લક્ષણ જેવા શિવાજીના વખતમા કે પેશવાના વખતમા દેખાઇ આવે છે, તેવાજ પહેલાના ચાલુક્યોના, રાષ્ટ્રકૂટોના કિંવા યાદવોના વખતમા અથવા માવળના દેશમુખોમા પણ દેખાઈ આવે છે પ્રાચીન લોકોના એ સ્વભાવદોષ તથા ગુણ અને તેમની પછીના મરાઠાઓમા પણ ઉતરેલા છે પહેલા પ્રકરણમાની હકીકતો સૂક્ષ્મ દૃષ્ટિથી વાચતા આ વાત સ્પષ્ટ સમજાય છે

વિદ્યા, કળા, ભાષા, ગ્રથસગ્રહ, ધર્મ, વ્યાપાર, વગેરે બાબતોમા મહારાષ્ટ્રીઓની હજાર વર્ષમા ઉત્તરોત્તર ઉત્ક્રાન્તિ થતી ચાલી છે એ ઉત્ક્રાન્તિનુ રમ્ય સ્વરૂપ યાદવોના સમયમા દેખાય છે રાજવ્યવહાર શાસ્ત્રની બાબતમા માત્ર આ ઉત્ક્રાન્તિ દેખાતી નથી યુરોપિયન ઇતિહાસ અને આપણા ઇતિહાસ વચ્ચે આ જ મોટો ફરક છે. પરદેશીઓના હુમલાથી રાજ્યનો બચાવ કરવાને શા ઉપાયો લેવા, અને સમાજનુ સુખ તથા શાતિ કેમ સાધવા, તે સબધી વિચાર પ્રાચીન ગ્રીક તથા રોમન પ્રજાએ અને હાલની યુરોપિયન પ્રજાઓએ કરીને એક પ્રકારની રાષ્ટ્રસબ પદ્ધતિ નિર્માણ કરી છે યુરોપમા જૂદા જૂદા ન્હાના મોટા રાજ્યોના બચાવ માટે દરેક રાજ્ય વચ્ચે સમતોલપણુ જાળવવાનુ તત્ત્વ (બેલેન્સ ઑફ પાવર) ધીમે ધીમે અમલમા આવ્યુ છે અને રાજ્યોના પરસ્પરના વ્યવહારને નિયમમા રાખનારા કાયદાઓ (ઇન્ટર નૅશનલ લૉ) તૈયાર થયા છે તેનો ઉપયોગ જો કે હમેશા જ થાય છે એમ નથી, તોપણ તેવી રાજવ્યવહાર શાસ્ત્રની ઉત્ક્રાન્તિ થાય છે અને સમસ્ત યુરોપિયન સમાજને તેથી ઘણો લાભ થાય છે આ બાબતમા હિંદુસ્તાન અને યુરોપ બન્નેમા પ્રથમ સરખી સ્થિતિ હતી યુરોપની પેઠે જ હિંદુસ્તાનમા અનેક ન્હાના મોટા રાજ્યો હતા અને તેમની વચ્ચે હમેશા ટટા બખેડા ચાલુ રહેતા કોઇ પરાક્રમી મહારાજા થતો, ત્યારે તે બધા ઉપર પોતાનો દાબ બેસારતો, અને કેટલોક વખત શાતિ સ્થપાઇ લોકવ્યવહાર સરળતાથી ચાલતો પણ એ સત્તાની ગેરહાજરી થતા

બધો વ્યવહાર પ્રથમ મુજબ છિન્નભિન્ન થઈ જતો. પુલકેશી, હુપ, ભોજ, વિક્રમાદિત્ય, સિંઘણ, યાદવ વગેરે રાજાઓ મહાપરાક્રમી થયા, તેમના વખતમાં વિદ્યાકળાની આબાદી થઇ, પણ ન્હાનાં મોટા જૂદાં જૂદાં રાજ્યોનો પરસ્પર વ્યવહાર નિયમમાં લાવવાની કલ્પના તેમાંના કોઈના પણ મનમાં આવેલી દેખાતી નથી. જો હેમાદ્રિએ "ચતુર્વર્ગ ચિંતામણી" નામનો ધર્મગ્રંથ લખ્યો, તેને રાજ્યનીતિનો આ પ્રશ્ન ઉકેલવો કંઇ મુશ્કેલ નહોતો. રાજાએ અથવા તેમના સલાહકારોએ તે વખતે આ પ્રયત્ન કર્યો હોત, તો પરચક્રના સમયે તેનો કંઈ પણ ઉપયોગ થયો જ હોત. ઉત્તર મરાઠી રાજ્યના વખતમાં પણ આ જ સ્થિતિ જણાય છે.

૨ ચારે વર્ણોનાં કામો વહેંચાયાં, એ પણ આ દેશમાં રાજ્યનીતિશાસ્ત્રનો ઉદ્ભવ ન થવાનું એક કારણ છે. ક્ષત્રિયો સમજ્યા કે લડ અને પ્રજાપાલન કરવું એજ આપણું કર્તવ્ય છે. જેણે લડાઇમ પરાક્રમ કર્યું નહી, તેને પોતાનું જીવન વ્યર્થ લાગ્યું. આવી સમજ સાર્વત્રિક થવાથી ઘણા રાજાઓ કારણ વગર કેવળ વિજયલાલસાથી લડાઇઓ કરતા. "અમોઘવર્ષ", "જગત્તુંગ", "નિરુપમ", "પ્રતાપચક્રવર્તી" વગેરે પ્રચંડ નામો તેમણે ધારણ કરેલાં. એ ઉપરથી પણ ઉપર જણાવેલું અનુમાન ખરૂં ઠરે છે. મોટું નામ મેળવવું એટલે અશ્વમેધ યજ્ઞ કરી બીજા રાજાઓને માંડલિક બનાવવા. પૂર્વકાળમાં જે જે પરાક્રમી રાજાઓ થઈ ગયા તેમણે ઘણાંએ લોકોપયોગી કામો કર્યાં હશે, પરંતુ બીજા રાજાને માંડલિક બનાવવામાં મોટું ભૂષણ માનતા. રાજ્યવ્યવહારશાસ્ત્ર નિર્માણ કરીને પોતાના કર્તવ્યની મર્યાદા પોતાની મેળે જ સંકુચિત કરવાનું કોઇને ગમતું નહોતું. તેનું પરિણામ એ આવ્યું કે સંઘશક્તિ ઉત્પન્ન થઇ નહી, અને સિકંદર, મહંમદ ઘોરી અને અલ્લાઉદ્દીન ખીલજી આગળ આ દેશના રાજાઓ પરાક્રમી હોવા છતાં હારી ગયા. આગળના મરાઠી રાજ્યમાં પણ આજ સ્થિતિ હતી.

સન ૭૧૧ મા મહમદ કાસિમે સિંધ જીત લીધો, તે વખતે કનોજ અને ભિનમાળના રજપૂત રાજાઓએ ઐક્ય કરી મુસલમાનો-ને સિંધમાંથી કાઢી કાઢવા માટે સો પચાસ વર્ષ એક સરખો પ્રયત્ન કર્યો પણ એ પ્રયત્નને દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજ્યે મદદ આપી નહીં, એટલુ જ નહીં પણ ઉલટી તેમણે મુસલમાનો સાથે દોસ્તી કરી આરબ વ્યાપારીઓ તથા પ્રવાસીઓ એક સાથે સો પચાસ વર્ષો સુધી રાષ્ટ્રકૂટ રાજ્યમા આવતા તેમણે એ રાજ્યના વર્ણનો પણ લખેલા છે એ વર્ણનો ઉપરથી તે વખતે રાષ્ટ્રકૂટોનુ રાજ્ય ઘણુ આબાદ હતુ એમ જણાય છે આરબ લોકો આ રાજાઓને બલ્હારા (વલ્લભ ઉપરથી) કહેતા

મધ્યશક્તિનો મુદ્દો જવા દઇએ, તો ઘણા ભાગે દરેક રાજાને લોકપ્રિયતાની અને કીર્તિની હોંશ હોઈ, શાસ્ત્રમા જણાવેલા રાજાના કર્તવ્યો કરવા તેઓ સદા તત્પર હતા લોકહિત માટે આપણુ જીવન છે, અને આપણુ પરાક્રમ તથા આપણુ દ્રવ્ય લોકહિતાર્થેજ વાપરવુ જોઇએ, એવી તેમની ભાવના હતી એ બધા ઘણા ઉદાર અને ધાર્મિક હતા 'સત્યાશ્રય,' 'પૃથ્વીવલ્લભ,' 'પ્રભૂતવર્ષ,' 'સમસ્ત ભુવનાશ્રય,' વગેરે તેમને લગાડાતા વિશેષણો તેમની કર્તવ્યપરાયણતા સૂચવે છે બ્રાહ્મણો-ને તથા દેવસ્થાનોને આપેલા દાનોના અસંખ્ય તામ્રલેખો મળી આવ્યા છે તે સિવાય મંદિરો, ગુફાઓ, કિલ્લાઓ, તળાવો, વગેરે તેમના અનેક લોકોપયોગી કામો પણ અદ્યાપિ જીવંત છે બિલ્હણનુ 'વિક્રમાંક દેવચરિત', વિજ્ઞાનેશ્વરની 'મિતાક્ષરા' અને જ્ઞાનદેવની 'જ્ઞાને-શ્વરી' વગેરે ગ્રન્થો ઉપરથી તે વખતના રાજાઓ વિદ્વાને ઘણો આશ્રય આપતા તે પણ જણાઈ આવે છે ઘણા રાજાઓને સંસ્કૃત ભાષા ઘણી સારી આવડતી હતી બ્રાહ્મણો ઘણા ભાગે યજ્ઞયાગમા અને ગ્રંથલેખનમા નિમગ્ન રહેતા ઉત્તરોત્તર તેઓ રાજ્યવ્યવહારમા, યુદ્ધમા અને બીજા ધંધાઓમા પડવા લાગ્યા ગામપંચાયતની વ્યવસ્થા સર્વત્ર ચાલુ હતી, અને પરચક્ર આવે કે દેશમા લડાઈ ચાલે, ત્યારે પણ આ ગામ-

પચાયતોને લીધે સમાજનો વ્યવહાર સરળતાથી ચાલતો. આગળના મરાઠી રાજ્યની સ્થિતિ સાથે પણ એ સ્થિતિ સરખાવી શકાશે

**૨. મરાઠા કુટુંબોની ઉત્પત્તિ**—પહેલા પ્રકરણમા પ્રાચીન રાજવંશોની હકીકત આપેલી છે, તે ઉપરથી હાલના મરાઠા કુટુંબોની ઉત્પત્તિ કેવી રીતે થઇ તેનું અનુમાન કરી શકાશે. ઉત્તરમાથી આર્યોના જૂદા જૂદા કુટુંબો જૂદે જૂદે વખતે મહારાષ્ટ્રમા આવ્યા, અને તેઓ જૂદા જૂદા ભાગોમા વસ્યા એ ભાગોને તેમણે નવા નામો આપ્યા અને ત્યા પોતાના આચાર વિચાર ચાલુ કર્યા. પછી તેમણે અનેક ન્હાના મોટા રાજ્યો સ્થાપન કર્યા. તેમાના કેટલાક રાજ્યો ઘણા આબાદ થયા. કેટલાક માડલિક બન્યા અને કેટલાકને રાજપદ મળ્યુ જ નહીં તેઓ મોટા રાજ્યને આશ્રયે થોડું ઘણુ વતન મેળવીને જ રહ્યા આ બધા કુટુબોને એકમેક સાથે તથા ઉત્તરતા કુટુબો સાથે શરીરસંબંધ થતો હતો. પરાભવ પામેલા કુટુબની કન્યાનું લગ્ન ઘણે ભાગે વિજયી કુટુબના પુરૂષ સાથે થતુ ચાલુક્ય, રાષ્ટ્રકૂટ, ભોજ, રટ્ટા, રાષ્ટ્રિક, મૌર્ય, કદબ, સેન્દ્રક, શિલાહાર, યાદવ, હોયસલ, વગેરે કેટલાક વશોનો ઇતિહાસ પ્રત્યક્ષ મળે છે. આ બધા કોઇ પણ કારણ-થી દક્ષિણમા આવ્યા અને તેમની શાખા ઠેકઠેકાણે પસરી તથા તે શાખાઓમાથી હાલના મરાઠાના વંશો બન્યા એમ જણાય છે આ સિવાય પણ બીજા ઘણા વંશો મહારાષ્ટ્રમાં આવ્યા હશે, પણ હાલના વિસ્તૃત જનસઘમા એ બધા વંશોના મિશ્રણનુ પૃથક્કરણ કરવું અને તેમનું મૂળ શોધવુ એ ઘણું વિકટ છે. આર્યલોકો હિંદુસ્તાનમા આવ્યા કે તરત જ ત્યાના મૂળ વતની દ્રાવિડ વગેરે લોકો સાથે તેમનું મિશ્રણ થવા લાગ્યુ. દક્ષિણમા આવ્યા પછી તે મિશ્રણ વધતું ચાલ્યુ. મહારાષ્ટ્રમાનો પહેલો જ રાજવંશ આન્ધ્રોનો હતો. તેજ 'શાલિવાહન' કહેવાયો વખત જતા તેનો સંબંધ પણ બીજા કુટુંબો જોડે થયો એ મિશ્રણોમા મૂળના આર્યોનું પ્રમાણ કેટલુ છે તે ભાષા, આચાર અને શરીરરચના વગેરે બાબતો ઉપરથી

જાણી શકાય આર્યોની ચાર વર્ણોની વ્યવસ્થા તેઓ ગમે ત્યા ગયા તોપણ ચાલુ રહી કોઈ પણ જગાએ નવીન વસાહત થઇ કે ત્યા તેમની એ વર્ણવ્યવસ્થા ચાલુ થતી ચદ્રવશી અને સૂર્યવશી કુટુબો-નો ભેદ વેદકાળથી ચાલુજ છે હાલની અટકો કોઇ પણ એકજ કારણથી પડેલી નથી કોઈ પરાક્રમી વ્યક્તિ ઉપરથી, કોઈ જૂના નામના અપભ્રંશ ઉપરથી, કોઈ ધધા ઉપરથી, કોઇ અલૌકિક કામો ઉપરથી અને કોઇ ગામો ઉપરથી, વગેરે અનેક કારણો ઉપરથી હાલની ક્ષત્રિયોની તેમજ બીજી જ્ઞાતિઓની અટકો પડેલી છે એમ જણાય છે જૂના રિવાજો કાયમ રાખવાની આપણી પ્રબળ વૃત્તિ હોવાથી, અને વિવાહ વગેરે પ્રસગોમા આપણા રીતરિવાજો આપણે છોડતા ન હોવાથી, જાતિ તથા વશ સામાન્ય રીતે પ્રચલિત રિવાજો ઉપરથી ઓળખાઇ આવે છે શિવાજીએ રાજ્ય સ્થાપન કર્યું, તે વખતે કોકણમા તથા ઘાટ ઉપરના પ્રદેશોમા ઠેકઠેકાણે અનેક ક્ષત્રિય કુટુબો વસતા હતા. એ કુટુબો ક્ષત્રિયોના હતા તેઓ ખેતીના ધધામા પડી ગયેલા હોવાથી તેમને હલકી જાતિના ગણી ન શકાય.

એમ કહેવામા આવે છે કે ભોસલેનો વંશ ઉદેપુરના કુટુબ પૈકી નથી, પણ તેના આધારભૂત કારણો કોઇ આપતુ નથી મૌર્ય, ભોજ, ચાલુક્ય, યાદવ વગેરે ઘણા વશો ઉત્તરમાથી દક્ષિણમા આવ્યા, અને તેજ પ્રમાણે દક્ષિણનાં ઘણા કુટુબો કારણપરત્વે ઉત્તરમા કાયમ જઇને રહ્યા જણાય છે ફલટણના નિંબાળકર એ ધારના પરમાર હતા આ વ્યવહાર જ્યારે સેંકડો નહીં પણ હજારો વર્ષથી ચાલુ છે, ત્યારે ઉદેપુરની શાખા દક્ષિણમા ન આવી હોય એમ શા ઉપર-થી કહી શકાય? એકલા ચાલુક્ય અને યાદવના કેટલાએ વશો ઠેકઠેકાણે પસર્યા ભોંસલે પોતાની ઉત્પત્તિ ઉદેપુરની શાખા સાથે માને છે નિંબાળકર અને યાદવોએ તેમની જોડે શરીરસબંધ જોડેલો હતો વશોની મિશ્રતા કરવા માટે ઘણો અભાવ હોવા છતા જ્યારે ભોસલેના સંબંધમા સર્વની અને ખાસ કરીને તેમની પોતાની

ત્રણસો વર્ષથી એવી માન્યતા છે, અને બધી બખરો તથા દસ્તાવેજો પણ તેની સાક્ષી આપે છે, ત્યારે તે હકીકતને પ્રબળ પુરાવા સિવાય ખોટી ગણી શકાય નહીં. ઉત્તરનાં રજપૂત વંશોની ઉત્પત્તિ પણ દક્ષિણનાં આ વંશોના જેવી જ મિશ્ર છે.

બીજી જાતિઓને પોતાની અંદર ભેળવી દેવાની વિલક્ષણ શક્તિ પ્રાચીન આર્યોમાં હતી. જે જે ઠેકાણે તેઓ ગયા, તે તે ઠેકાણાના મૂળના લોકોને તેઓ પોતાનામાં ભેળવતા ગયા, અને તેમનામાં પોતાની સંસ્કૃતિ તથા ચાર વર્ણો વગેરે દાખલ કર્યા. શક, યૂચી, હૂણ વગેરે અનેક જાતિના લોકો હિંદુસ્તાનમાં આવ્યા, પણ તે બધા કાળાંતરે અહીંના સમાજમાં ન જણાય તેવી રીતે ભળી ગયા. શક વગેરે લોકોએ પરદેશમાંથી અહીં આવીને રાજ્યો સ્થાપ્યાં. તેમનો અંતર્ભાવ થોડા જ વખતમાં આપણા સમાજમાં થવા માંડ્યો. પાંચમા તથા છઠ્ઠા શતકમાં જંગલી લોકોનાં અનેક ટોળાં આ દેશમાં ઘુસ્યાં, તેનો સેળભેળ રજપૂતોમાં થયો. 'પરિહાર' નામનો જે એક રજપૂતનો વર્ગ છે તે આવી જ રીતે ઉભો થયેલો છે. તે પૈકી જેમણે રાજ્યો સ્થાપ્યાં તે રજપૂત બન્યા, અને બાકીના લોકો 'ગુજર' કહેવાયા. તે ઉપરથી તેમના પ્રાંતનું નામ 'ગુજરાત' પડ્યું. ગોંડ, ભાર, ખર્વાર વગેરે કેટલીક મૂળની જાતિઓ હતી, તેમણે આર્ય સંસ્કૃતિ મેળવી તથા રાજ્ય મેળવ્યું, એટલે તેઓ ચંડેલ, રાઠોડ, અને ગહર્વાર નામના રજપૂતો કહેવાયા. પછી તેઓએ પોતાના વંશની મહત્તા વધારવા પોતાની વંશાવળીને ચંદ્રસૂર્યવંશ સુધી મેળવી દીધી.

આવો જ પ્રકાર દક્ષિણમાં પણ બન્યો. માત્ર દક્ષિણમાં બહારના લોકો બહુ ન આવ્યા, પણ ઉત્તર તરફના જ લોકો આવ્યા, અને તેમની જ સાથે દક્ષિણના મૂળના લોકો ભેળાયા. આ ઉપરથી એટલું સ્પષ્ટ જણાય છે કે રજપૂતો જ અસલ ક્ષત્રિયો, અને બાકીના તેથી ઓછી યોગ્યતાવાળા એમ કહેવાને ઇતિહાસનો

આધાર બિલકુલ નથી. ઉલટું એ હકીકત આર્યોના મૂળ સ્વભાવથી વિરુદ્ધ છે. જાતિસંઘ વધારવા તરફ જો મૂળના આર્યોની પ્રવૃત્તિ હોત, તો હિંદુ પ્રજા અને હિંદુ ધર્મ આટલો લાંબો વખત હયાત જ રહ્યા ન હોત

**૩. મરાઠી ભાષાની ઉત્પત્તિ**—મરાઠી ભાષા ક્યારે અને કેવી રીતે ઉત્પન્ન થઈ તેનો વિચાર કરતા ઘણા પ્રાચીનકાળ સુધી જવુ પડે તેમ છે. ઈ સ પૂર્વે ૮૦૦ પછી અને ૫૦૦ ની અંદર મહારાષ્ટ્રમા આર્યોનો વસવાટ થયો એજ વખતમા ગૌતમબુદ્ધનો અવતાર થયો ગૌતમબુદ્ધના સમયમા સસ્કૃત ભાષા બોલાતી નહીં, અને તેથી જ બધા લોકોને સમજાય તેવી પાલી ભાષામા તેણે પોતાનો ઉપદેશ કર્યો. વિદ્વાનોનું કહેવું એવું છે કે બુદ્ધધર્મના આ ધોરણથી જ દેશી ભાષાઓ પ્રૌઢ થઇ. બુદ્ધ પછી આશરે એક હજાર વર્ષ સુધી પાલી ભાષા મગધ દેશમા ચાલુ હતી અને બીજા દેશોમા પ્રાકૃતભાષા ચાલુ હતી. પાલી ભાષાનો ઉત્તમ નમૂનો અશોકના વખતમા એટલે ઇ. સ. પૂર્વે ૨૫૦ ના સુમારમા જોવામા આવે છે. અશોકે નિશ્ચિત કરેલું બુદ્ધધર્મનુ પુસ્તક આ વખતનુ છે. મિલિંદ પ્રશ્ન નામે બીજો એક પાલી ભાષાનો સારો ગ્રંથ છે, તે ઇ.સ. પૂર્વે દોઢસો વર્ષ ઉપરનો હશે સંસ્કૃત ઉપરથી દેશભેદે થોડા થોડા ફેરફાર સાથે પ્રાકૃત ભાષાઓ ઉત્પન્ન થઈ. આ ફરક કાળભેદના પરિણામે નહીં, પણ ઉચ્ચ સસ્કૃતિના લોકોની ભાષા ઓછી સસ્કૃતિના લોકો બોલવા જતા પડયો. પ્રાકૃત એટલે સામાન્ય વર્ગની ભાષા એ ભાષાની સંખ્યા માટે મતભેદ છે. તોપણ મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી અને પૈશાચી એ ચાર મુખ્ય પ્રાકૃત ભાષાઓ હતી. તેના વ્યાકરણ પણ થયેલા છે જે ભાષાનુ અત્યુત્તમ વ્યાકરણ થયુ, એટલે તે ભાષા પૂર્ણાવસ્થા પામી ગણાય. આવા વ્યાકરણને લીધે લેખકોના મનસ્વી તરંગ ઉપર અંકુશ પડે છે, અને એ ભાષા પછી ઘણે અંશે વધતી નથી. આવી જ હાલત પ્રાકૃત ભાષાઓની થઈ. વરરુચિએ પ્રાકૃત ભાષાઓનુ 'પ્રાકૃત પ્રકાશ' નામે વ્યાકરણ

લખ્યું. એ વરરુચિ ઈ. સ. પૂર્વે પહેલા શતકમાં થયો. ઉપર જણાવેલી ચાર ભાષા પૈકી મહારાષ્ટ્રી ભાષા વિશેષ સુધરેલી અને વિસ્તૃત હતી, તેથી તેનો પ્રચાર મહારાષ્ટ્રમાં અને મહારાષ્ટ્ર બહાર ગુજરાત તથા માળવા પ્રાંતમા પણ થયો હતો. શૌરસેની મથુરા તરફ, અને પૈશાચી સિંધ, પંજાબ તથા કાશ્મિરમાં ચાલુ હતી. માગધીનો વિસ્તાર પૂર્વ બાજુમાં હતો. આ પ્રાકૃત ભાષાઓમાંથી હાલની ભાષાઓ નીકળી. મહારાષ્ટ્રીમાંથી મરાઠી, શૌરસેનીમાંથી વ્રજભાષા તથા હિંદી, માગધીમાંથી બંગાળી અને પૈશાચીમાંથી કાશ્મિરી, મુલતાની તથા સિંધી ભાષા ઉત્પન્ન થઈ.

મહારાષ્ટ્રી ભાષા ઇ. સ. ૬૦૦ સુધી મહારાષ્ટ્રમાં પ્રસક્ષ વપરાતી હતી અને ઘણી વૃદ્ધિ પામેલી હતી. ત્યાંના લોકો મૂળથી હોંશિયાર તથા વિલાસપ્રિય હોવાથી એ ભાષાનો ઉત્કર્ષ વિશેષ થયેલો. લોકસ્વભાવ હમેશાં ભાષામાં ઉતરે છે. એ સત્ય ધ્યાનમાં રાખતાં મરાઠી ભાષા તથા મરાઠી પ્રજા વચ્ચેનો પરસ્પર આધાર ધ્યાનમાં આવશે. મહારાષ્ટ્રી ભાષામાં ગ્રંથરચના પણ ઘણી થઈ છે. ઇ.સ. ના પહેલા શતકમાં **શાલિવાહન** નામે રાજાએ ‘ સપ્તશતી ’ નામનો ગ્રંથ આર્યા વૃતમાં લખ્યો છે. તે ગ્રંથ માટે અનેક પ્રાચીન વિદ્વાનોએ આદર બતાવેલો છે. ‘ સેતુબંધ ’ નામનું એક કાવ્ય કાલિદાસે લખેલું છે તથા **શાલિવાહન**ના સમયમાં ગુણાઢ્ય નામનો પ્રધાન હતો તેણે પૈશાચી ભાષામાં ‘ બૃહત્કથા ’ નામનો પ્રચંડ ગ્રંથ લખ્યો છે. તે મૂળ ગ્રન્થ હાલ મળતો નથી, પણ તેનાં સંસ્કૃત, તામીલ વગેરે ભાષાનાં ભાષાંતરો મળે છે. સંસ્કૃત નાટકોમાં કઇ પ્રાકૃત ભાષા કયા પાત્રને આપવી એ માટે નિયમો ઠરેલા છે. પ્રાકૃતભાષાઓમાં પ્રાંતિક શબ્દો ભળીને અપભ્રંશ ભાષા ઉત્પન્ન થઇ. આવી અપભ્રંશ ભાષાઓનો ઉલ્લેખ દંડી પછીના ગ્રંથોમાં મળે છે. આ ઉપરથી એમ જણાય છે કે ઇ.સ. ના છઠ્ઠા શતકથી પ્રાકૃતનું અપભ્રંશ થઇને હાલની ભાષાઓ ઉત્પન્ન થવા લાગી.

ઇસ ૧૦૦૦ પછીના મરાઠી ગદ્ય લેખો અને ઇ સ ૧૧૦૦ પછીના મરાઠી પદ્ય લેખો મળી આવે છે જ્ઞાનેશ્વરની પૂર્વે આશરે સો વર્ષ પહેલા 'શકુનવતી' નામે લેખ ગોરખનાથે લખેલો મળ્યો છે તે પહેલાના માનભાવોના કેટલાક જૂના લેખો મળી આવેલા છે, પણ તે ગુપ્તલિપિમા લખેલા છે એમ જણાય છે કે ઇસ ૬૦૦ થી ૯૦૦ સુધી મરાઠી ભાષા ઘડાતી હતી એ વખતના લેખો અર્ધાપર્ધા મરાઠી અને અપભ્રષ્ટ સંસ્કૃત ભાષાના છે હાલ એ લેખો શોધી કાઢવાનો પ્રયાસ ચાલે છે જૂની મરાઠી ભાષા સમજવાને પ્રાકૃત ભાષાઓની માહિતી જોઇએ શ્વેતાંબરી જૈનોની ભાષા મહારાષ્ટ્રી હોવાથી એ પંડિતોએ તેનો અભ્યાસ કાયમ રાખ્યો હેમચદ્રે પ્રાકૃત ભાષાઓનુ વ્યાકરણ લખ્યુ છે, તે ઘણુ કિમતી છે હેમચદ્રે ભાષાનો કોશ કર્યો છે તેની સાથે પ્રાકૃત ભાષાઓમા જે દેશી શબ્દો છે તેનો પણ કોશ કર્યો છે તેના એ ગ્રથો પ્રાકૃત ભાષા શીખવા માટે ઘણા ઉપયોગી છે. મરાઠી ભાષાને સંસ્કૃત ભાષાનો આધાર હમેશા હતો અને છે તેને પરિણામે આર્યોની બધી સસ્કૃતિ મરાઠીમા ઉતરી છે વરરુચિ અને હેમચદ્રની વચગાળેના વખતમા પ્રાકૃત ભાષાના કોઈ ગ્રથકારો થયા જણાતા નથી ઉચ્ચારની નિર્બળતા તજી, નવીન રૂપો વધારી, તથા સસ્કૃત શબ્દોની ઘટતી સહાયતા લઈ મહારાષ્ટ્રમા મરાઠી ભાષા ઉત્પન્ન થઈ વિદ્વત્તા અને બુદ્ધિમત્તાને અનુરૂપ ભાષા મહારાષ્ટ્રીય લોકોએ બનાવી પ્રાકૃત ભાષાઓને જૈન તથા બૌદ્ધ ધર્મનો આશ્રય હતો ત્યા સુધી તે ભાષાઓ રહી, પણ ધીમે ધીમે તે ધર્મોનુ જોર ઘટતુ ગયું અને લોકોને પૂર્વના વૈદિક ધર્મનુ અભિમાન થઇ આવ્યુ, તેની જ સાથે સંસ્કૃત ભાષા માટે પણ અભિમાન જાગ્યું. આ અભિમાનથી મહારાષ્ટ્રી ભાષા પાછળ પડી અને મરાઠી ભાષા જોરથી આગળ આવી તેરમા શતકમા જ્ઞાનેશ્વરના અપ્રતિમ ગ્રથોએ મરાઠીનુ ગૌરવ એકદમ વધાર્યું ભાષાને કવિના આશ્રયની અતિશય જરૂર હોય છે જ્ઞાનેશ્વરનું મહત્ત્વ મરાઠી ભાષા

જીવત હશે ત્યા સુધી અચળ રહેશે મરાઠીનુ જોરદાર સ્વરૂપ જ્ઞાનેશ્વરીમા જણાઇ આવે છે જ્ઞાનેશ્વર પછી ત્રણસો વર્ષે મહારાષ્ટ્રમા સ્વરાજ્ય નષ્ટ થયુ, તે સમયમા સરકાર દરબારમા જો કે મરાઠીનુ મહત્ત્વ હતુ નહીં, તથાપિ તેનુ સ્વરૂપ બહુ બદલાયુ નહી અને તેની નૈસર્ગિક વૃદ્ધિ પણ અટકી નહીં અનેક સાધુસતો તેના પક્ષમા હતા મહાલિંગદાસ, એકનાથ, સરસ્વતી ગંગાધર, વિષ્ણુદાસ નામા, તુકારામ વગેરે ગ્રંથકારોએ મુસલમાની રાજ્યમા પણ તેનું ઘણા પ્રેમથી પાલન કર્યું સત્તરમા શતકમા સ્વરાજ્ય સ્થાપન થતા ભાષાનો પણ ઉત્કર્ષ થયો અને મુક્તેશ્વર, વામન તથા પછીથી શ્રીધર, મોરોપંત વગેરે કવિઓએ મરાઠી ભાષાને ઉંચી સ્થિતિએ પહોચાડી છત્રપતિના કુટુંબમા કે પેશ્વાના કુટુંબમા વિદ્યાવ્યાસંગી પુરુષ કોઈ થયો નહીં અને લડાઇની ધમાધમીમા તેમને અવકાશ પણ મળ્યો નહીં—માત્ર શિવાજી એમા અપવાદ છે સામાન્ય રીતે એમ જણાય છે કે મરાઠી ભાષાની વૃદ્ધિ મરાઠી રાજ્ય અને મરાઠી પ્રજાની સમરૂપ છે

જ્ઞાનેશ્વરના વખતમા મરાઠી પ્રજા બાલ્યાવસ્થામા કે જંગલી અવસ્થામા નહીં, પણ પ્રૌઢાવસ્થામા હતી તેજ સમયમા હેમાદ્રિ, બોપદેવ વગેરે વિદ્વાનો થયા અને તેની પહેલા સો બસો વર્ષ અગાઉ ભાસ્કરાચાર્ય થયા આવા વિદ્વાનો જે પ્રજામા ઉત્પન્ન થયા તે પ્રજાને જંગલી કે બાલ્યાવસ્થાની ગણી શકાય નહીં. એથી ઉલટુ તે પ્રૌઢાવસ્થામાજ હતી ફરક એટલોજ કે સ્ત્રી શૂદ્રાદિકોને સંસ્કૃત ભાષા સમજાતી ન હોવાથી જ્ઞાનેશ્વરે મુકામ તેમને માટે મરાઠીમા ગ્રંથ લખ્યા જ્ઞાનેશ્વરની પહેલા નિવૃત્તિ, મુકુંદરાજ તથા સહદેવ ભાટ્ટી એ પણ મરાઠીમા ગ્રંથરચના કરી છે અને તે રીતે કેળવાયેલી મરાઠીભાષામા જ્ઞાનેશ્વરે લખેલુ છે અર્થાત્ તે વખતે મરાઠીભાષાની બાલ્યાવસ્થા નહોતીજ.

**૪. મોડી લિપિની ઉત્પત્તિ**—મુસલમાનોના આગમન સુધી મહારાષ્ટ્રમા કાગળની માહિતી નહોતી તે પહેલા બધા લેખો શિલા, તામ્રપટ, ભોજપત્ર, તાડપત્ર કે વસ્ત્ર ઉપર લખવામા આવતા શિલા કે તામ્રપટ પર અક્ષરો કોતરાવવા પડતા દાનલેખો એ રીતે કોતરાવેલા છે પોથીઓ, કાગળો વગેરે તાડપત્રો ઉપર લખાતા તાડ પત્રનો ઉલ્લેખ 'જ્ઞાનેશ્વરી'મા છે તે ઉપર લખેલુ ભૂસી શકાતુ નથી તે ભૂસવાને હરતાલનો લેપ લગાડતા "જ્ઞાનેશ્વરી"મા "કાગળ" શબ્દ કોઇ જગાએ આવ્યો નથી પણ લાકડાની પાટી એવો શબ્દ આવેલો છે કાગળ બનાવવાની કળા મુસલમાનોને વિદિત હતી હેમાદ્રિના પહેલા સો પચાસ વર્ષ અગાઉ હિંદુસ્તાનમા મુસલમાની રાજ્ય થયુ હતુ સિંઘણ યાદવે માળવા વગેરે પ્રાંત જીત્યા ત્યારે તેને મુસલમાનોની ઓળખાણ થઈ, અને ત્યારથીજ મહારાષ્ટ્રમા કાગળનુ નામ જણાયુ હોવુ જોઇએ મુકુંદરાજનો "વિવેકસિંધુ" નામે ગ્રંથ મૂળ કાગળ પર લખેલો જોગાઈની અબામા છે તે ઉપરથી મુકુંદરાજ તથા જ્ઞાનેશ્વરના વખતમા કાગળનો ઉપયોગ થોડો થોડો પણ લોકો કરવા માડયા હતા એમ જણાય છે

લખાણથી રાજ્યનો તેમજ ખાનગી વ્યવહાર ઘણો સુલભ અને વ્યવસ્થિત થાય છે તે હેમાદ્રિને તે વખતે જ જણાયુ લખવાનુ મુખ્ય સાધન કાગળ તે હજી સહેજ જણાયુ હતુ તેથી ઉતાવળે તથા ચાલચલાઉ લખવાની લિપિ શોધી કાઢવા તરફ તેનુ વલણ થયુ જણાય છે 'ચતુર્વર્ગ ચિંતામણી' જેવો સંસ્કૃત ગ્રંથ બાળબોધ લિપિમા લખવામા કેટલો શ્રમ પડે છે તે તેના જાણવામા હતુ જ તેથી ફારસી ના 'શિકસ્તા' પ્રમાણે બાળબોધ અક્ષરો એક પછી એક જોડીને વચમા કલમ ઉપાડ્યા સિવાય લખવાની સવડ તેણે કાઢી જણાય છે હ્રસ્વ, દીર્ઘ, અનુસ્વાર, વગેરેની હમેશના વ્યવહારમા બહુ જરૂર નહીં આ રીતે બાળબોધ અક્ષરો જોડીને ઉતાવળે લખવાની પદ્ધતિ તેણે શરૂ કરી અને તે પછી ધીમે ધીમે અમલમા આવી તે માટે

બાળબોધ અક્ષરમા જરૂરના ફેરફાર પણ તેણે કર્યા તે લિપિનો ઉપયોગ અને ફેલાવો પછીથી પુષ્કળ વધી પડ્યો

બાળબોધ અક્ષરો 'મોડીને' એટલે એક બીજાને લગાડીને લખવાની પદ્ધતિ ઉપરથી આ લિપિનુ નામ "મોડી" પડ્યુ એમ કહે છે તે બધબેસતુ નથી 'મૌર્યો' એ શબ્દ ઉપરથી એ નામ પડેલુ હોવુ જોઇએ મૌર્યો લિપિ આ પ્રમાણે જ ઉતાવળે લખવા માટે હતી અને તે પરથી હેમાદ્રિએ અથવા લોકોએ આ લિપિને તે નામ આપેલું હોવુ જોઇએ કેટલાક તે પરથી એવુ અનુમાન કરે છે કે મૌર્ય (અશોક)ના વખતથી આ લિપિ પ્રચારમા હશે પરન્તુ તે અનુમાન પણ બરાબર લાગતુ નથી એમ હોત તો તેમા લખેલા કોઈ પણ લેખો મળી આવત વળી તાડપત્ર જેવા ઉપર લખવા માટે મોડી લિપિ ઉપયોગી પણ નથી, એટલે તે લિપિ ફારસી લિપિ અને કાગળોના આગમન પછી ચાલેલી હોવી જોઇએ

મોડીના લેખો સન ૧૪૧૬ ની પહેલાના એટલે હેમાદ્રિ પછી ૧૫૦ વર્ષના અદ્યાપિ મળી આવ્યા નથી આરભમા એવા લેખો થોડા જ થતા હશે અને નવીન લિપિનો ફેલાવો લોકોમા થતા પણ ઘણો કાળ લાગે ઇ સ ૧૪૧૬ પછીના કાગળપત્રોના મોડી અક્ષરો સાથે મેળવી જોઇએ તો બાળબોધ ઉપરથી એ કેમ બનાવેલા છે તે સ્પષ્ટ જણાઈ આવે છે બાળબોધ અક્ષરો હાથ ઉપાડ્યા વિના ચાલુ કલમે લખીએ એટલે મોડી અક્ષરો બને છે

**૫. મુસલમાની રાજ્યની મરાઠી ભાષા ઉપર અસર—** જ્ઞાનેશ્વરની ભાષા શુદ્ધ નિર્મળ મરાઠી છે તેમા ફારસી શબ્દો બિલકુલ નથી તે પછીથી જ્યા જ્યા મુસલમાની રાજ્ય સ્થાપન થયુ ત્યા ત્યા ફારસી શબ્દો ખાસ કરીને રાજદરબારી સ્વરૂપના શબ્દોનો ઉમેરો થતો આવ્યો છે જ્યા મુસલમાની રાજ્ય સ્થપાયુ નહીં તેના ખૂણાઓ–કોકણ વગેરે પ્રાંતોમા તેવા શબ્દોનો ઉમેરો જલદી ન થયો

કોકણના સાવંત રાજ્યના વખતનો સન ૧૩૯૭ નો એક પત્ર જોતાં તેમા શુદ્ધ મરાઠી ભાષા છે સન ૧૪૧૬, ૧૪૭૧, ૧૪૯૫, વગેરે સાલના કાગળો તપાસતા તેમા ઘણા જ ફારસી શબ્દો જણાઇ આવે છે. એટલે આરંભના સો દોઢસો વર્ષમા જ ફારસી શબ્દો ઘણા વધી ગયા સામાન્ય લોકોના બોલવા તથા લખવામા પણ એવા શબ્દો અજાણતા ઘુસી ગયા ફારસી પ્રયોગો અને રચના પણ મરાઠીમા આવ્યા. સન ૧૫૪૧ તથા ૧૫૫૮ ના બે કાગળો તપાસતા તેમા અર્ધોઅર્ધ શબ્દો ફારસી છે એકનાથના એક લેખ (સન ૧૫૯૦ નો) મા ત્રણ ચતુર્થાશ ઉપર ફારસી શબ્દો છે પછીના વર્ષોમા ધીમે ધીમે ફારસી શબ્દોનું મિશ્રણ વધતુ ગયુ. લખવામા બીજી ભાષાના શબ્દો કેટલા વપરાય તે લખનારની શક્તિ અને પૂર્વ સંસ્કાર ઉપર આધાર રાખે છે. પરંતુ મુસલમાની રાજ્યના વખતમા મરાઠી ભાષા ઉપર તેની ઘણી અસર થઇ અને તે અસર શિવાજીનુ રાજ્ય સ્થપાતા ઓછી થતી ગઈ એ નિર્વિવાદ જણાય છે મુસલમાની રાજ્ય વખતે ફારસી ભાષાના શબ્દો આવ્યા, એટલુ જ નહી પણ મરાઠી ભાષાનું સ્વરૂપ પણ ફારસી જેવું થયુ. શિવાજીએ રાજ્યવ્યવહારકોશ વગેરે સાધનોથી ભાષાને સસ્કૃત વલણ આપ્યુ, અને રાજદ્વારી કામકાજ માટેના શબ્દો સંસ્કૃત રૂપના બનાવ્યા. શિવાજીએ શરૂ કરેલી આ પદ્ધતિ ઉત્તરોત્તર વધતી ગઇ, અને પેશવાના વખતમા પ્રત્યક્ષ મુસલમાનો સાથેના પત્રવ્યવહારમા પણ બહારના ફારસી શબ્દો વપરાતા નહોતા અર્થાત્ સન ૧૩૧૮ થી ૧૬૫૬ સુધી આશરે ૩૩૮ વર્ષ ફારસીનું દબાણ મરાઠી ઉપર હતુ. ભાષાની આ વત્તીઓછી અસર સબંધે પણ મોઘમ અનુમાન કાઢી શકાય

મરાઠાઓની સંસ્કૃતિ ઉચ્ચ હોવાથી તેમને મુસલમાનો પાસેથી શાખવા યોગ્ય કાંઈ લાગ્યું નહી. રાજદરબારી કામમા માત્ર તેમની ફારસી ભાષા વપરાવા લાગી. પહેલા પાચ પચાસ વર્ષો સુધી મુસલમાનોની ખાનગી કે સરકારી નોકરી કરવા હિંદુઓ આવતા

નહોતા. દેશમાં બંદોબસ્ત રાખવો અને કર વસુલ કરવો એ બે મુખ્ય કામો મુસલમાનોને કરવાનાં હતાં. પોતાની જાત વધારવાને હિંદુ લોકોને વટલાવીને મુસલમાન કરવાનો ઉદ્યોગ તેમણે શક્ય તેટલો કર્યો, અને તેના પરિણામે નીચલા વર્ગનાં ઘણા માણસો મુસલમાન થયાં. નોકરોની ખેંચ પડવા માંડી ત્યારે વેઠનો રિવાજ તેમણે શરૂ કર્યો, અને સાર્વજનિક કામો ગમે તે માણસ પાસે જરૂર પડે ત્યારે કરાવવા લાગ્યા. પછીથી બ્રાહ્મણ મગઠા વગેરે ગંભવિત જાતિઓ ધીમે ધીમે નોકરી કરવા લાગી, અને એ રીતે ફારસી ભાષા મરાઠીમાં ઘુસવા લાગી.

સિવાય ચાલુક્યોના અધિકારીઓ પાસે દુભાષીઆનું કામ કાયસ્થો કરતા. સન ૧૪૧૬ ના ફારસી-મરાઠી કાગળોમાં આવા કાયસ્થ દુભાષીઆઓનાં નામો છે. તેમની મારફત ફારસી ભાષાનો લોકોમાં ધીમે ધીમે ફેલાવો થતો ગયો.

સો દોઢસો વર્ષમાં વટલાઇને મુસલમાન થયેલા લોકોની સંખ્યા ઘણી વધી ગઇ. શહેરોમાં, ગામડાઓમાં, જંગલોમા, ડુંગરોના શિખરો ઉપર વગેરે વગેરે ઠેકાણે મસજિદો, દરગાઓ અને પીરની જગાએ સ્થાપન થઇ. મુસલમાન અધિકારીઓ, ફકીરો, વટલાયેલા લોકો અને હિંદુ નોકરોના મોઢામાંથી નિકળેલા ફારસી શબ્દો નાના મોટા બધા માણસોના કાન ઉપર પડવા લાગ્યા. આને પરિણામે વ્યવહારમાં તેનું માહાત્મ્ય વધતું ગયું. છતાં ખેડુત વગેરે લોકોને એ ભાષાનો વિશેષ સંસર્ગ થયો નહીં. તેમજ કવિતા, ધર્મશાસ્ત્રો તથા વિદ્વત્તાના વિષયોમાં પણ ફારસીઓનો પ્રવેશ થયો નહીં.

ફારસીના સાન્નિધ્યથી ઘણાજ નવીન પ્રયોગો મરાઠીમાં આવ્યા. કેટલાક ઉદ્‌ગારવાચક શબ્દો, અવ્યયો, ક્રિયાવિશેષણો, તથા સર્વનામો મરાઠીમા આવ્યાં, અને અર્થ તથા ઉદ્‌ગારના અનેક બારીક ભેદો સહાયથી વ્યક્ત કરવાની સવડ થઇ. હાલના કેટલાક મરાઠા

પ્રત્યયો પણ ફારસી ઉપરથી આવેલા છે. ઉચ્ચારની અને બોલવાની ઢબ પણ ફારસીના સંસર્ગથી મરાઠીમા નવીન આવી. ભાવવાચક નામો, વિશેષણો તથા સંબંધીઓનાં અને ધંધાના ઘણા વિશેષનામો ફારસીમાંથી મરાઠીમાં આવ્યાં.

શિવાજીની કુશળતાથી તથા રામદાસની સંસ્કારી વાણીથી ફારસીના આ દબાણની વૃદ્ધિ ઉત્તરોત્તર ઘટતી ગઇ અને મરાઠીના કેટલાક ખાસ સંસ્કાર પણ ઘણે અંશે ફારસીમા પેઠા. મરાઠીની દેવનાગરી પરિપૂર્ણ હોવાથી ફારસી લેખો મરાઠીમાં તથા મોડીમાં પણ સફાઇથી લખી શકાવા લાગ્યા. અને પરિણામે રાજદરબારમા પણ મરાઠી ભાષા ધીમે ધીમે ફારસીને હઠાવીને દાખલ થવા લાગી. કારકુની કામ બધું બ્રાહ્મણો તથા કાયસ્થોના હાથમા હતું. એ લોકોની કારકુની કુશળતાથી પણ મરાઠી ભાષાનો પગપેસારો વધતો ગયો. પરદેશી અમલદારોને ઘણે અંશે આવા કારકુનોના આધારેજ રહેવું પડે છે. લોકસંખ્યા ઘણી અને રાજ્યકર્તા વર્ગનાં માણસોની સંખ્યા ઘણી ઓછી હોવાથી ઉત્તરોત્તર મુસલમાન બાદશાહો તથા તેના અધિકારીઓ પણ ફારસી બોલવાનું છોડી દઈ મરાઠી-ઉર્દુ બોલવા લાગ્યા. પહેલા ત્રણસો વર્ષમાં મરાઠી ગ્રંથકારોએ પણ મરાઠી ભાષાનું સંરક્ષણ સારી રીતે કર્યું. ધર્મના વિષયમા ...... અને જીતનાર વચ્ચે મૂળે અત્યંત ભેદ હતોજ, તે ભેદ આ સાધુ ગ્રંથકારોએ પોતાના ગ્રંથોમાં સ્પષ્ટ કરી, સ્વભાષા તથા સ્વરાજ્ય કાયમ રાખવામાં સારી મદદ કરી. મહાભારત, રામાયણ તથા ધર્મસંબંધી મરાઠી ગ્રંથો લોકો ગામે ગામ વાચતા અને તેની ભાષા પણ વ્યવહારમાં થતા ફારસી મિશ્રણને અટકાવતી. તુકારામના કવનમા ઉર્દુ કે ફારસી શબ્દો થોડાજ છે. તેજ પ્રમાણે જેજુરી, પંઢરપુર, તુળજાપુર વગેરે અનેક ઠેકાણાના કથાકારો, પુરાણીઓ, ઉપદેશકો, હરિદાસો વગેરેની ભાષા પણ શુદ્ધ મરાઠી હતી, અને તેને લીધે પણ ફારસીનો પ્રવેશ વિશેષ થયો નહીં. સ્ત્રીઓનાં ગીતો તથા પુરુષોનાં ભજનો, પદો,

અભંગો વગેરે વ્યાવહારિક તથા ધાર્મિક સાહિત્ય તો ઘણુંજ શુદ્ધ અને મૂળ મરાઠીમાંજ હતું.

ફારસી ભાષાના સંસર્ગથી મરાઠી ભાષાને નુકસાન થયું એવો કેટલાકનો મત છે, અને તેનેજ અનુસરીને અંગ્રેજી ભાષાના સંસર્ગથી પણ મરાઠી ભાષાને ઘણું નુકસાન લાગશે એવું અનુમાન કોઈ કોઈ કાઢે છે પણ તેની ભીતિ રાખવાને કારણ નથી ઉલટું મુસલમાનોના સંસર્ગથી જેમ વ્યવહારનું ક્ષેત્ર વધ્યું, તેમ ફારસીના સંસર્ગથી મરાઠી ભાષાનું પણ ક્ષેત્ર વધ્યું તેમાં ઘણો નવીન ઉમેરો થયો, અને નવીન શબ્દપ્રયોગો તથા અર્થોદ્દગારના ભેદો પાડવાની સગવડ થઇ. મરાઠાઓનો સ્વભાવ કેટલેક અંશે ભોળોમોળો તથા સાદો હતો, તેજ પ્રમાણે તેમની ભાષાનું સ્વરૂપ પણ ભોળું સોળું અને સાદું હતું તેને ફારસીનો બાદશાહી પહેરવેશ મળતાં જ તેનું સ્વરૂપ ભારેખમ, મૃદુ, સંપન્ન તથા ઉજ્જ્વળ થયું અને અંગ્રેજી જેવી તદ્દન ભિન્ન પ્રકારની ભાષાનો પણ તેને સંસર્ગ થતાં એ ઉત્તરોત્તર વિશેષ વૈભવશાળી થઇને પૃથ્વી ઉપરની સારી ગણાતી ભાષામાં તેની ગણના થઇ ખૂણાખોચરામાં પડી રહેવાથી, વ્યક્તિની પેઠે ભાષા પણ ઝળકતી નથી એમ કહેવામાં આવે છે કે ગ્વાલિયરથી તંજાવર સુધી મરાઠી ભાષા પ્રસરી હતી તેની જગા હાલ અંગ્રેજીએ લીધી છે પણ, ભાષાનો ફેલાવો રાજ્યના ફેલાવાને અનુસરીને થાય છે એ આપણે સ્વીકારવું જોઇએ અને વિસ્તારનું કસીપણું ઉંડાણના વધારાથી વળી રહે એ નિઃસંશય છે.

**૬. સંસ્કૃત અને સંતોના સાહિત્યની વિરોધી અસર—** મહારાષ્ટ્રમાં વિચારપ્રદર્શન સંસ્કૃત અને મરાઠી એ બન્નેમાં એક જ સમયે થતું હતું નવીન ધર્મ નિકળતાંજ જૂના ધર્મની હિમાયત કરવા લાગ્યા તે જ પ્રમાણે ભાષામાં પણ બન્યું. પ્રાકૃતમાં અને મરાઠીમાં ગ્રંથરચના થવા માંડી, કે તરત જ જૂના પંડિતોને ધાસ્તી લાગતાં તેઓ સંસ્કૃત ગ્રંથ લખવા માંડ્યા અને જૂના વિચારો કાયમ

ફમાવવા લાગ્યા. મતોનો ઝગડો એવો હતો કે સર્વ પ્રકારનું જ્ઞાન બધા વર્ગોને સરખી રીતે મળે અને નાના મોટા બધા સ્ત્રીશૂદ્રો પણ મત પદવી મેળવે. તેથી ઉલટું, પંડિતોનો આશય એવો હતો કે જૂના વખતથી ચાલતા આવેલા ઉચ્ચ નીચ ભેદ તથા આચારો કાયમ રાખવા. સમાજમાંના આ પરસ્પર વિરોધી પ્રવાહનો ઉલ્લેખ આ પહેલાં કરી ગયા છીએ. મહારાષ્ટ્રમાંની ભાષાઓ વિશે રા. રાજવાડે કહે છે કે —

'ગયા હજાર વર્ષમાં મહારાષ્ટ્રમાં સ્વભાષા એટલે એકલી મરાઠી ભાષા નહીં, પણ સંસ્કૃત અને મરાઠી બેઉ ભાષા હતી. વિચારપ્રદર્શન મરાઠીમાં થયેલું તેમ જ સંસ્કૃતમાં પણ થયેલું. વેદાંત, તર્ક, ન્યાય, વ્યાકરણ, જ્યોતિષ, ધર્મ, નાટક, કાવ્ય, પુરાણ તથા વૈદક-ના વિષયો ઉપર ગયા એક હજાર વર્ષમાં ગ્રંથો લખાયા. અપરાર્ક, હેમાદ્રિ, બોપદેવ, આપદેવ, નારાયણભટ્ટ, નાગોજીભટ્ટ, ગાગાભટ્ટ, ભાસ્કરાચાર્ય, સૂર્યજ્યોતિષી, ગણેશ દૈવજ્ઞ, પાયગુંડે, પાધ્યે, શેષ, હૈગાક્ષિભાસ્કર, અને ત્રિમલ વૈદ્ય વગેરે મોટા ધુરંધર પંડિતોએ સંસ્કૃત ભાષામાં મહત્ વિચારો દર્શાવ્યા છે. આ વિચારપ્રદર્શન ન્હાનું સૂનું નથી. તેના જેવું વિચારપ્રદર્શન પાશ્ચાત્ય કે પૌર્વાત્ય તત્કાલીન પંડિતોમાં ક્વચિત્ જ મળી આવશે. સંસ્કૃત ભાષાની પેઠે મરાઠી ભાષામાં પણ તેવા જ પ્રશંસનીય વિચારો તે સમયમાં લખાયા છે. વેદાંત, જ્યોતિષ, ઇતિહાસ, ધર્મ, વૈદક અને કાવ્ય ઇત્યાદિ વિષયો-નું ઉદ્ઘાટન મરાઠીભાષામાં થયું છે. જો કે તે ગ્રંથો સંસ્કૃત ગ્રંથોની છાયારૂપ છે, છતાં કેટલાક મરાઠી ભાષાના ગ્રંથો જેવા તો સંસ્કૃત ભાષામાં પણ નથી થયા. સામાન્ય રીતે એ ખરું કે ઘણાખરા મરાઠી ગ્રંથો સંસ્કૃત ગ્રંથોના વિસ્તાર કે સંક્ષેપ રૂપના હતા. તાત્પર્ય કે મુખ્ય વિચારો સંસ્કૃતમાં જણાવાથી તેનું પ્રતિબિંબ મરાઠીમાં આવ્યું. વિદ્વાન્ બ્રાહ્મણો સંસ્કૃતમાં બીજા બ્રાહ્મણો માટે વિચારો જણાવતા, અને તેનું જ પ્રતિબિંબ સ્ત્રી શૂદ્રો માટે મરાઠીમાં ઉતરતું. મહાન અને

ગંભીર સબળા વિચારો સંસ્કૃતમાં બહાર પડે, અને સ્ત્રીઓ, બાળકો તથા શૂદ્રો માટે તેમને લાયકના સ્વરૂપમાં પ્રતિબિંબરૂપે મરાઠીમાં ઉતરે.

મહારાષ્ટ્રમાં સામાન્ય-લૌકિક વ્યવહારમાં જેમ મરાઠીભાષા વાપરે છે, તેમ શાસ્ત્રીય અને પારલૌકિક વ્યવહારમાં સંસ્કૃતભાષા વાપરે છે. મહારાષ્ટ્રમાં સંસ્કૃત એ મૃતભાષા નથી; જીવંત છે. વૈયાકરણી, જ્યોતિષી, વેદાન્તી, પૌરાણિક અને વૈદ્યક વિદ્વાનોની ગ્રંથભાષા આજ પણ સંસ્કૃત છે; અને સ્ત્રી, શૂદ્ર બાળકો વગેરે માટે વિચારો તથા વિકાસ જણાવવા માટે મરાઠી ભાષા વપરાય છે. સારાંશ, ગયાં એક હજાર વર્ષમાં મહારાષ્ટ્રમાં એ ભાષા પ્રચારમાં હતી; સંસ્કૃત અને મરાઠી, અને એ બંને ભાષાઓ સ્વભાષા અથવા માતૃભાષા કહેવાય.

મહારાષ્ટ્રનો જ્ઞાનભંડાર ગણતાં આ બંને ભાષાનો વિચાર સાથે સેવો જોઇએ. એકલા સંસ્કૃત ગ્રંથો ગણતાં જેવી ભૂલ થશે, તેવીજ ભૂલ એકલા મરાઠી ગ્રંથો ગણતાં પણ થશે. બંને ભાષાના ગ્રંથો સાથે લઇએ, ત્યારે જ એકંદર જ્ઞાનભંડારનો ખ્યાલ આવી શકે. આ ભંડાર ઉમદા, ઉત્તેજક અને અભિમાનજનક છે. ચાળીસગામ નજીક ભાસ્કરાચાર્યના સ્મારક તરીકે જે શિલાલેખ તેના પૌત્ર ચાંગદેવે મુકાવેલો છે, તેમાં આ બંને ભાષાનો ઉપયોગ કરેલો છે. અને તે ઉપરથી આ બંને ભાષાનો સંબંધ તથા મહત્તા પણ જણાઇ આવે છે. હેમાદ્રિએ ચતુર્વર્ગચિંતામણિ નામે ગ્રંથ સંસ્કૃતમાં લખ્યો, પણ આવક ખર્ચની પદ્ધતિ મરાઠીમાં લખી. દાસોપંતે લક્ષાવધિ પદો મરાઠીમાં રચ્યા; પણ ઉપનિષદોનું ભાષ્ય સંસ્કૃતમાં લખ્યું. રામદાસે તો ત્રણ ભાષાનો આશ્રય લીધો. "દાસબોધ" મરાઠીમાં લખ્યો, બીજું કેટલુંએક મહારાષ્ટ્રીમાં લખ્યું અને ભક્તિમાર્ગનો એક ગ્રંથ સંસ્કૃતમાં લખ્યો. મોરોપંતે પણ એ પ્રમાણે મરાઠીમાં તથા સંસ્કૃતમાં ગ્રંથો લખ્યા. વામન પંડિતે પણ એજ રીત સ્વીકારી. આ બધા દાખલા સો વર્ષ પહેલાના જ છે. હાલ પણ આ પદ્ધતિ ચાલુ હોવાનું જણાય છે.

સંસ્કૃત વિદ્યામા બ્રાહ્મણોના એ કેટા કુટુબો વંશપર પરાથી વિદ્વાન્ હોઈ, પોતપોતાના વિષયમા પારંગત હતા ભાસ્કરાચાર્યનુ કુટુંબ અનેક પેઢીઓથી જ્યોતિષી તરીકે નામાંકિત હતુ તેના પૂર્વજ ત્રિવિક્રમભટ્ટ સ ૯૧૭ ના અરસામા થયા ભાસ્કરાચાર્ય જાતે સન ૧૦૩૬ થી ૧૧૦૬ સુધી હયાત હતા ભાસ્કરાચાર્યનો દીકરો અને પૌત્ર યાદવોના જ્યોતિષી હતા તેના પૌત્ર ચગદેવે કોતરાવેલો શિલાલેખ પ્રસિદ્ધ છે જ ત્રિવિક્રમથી ચગદેવ સુધી નવ પુરૂષ થયા તે બધા વિદ્વાન્ હતા ગાગાભટ્ટનુ કુટુબ પણ ધર્મશાસ્ત્ર માટે પ્રખ્યાત હતુ આ કુટુબના ૨૦-૨૫ પુરૂષોના ધર્મશાસ્ત્ર ઉપર ગ્રન્થો હોઇ તેમાના કેટલાક સર્વમાન્ય છે કવિત્વ માટે એજ રીતે એકનાથ, દામોપત તથા શ્રીધરના કુટુબો જાણીતા છે અને જ્ઞાનદેવ, નામદેવ તથા તુકારામના કુટુબો ઇશ્વરભક્તિ માટે નામીચા હતા આ રીતે દશ દશ અથવા તેથી પણ વધારે પેઢી સુધી એકની એક વિદ્યા અને ધધો અરખી રીતે એક કુટુબમા ચાલ્યો આવતો હતો આવો પ્રકાર હિંદુસ્તાન સિવાય પૃથ્વી ઉપર બીજા કોઇ દેશમા જણાશે નહીં પાશ્ચાત્ય સમાજ-રચનામા તો એ કેવળ અસભવ છે હાલમા આપણા દેશમા પાશ્ચાત્ય સંસ્કૃતિ પ્રસરતી હોવાથી હવે પછી તો એવુ આનુવંશિક નૈપુણ્ય કદાચ ન પણ દેખાય આ પ્રમાણે વશપરપરાગત એકજ વિદ્યા ટકી રહે એ પદ્ધતિ સારી કે નઠારી એનો નિર્ણય કરવાનો અહીં હેતુ નથી માત્ર આનુવંશિક પદ્ધતિમા પ્રાચીનકાળમા વિદ્યાકળાની વૃદ્ધિ સારી થઈ એટલુ તો સ્પષ્ટ સમજાય છે અજટા અને વેરૂળની ગુફાઓમા જે કારીગિરી તથા ઉત્કૃષ્ટ કળા દેખાય છે તે આ આનુવંશિક પદ્ધતિનો જ પ્રતાપ છે માત્ર એ પદ્ધતિથી વિદ્યાકળામા દિવસાનુદિવસ સુધારો વધારો થતો નથી, અને તેથી સમજ પણ પ્રગતિમય બનતો નથી, એ તો ખરૂ

સંસ્કૃત પંડિતોની કૃતિ બીજી દૃષ્ટિએ પણ જોવી જોઇએ પંડિતોની સંસ્કૃતભાષા અને લોકોની દેશીભાષા વચ્ચેનો વિરોધ મૌલસ

શુદ્રના વખતનો ચાલુ છે. પંડિતોનો પ્રયાસ જૂના આચારો કાયમ રાખવાનો અને જાતિબંધન ન છૂટે તથા ધર્મકૃત્યો કરવા કરાવવાનો પોતાનો અધિકાર સંભાળવાનો હતો. ત્યારે બીજાઓનો પ્રયાસ સર્વ લોક સમુદને જ્ઞાનવાન કરવાનો, જાતિબંધન તોડીને બધાને સરખા બનાવવા માટેનો હતો. પછાત વર્ગની ઉન્નતિ કરવાનો પ્રશ્ન આ રીતે હાલનો આ સૈકાનો નહીં, પણ અનાદિ છે. સર્વને સુગમ વિઠોબાની અને તે દ્વારા ભક્તિમાર્ગની સ્થાપના પણ તે જ ઉદ્દેશથી થઇ છે. જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ, તુકારામ વગેરે મહા પુરુષોનું કર્તવ્યસર્વસ્વ આ ભાંજગડમાં જ છે. હેમાદ્રિ, માધવાચાર્ય, સાયણાચાર્ય, નારાયણભટ્ટ વગેરેના ગ્રંથો એથી વિરૂદ્ધ પક્ષના છે. એકનાથ પહેલા વર્ગનો, ત્યારે તેનો દીકરો બાપથી ઉલટા વિચારનો જણાય છે. રામદાસે કદાચ આ બંને વર્ગનો મેળ પાડયો હશે. આવા તિવ્ર વિરોધમાં પણ હિંદુ રાષ્ટ્ર આજ પર્યંત જીવંત રહ્યું છે. કોઇપણ એક પક્ષ પૂર્ણપણે યશસ્વી થયો હોત, તો આર્યોની અમૂલ્ય સંસ્કૃતિને આજ દુનિયા ભૂલી ગઇ હોત. વેદ, ઉપનિષદો, સ્મૃતિઓ વગેરે ગ્રંથ ભંડાર તથા સંસ્કૃતભાષા જીવંત રાખવાનું કામ એક પક્ષે કર્યું છે; જ્યારે બીજા પક્ષે બૌદ્ધોએ, જૈનોએ અને સંતોએ તેટલો જ કિંમતી જ્ઞાનભંડાર સામાન્ય લોકોમાં ફેલાવ્યો છે. સંસ્કૃત ગ્રંથોમાં જણાવેલા વિચારો મહાન્ અને ઉંચા પ્રકારના, અને મરાઠી ગ્રંથોમાં જણાવેલા વિચારો સામાન્ય વર્ગ માટેના સામાન્ય પ્રકારના એવો ભેદ કરવો એ બરાબર નથી. કેમકે જ્ઞાનેશ્વર અને તુકારામની વાણીમાં ઉતરેલો નથી એવો મહાન્ વિચાર કયો છે? વેદાંતના ઉત્તમોત્તમ સિદ્ધાન્તો, અત્યંત નીચ ગણાતી કોમોમાં પણ, જાણે તેમણે જ શોધી કાઢયા હોય એવી રીતે જાણીતા થઈ ગયા છે. બીજા ધર્મોની પેઠે આ સિદ્ધાન્તો સ્વતંત્ર શિખવવા પડતા નથી, એજ હિંદુ લોકોની આર્ય સંસ્કૃતિનો વિશિષ્ટ ગુણ છે, અને તેને જ લીધે ઉપર જણાવેલો વિરોધ છે. એ વિરોધ ચાલુ હોય એ રાષ્ટ્ર જીવંત હોવાનો

પુરાવો છે જ્યાં તીવ્ર મતભેદો નથી ત્યાં પ્રગતિ નથી, અને સુધારણા પણ નથી એ અથવા વધારે પક્ષગજોના પરિણામે રાષ્ટ્રની દૃષ્ટિ મર્યાદા વધાય છે અને એવી જ વ્યાપક દૃષ્ટિથી આ વિરોધોનુ અવલોકન કરીએ, ત્યારે જ ઇતિહાસનુ રહસ્ય જાણી શકાય

૭ મહારાષ્ટ્રધર્મ:—શિવાજીનુ રાજ્ય સ્થાપવામા મતકવિઓના શિક્ષણનો ઉપયોગ કેટલો થયો એ પ્રશ્ન ઘણો વાદગ્રસ્ત છે એમ અગાઉ જણાવેલુ છે અને આગળ પણ આવશે કેટલાકને આ સંતકવિઓના નામ માત્રથી જ સ્નેહના ઝરણા છૂટે છે અને આવા સ્નેહના ઝરણા છૂટવા પછી અર્થાત્ વિચારશક્તિ ગુમ થયા પછી જે વિવેચન થાય તે કેટલુ કિમતી હોય તે સહજ સમજી શકાશે સ્વરાજ્યનાઓએ સતકવિઓના આ શિક્ષણને ઘણુ જ મહત્ત્વ આપેલુ છે, અને મુસલમાનોને એ મહત્ત્વ વિશેષ પડતુ લાગ્યુ છે વાસ્તવિક જોતા સતકવિઓના બે વર્ગ પાડી શકાય, એક કેવળ ભક્તિ કરનારા અને બીજા ઐતિહાસિક, પહેલાનુ લક્ષ રાષ્ટ્ર તરફ કે ઐહિક સુખ તરફ નહોતુ વિઠોબાની ભક્તિ તેમનામા ઉતરી હતી અને તેઓ કેવળ ભક્તિમા નિમગ્ન થઈ રહેતા રાષ્ટ્રના સબધમા તેમણે કાંઈ કહેલુ નથી બીજાઓએ રાષ્ટ્રને જીવત રાખ્યુ. જૂની વાતો, પ્રાચીન વીરોના પરાક્રમો અને આખ્યાયિકાઓ વગેરે લોકોને બહુ પ્રિય હોય છે રામાયણ અને મહાભારત એ આવી અથાગ વાતોનો ભંડાર છે આ ગ્રથોમાથી કઇ કઇ આખ્યાનો લઇને, તેના ઉપર લડાઇના, રાજ્યનીતિના, અને મહાન્ પુરુષોના પરાક્રમોના સમય કવનો કરવા અને રાષ્ટ્રાભિમાન જાગૃત રાખવુ, એ આ બીજા વર્ગનુ કામ હતુ તે વર્ગથી રાષ્ટ્રને ઘણો લાભ થયો છે રાષ્ટ્રની ઇમારત રાષ્ટ્રીય ગ્રથોપર ચણાય છે રામાયણ, મહાભારત, દાસબોધ, વગેરે ગ્રથો રાષ્ટ્રીય શિક્ષણ આપે છે બધે વખતે અને બધી સ્થિતિમા આવા ગ્રથો રાષ્ટ્રને કર્તવ્ય શીખવી જાગૃત રાખે છે ચડતીના વખતે તેને ઉન્મત્ત થવા દેતા નથી, તેમજ પડતીના વખતે તેનુ ધૈર્ય

ટકાવી રાખે છે આવા ગ્રંથોનો અભ્યાસ રાષ્ટ્રને હમેશાં સન્માર્ગે ચલાવે છે અર્થાત્ મહાભારત અને રામાયણ ઉપર અથવા તેના વિષયો ઉપર જેમણે કવિતા બાંધ્યું, તેમના શિક્ષણનો રાષ્ટ્રને ઘણો ઉપયોગ થયો છે લડાઈના ખાસી વર્ણનોથી પણ રાષ્ટ્રનું વીર્યતેજ થોડું ઘણું ઝળકતું રહે છે મુક્તેશ્વર વગેરેએ આવાં વર્ણનોની કમાલ કરેલી છે તેમના એ વર્ણનોમાં ઉપર જણાવેલો હેતુ રહેલો છે મહારાષ્ટ્રમાં જે સ્વરાજ્ય સ્થાપના થઇ તેનાં બીજ આ ઐતિહાસિક કવિઓએ વાવ્યાં એમ કહેવામાં કંઇ ખોટું નથી એમ જણાય છે કે શિવાજીના વખતે કિલ્લા ઉપર મુદ્દગલ કવિનું રામાયણ કાયમ રહેતું એ કવિએ મુસલમાન તથા મરાઠાના કેટલાંક ચિત્રો પણ કાઢેલાં છે તે જોવા લાયક છે દરેક કિલ્લા ઉપર રાત્રે ચાકી પાળી થયા પછી આ રામાયણ વંચાતું, અને તેવી જ રીતે લશ્કરોમાં પણ તે મુદ્દામ વંચાતું રામદાસે રામાયણ પૈકી માત્ર યુદ્ધ કાંડજ લખ્યો છે, અને એમનાથી ફક્ત "રુક્મિણી સ્વયંવર" લખ્યો છે મુક્તેશ્વર અને એકનાથ પણ આ વર્ગના જ હતા રામદાસના ગ્રંથમાં હમેશાં 'ધર્મરાજ્ય' શબ્દ આવે છે રાજ્ય કોનું? શિવાજીનું નહીં પણ ધર્મનું આવી ઉચ્ચ ભાવના કેટલાક કવિઓની હતી

રાષ્ટ્રોન્નતિનું એક મુખ્ય અંગ આ સંતોએ આ રીતે તૈયાર કર્યું તેમના પ્રયાસથી જાતિદ્વેષ કમી થયો સ્ત્રી શૂદ્રોને પણ બ્રાહ્મણોની પેઠે જ્ઞાન મેળવવાની સગવડ થઇ સંસારમાં સ્ત્રીનું મહત્ત્વ વધી કૌટુંબિક જીવન પવિત્ર થતું ચાલ્યું અને રાષ્ટ્ર પરોપકારશીલ, સહનશીલ તેમજ એક સંઘથી કામ કરવાને તૈયાર બનવા લાગ્યું જપજાપ, યજ્ઞયાગ, યોગાભ્યાસ, વગેરે કામોમાં જે કાળ અને શક્તિનો વ્યય થતો હતો તે બંધ પડ્યો વિચાર અને આચાર વચ્ચેનો વિરોધ મટી ગયો સંસારમાં રહીને સ્વપરહિત સાધવું, એ જ ઉત્તમ ધર્મ, એ જ પુરુષાર્થ, અને એ જ જીંદગીનું સાર્થક એવી માન્યતા થઇ, અને સ્વાભિમાન ઉત્પન્ન થયું લોકો કમર બાંધી સ્વત્વનું રક્ષણ કરવા

તૈયાર થયા બ્રાહ્મણો શૂદ્રોની સાથે સાથે જ કામ કરવા લાગ્યા, અને આપણી યોગ્યતાની કદર બ્રાહ્મણો કરે છે એમ જોઈ શૂદ્રો બ્રાહ્મણોને મનથી સહાય કરવા લાગ્યા નિર્વાહ પુરતા અન્ન વસ્ત્ર મળે એટલે બસ, અને નિર્ધનતામા પણ આનદી અને સતોષી રહેવુ એ વાત સતોએ પોતાના દૃષ્ટાન્તોથી લોકોને શીખવી તેઓ ધાન્ય કે દ્રવ્યનો સગ્રહ કરતા નહી દયા લાવીને કોઇ ગૃહસ્થ તેમને દ્રવ્ય આપતા, તો તેઓ લાગતાજ ગરીબોને તે વહેચી આપતા, અને પોતે તદ્દન ખાલી હાથે રહેતા ધનવાનો કોઇ કોઇ વખત તેમને ન જણાવતા દ્રવ્ય પહોચાડતા પરતુ તે તેઓ તાબડતોબ ગરીબોમા લુટાવી દેતા એથી બધાની તેમના ઉપર ભક્તિ હતી ગ્રામીભક્તિ અને સાધુસેવાનુ મહત્ત્વ તુકારામે પદેપદે ગાયુ છે

સતોએ ભાગવત ધર્મ પ્રચારમા આણ્યો કીર્તનો, પુરાણો વગેરે માર્ગે તેમણે લોકભાષા દ્વારા પ્રજાને સજ્ઞાન કરી વૈયાકરણી, નૈયાયિક વગેરે પડિતોને વિદ્વાનુ તથા પાડિત્યનુ જે ગુમાન હતુ તે ચાલી ગયુ આ રીતે સ્ત્રી પુરુષ એક સરખા થયા, સર્વ જાતિ એક મનની થઈ, અને સર્વ લોકો એકદિલીથી કામ કરવાને તૈયાર થયા આ પાયા ઉપર સ્વરાજ્ય સ્થાપના સુલભ થઇ આવી તૈયારીના પરિણામેજ શિવાજીથી સ્વરાજ્ય સ્થાપના થઇ શકી એક મનુષ્ય એક કામ કરવાને તૈયાર હોય, પણ તેના સાથીઓ તે માટે તૈયાર ન હોય, અને બીજા સાધનો પણ તૈયાર ન હોય, તો એ એકલા પુરુષથી કોઈ પણ મહત્કૃત્ય પાર પડી શકે નહી એથી ઉલટુ, જો સાધનો અને સાથીઓ તૈયાર હોય, તો તેનો ઉપયોગ કરનાર શક્તિમાન્ પુરુષ નિપજતા વિલબ લાગતો નથી શિવાજીએ આ ઉપયોગ ન કર્યો હોત તો બીજો કોઈ પણ કરત આ ઉપરથી શિવાજીનામા અલૌકિક ગુણ હતા, તેને માટે ના નથી પણ જોઇતી બીજી બધી મદદને લીધે એ ગુણોનુ ફળ વેળાસર આવ્યુ અલૌકિક ગુણો સિવાય તો પ્રજાના ઉદ્ધારનુ મહત્વનુ કામ ઉપાડી શકાય નહી એ ખુલ્લુ છે

"મરાઠા તેટલા એકત્ર કરો અને મહારાષ્ટ્ર-ધર્મ વધારો" આવો ઉપદેશ રામદાસે કરેલો છે. એ ઉપરથી રામદાસની યોગ્યતા જણાઇ આવશે. આ ઉપદેશમાં જણાવેલો મહારાષ્ટ્ર-ધર્મ એટલે સાધુ સંતોએ જણાવેલો ધર્મ તો ખરો જ, પણ તેથીએ કેટલોક વિશેષ અર્થ તેમાં સમાતો. નહી તો મહારાષ્ટ્ર એવો શબ્દ તેને જોડવાની જરૂર જ ન હોતી. એ શબ્દની અંદર ઘણો અર્થ સમાઇ જાય છે. મહારાષ્ટ્ર દેશની રચના, ત્યાંના લોકોના અંગમા રહેલું પાણી, અને પ્રયત્ન કરતાં બહાર આવનારૂં તેમનું સામર્થ્ય, ઇત્યાદિ બાબતો એ શબ્દથી રામદાસ સૂચવે છે. પહેલાના સાધુઓના ઉપદેશની દિશા કેવળ વૈરાગ્યમય રહી સ્વદેશ તથા સ્વરાજ્યના સંબંધમાં લોકોનું કાંઇ કર્તવ્ય છે અને તે તેમને સમજાવવું જોઇએ એ વિચાર એમને નહતો. વિશુદ્ધ અંતઃકરણથી પરમેશ્વરની ભક્તિ કરવી, એનાથી આગળ તેમના વિચારો ગયેલા નહીં. પણ રામદાસ વિદ્વાન્, બહુશ્રુત તથા દેશકાલ જાણનાર હતા. તેમનું અર્ધું જીવન દુનિયાનો અનુભવ લેવામાં અને અવલોકન કરવામાં ગયું હતુ. લોકોએ ઐક્ય કરી સ્વરાજ્ય સ્થાપવું, સ્વરાજ્ય સિવાય ધર્મોન્નતિ થવાની નહીં, અને ધર્મ તથા રાજ્યનો નિકટ સંબંધ છે, આવો તેમના ઉપદેશનો હેતુ હતો. તેઓ સ્વદેશાભિમાની, દૂરદર્શી, કુશળ, તથા સમાજ અને રાજ્યની ઉન્નતિ કરીને ઇચ્છિત પાર પાડવાના વિચારવાળા હતા. નહીં તો વ્યવહારની અનેક બાબતો ઉપર તેઓ નિયમ શા માટે બાંધી આપે? તે કોઈ પણ એક ગામમાં બહુ દિવસ રહેતા નહીં; પણ બધો વખત ગામેગામ ફરવામાં અને લોકસ્થિતિ સમજવામાં ગાળતા. તેમનો ઉપદેશ સૌ સૌની સ્થિતિને અનુસરીને થતો. આ રીતે જાતે જઇ લોકસ્થિતિ સુધારવાની આવશ્યકતા તુકારામને જણાઈ ન હોતી. તે જાતે વૈરાગ્યશીલ હોવાથી લોકોની તેના પર પ્રીતિ હતી, પણ લોકોથી તેઓ કંટાળતા. સમાજની તેને જરૂર ન હોતી, અને પોતાનું વજન સમાજ ઉપર પડે એવી તેની ઇચ્છા પણ નહોતી. રામદાસનું એથી ઉલટું હતું. તેની ઇચ્છા એવી હતી કે લોકો

આપ ા પાસે આવે અને તે ન આવે તો આવે એવુ આપણે કરવુ અને તેમના મ્તન્યો તેમને સમજાવવા આ રીતે ઇચ્છિત પાર પાડવાનો તેમનો પ્રયત્ન હતો એ પ્રમાણે તેઓ રાષ્ટ્રહિતૈષી અન સમાજને તેનુ કર્તવ્ય સમજાવનાર હતા સમાજનો તેને અત્યત જરૂર હતી તેને છોડીને દૂર રહેવામા પુરુષાર્થ નહીં પણ ઉલટુ તેમનુ કર્તવ્ય તેમની પાસે જઇને તેમને સમજાવવુ, આવા વિચારો તેમના મનમા ઘોળાતા તે પોતાના પ્રવાસ વખતે પણ રાજ્યના ઇતિહાસનુ સાહિત્ય એકઠુ કરતા -ઈ જગાએ કેવી સ્થિતિ છે તે તેઓ જાણી લેતા હતા અને મહા રાષ્ટ્રની રાજકીય ચળવળના મુખ્ય ઠેકાણા મુખ્ય પુરુષો, અને તેના બલાબલ એ બધા વિષે પુખ્ત વિચારો ઘડી તે બાબતની માહિતી તે શિવાજીને આપતા એ જેવા વેશમા સાધુ હતા તેવા જ આચારમા પણ ખ ા સાધુ હતા

૮ રામદાસની યોગ્યતા—તેમનો જન્મ ૧૬૦૮ મા થયો અન દેહાવસાન ૧૬૮૧મા થયુ એટલે પોણોસો વર્ષ સુધી મહારાષ્ટ્રના ભાગ્યોદયનો અપૂર્ણ પૂર્વ રગ તેમણે જેયો એ ભાગ્યોદય સાથે થયેલુ તેમનુ તાદાત્મ્ય દાસબોધમા સ્પષ્ટ જણાઈ આવે છે તેમના વડિ લબધુ રામીરામદાસ જેને તેઓ 'શ્રેષ્ઠ' કહે છે, તેના અને રામદાસના ગ્રથોમા આપણને તે કાળની દેશસ્થિતિ અને સમાજનો ઉદ્વેગ જણાઇ આવે છે દેશની દીનતા જોઇ રામીરામદાસ પદેપદે વિલાપ કરે છે રામદાસ માત્ર વિલાપ કરી બેસી ન રહેતા અત્યત લાગણી પૂર્વક અને સાવધતાથી તેના ઉપાયો વિચારે છે રામદાસના વિચારો તે રામીરામદાસનુ આગળનું પગથીઉં છે મરાઠી રાજ્યના ઉદય માટે જે જે પ્રયત્નો થયા તે આ બન્નેના ગ્રથોમાથી જણાઇ આવે છે હાલ પ્રસિદ્ધ થયેલા કાગળપત્રો ઉપરથી પણ તેજ અનુમાન ઉપર આવી શકાય છે સત્કાર્યોત્તેજક સભાએ પ્રકટ કરેલા ગ્રથોમા પણ રામદાસના ઉદ્વેગનુ સપૂર્ણ ચિત્ર જોઇ શકાય છે એમા જણાવેલા ચમત્કારો તથા તેમના ગૌરવ માટે મતભેદ હોઇ શકે, પણ તેમના

ગ્રંથ તથા કાગળપત્રો ઉપરથી તેમના ઉદ્યોગની એકંદર કલ્પના આવી શકે છે

તે વિદ્વાન્ હતા અને તેમને સંસ્કૃત, મરાઠી તથા બીજી પણ કેટલીક ભાષા આવડતી હતી જૂના સંસ્કૃત તથા મરાઠી ગ્રંથો તેમને અવગત હતા, અને તે સમયના વિદ્યાશાસ્ત્રો પણ તેમણે જોયા હતા એ દેશકાળ તથા વ્યવહારને પણ જાણવાવાળા હતા, અને મનુષ્ય-સ્વભાવની તેને સારી પરીક્ષા હતી તેમની અવલોકનશક્તિ જબરી હતી, અને લોકોમા ભળી જવાની તથા તેમના મનમાની વાતો જાણી લેવાની તેમને સારી આવડત હતી લોકોના કપટો, ગુણદોષ, વ્યસનો ટેવો વગેરે તે જાણતા હતા ઘણા વર્ષો પ્રવાસ કરીને ઉત્તરથી દક્ષિણ સુધીના યાત્રાના બધા ઠેકાણા પગે ચાલીને તેમણે જોયા હતા, અને તે ઉપરથી તેમને દેશસ્થિતિની પણ સારી માહિતી મળી હતી અનેક સાધુ સંતો સાથે તથા અનેક ન્હાના મોટા માણસો સાથે તેમને સમાગમ, વાતચીત અને વિચારોની લેવડદેવડ થઇ હતી તે જાતે અત્યંત નિસ્પૃહ અને સદાચારસંપન્ન બ્રહ્મચારી હતા, અને તેની છાપ ગમે તેવા પુરૂષ ઉપર પણ પડતી 'બોલવુ તેવુ ચાલવુ' અને 'પ્રથમ કરવુ, પછી બોલવુ' એવુ તેનુ સૂત્ર હોવાથી તે કોઇને પણ બે શબ્દો કહેવા સમર્થ હતા સર્વ ધર્મોનુ, સર્વ પંથોનુ અને સર્વ આચારોનુ રહસ્ય તે જાણતા હતા તેનો કોઇ શત્રુ નહોતો તેની આજ સુધી કોઇએ પણ નિંદા કરી નથી તુકારામ જેવાએ પણ તેને માન આપેલુ છે ઘણાખરા સાધુઓ પ્રથમ ગૃહસ્થાશ્રમી હતા અને પછી કંઈ સંકટ કે ત્રાસ પડતા ગુરુનો ઉપદેશ લઈ સાધુ થયેલા તેવો પણ પ્રકાર રામદાસનો નહોતો બધી અનુકૂળતા છતા તે જન્મથી જ ખરેખરા સાધુ જ હતા સમાજને ઐહિક તથા આમુષ્મિક કર્તવ્યો શિખવવા યોગ્ય વિદ્વત્તામા, અનુભવમા, અને બ્રહ્મચર્યત્વમા એકંદર સંતમંડળમા તેના જેવો સમર્થ કોઇ જ થયો નથી, અને તેટલા જ માટે તેમને એકલાને

'સમર્થ' એવું માનવાચક પદ મળ્યું છે. રામદાસનું આ વર્ણન અતિશયોક્તિવાળું કે અસ્વીકારણીય નથી.

બધા પ્રચલિત ગ્રંથો તથા ગુરુપરંપરા છોડી રામદાસે રામોપાસના શરૂ કરેલી. જાતે ગુરુ તરીકે ન ગણાવતાં શ્રી રામચંદ્રને જ ગુરુ તરીકે યોજ્યા. આ ગોઠવણ પણ તેમની હેતુસર હતી. રામની ભક્તિ કરવી, રામના નામથી દરેક પ્રયત્ન કરવો, સર્વ યશ અપયશ રામને અર્પણ કરવો, અને સર્વ સુખ દુઃખનો ભાર રામ ઉપર નાખવો; એ રામભક્તિનું રહસ્ય છે એમ રામદાસ જણાવે છે. શિવાજીને તે કહે છે; " શિવબા, તને વારંવાર જય મળે છે, તે પ્રભાવ રામનો છે, તારો નથી. રામની શ્રદ્ધા રાખીને તું કામ કરે છે, તેથી તને સફળતા મળે છે. એમા તારે આપબળ માટે ગર્વ લાવવાનું કારણ નથી. પહેલાંના સાધુ સંતોએ ભક્તિનું મહાત્મ્ય વધારેલું, અને ભક્તિની વિશેષતામાં લોકો સંસારથી વિમુખ થતા તથા આ લોકનાં કર્તવ્યો વિસરતા. તેને પરિણામે રાષ્ટ્ર શક્તિહીન બન્યું. રામદાસે આ હીનતાને દૂર કરવા પ્રયાસ કર્યો. તેમણે સમજાવ્યું કે સંસારમાં રહીને નિત્યવ્યવહાર પ્રામાણિકતાથી કરવો, તથા પોતાનાં કર્તવ્યો યોગ્ય રીતે બજાવવાં એ ધર્મનો ખરો હેતુ છે. સમાજ છોડી વૈરાગ્ય ધારણ કરવાથી સમાજ આપણને વિસારે છે અને આપણે સમાજને વિસારી મૂકીએ છીએ. અને એ રીતે તો લોકસમાજ કર્તવ્યભ્રષ્ટ થઈ નાશ પામતો જાય છે. આ પ્રમાણે સાધુ સંતોનું વલણ વૈરાગ્ય તરફ હતું, તે રામદાસે ફેરવી રાષ્ટ્રહિત તરફ અને સમાજના સુખની વૃદ્ધિ કરવા તરફ વાળ્યું. ધર્મના તાત્કાલિક તથા પારમાર્થિક ઉપયોગ આ જ છે, અને એજ તફાવત પ્રથમના સાધુઓ અને રામદાસ વચ્ચે જણાઇ આવે છે. સંસાર ક્ષણભંગુર છે, અને કોઇપણ વખતે મરણ તો આવવાનુંજ છે, પણ તે મરણ પથારીમાં પડી રહીને લેવા કરતાં સ્વદેશસેવામાં જો આવે, તો જીવિતની સફલતા ગણાય, એ સૂત્ર રામદાસે શીખવ્યું. રામની સેવા તે એજ, અને રામના નામથી કામો

કરવાં તે પણ એ જ. આ રીતે કામ કરતાં સફળતા મળે જ, અને ન મળે તો રામ ખાતર જીંદગીનો તથા સર્વસ્વનો ત્યાગ કરવો એ મહત્પુણ્ય છે. આવો ઉપદેશ કરી રામદાસે લોકોને સતત જાગૃત રાખ્યા. કષ્ટ સિવાય કંઇ પણ સાધ્ય થતું નથી. દરેકે પોતાના જીવની પરવા ન કરતાં કષ્ટ વેઠવાં, અને ઉદ્યોગના પરિણામે સઘળું મળી આવે છે, આવો ઉપદેશ "દાસબોધ"માં કરીને રામદાસે લોકોનું આળસ હાંકી કાઢયું. એથી પણ મોટી વાત રામદાસે કરી તે એ કે તેમણે લોકોને સ્વાર્થત્યાગ શીખવ્યો. હું અને મારૂં એવી સંકુચિત દૃષ્ટિ તેણે કાઢી મૂકી, અને અહંતા મટાડી દીધી. તે વખતના પંડિત ગણાતા વિદ્વાનોની આંખોમાં પણ રામદાસે આવું અંજન આંજ્યું.

સંસાર છોડી વૈરાગ્ય લેવાથી અગર જંગલમાં જઇ રહેવાથી બહુ તો તે માણસને પોતાને મુક્તિ મળે, પણ તે માર્ગથી પાછળ રહેલાઓ માટે શું બને? બધાં માણસો કંઇ તુકારામ થઈ શકે નહીં તેમ આખો સંસાર શૂન્ય કરવો પણ અશક્ય છે. તેટલા માટે બધાંના કલ્યાણનો જે માર્ગ તે જ ખરો ધર્મ ગણાય. સંસારમા રહીને ફલતૃષ્ણા ન રાખતાં કર્તવ્ય કરવાં એજ બધાને અનુકૂળ જોઇએ એવો ધર્મ છે. રામદાસનો રામ તે એ જ. મુક્તિ ન જોઇએ, પુનર્જન્મ જોઇએ. પણ પુનર્જન્મ લઇ તેનું સાર્થક કરવું એ નવીન દિશા રામદાસે બતાવી. એથી રામદાસનાં વૈરાગ્ય, સાધુતા અને પરમાર્થ-પરાયણતા કમી નથી થતાં, પણ ઉલટાં તે વધારેજ સતેજ થાય છે. દેશસ્થિતિ સમજી લઇ લોકને ખરી જરૂર હોય તે આપવું, તેના કરતાં મહાન કાર્ય બીજું કયું હોય? રામદાસ સાધુ ન હોત, અને માત્ર રાજ્ય-કારભારી હોત, તો આ કામ તેના હાથે થયું ન હોત. પૃથ્વી ઉપર મોટા મોટા ધર્મનેત્તાઓ થઇ ગયા, તેઓ આવી જ રીતે સમાજ ઉપર ઉપકાર કરી ગયા છે. કર્તવ્ય કરવામાં પ્રાણ પણ આપવો, આ ઉદાત્ત તત્ત્વ મુસલમાન અગર ક્રિશ્ચિયન ધર્માનુયાયીઓએ સ્વીકાર્યું ન હોત, તો તે ધર્મોની આટલી વૃદ્ધિ થઇ ન હોત. એટલે દેશહિત

તરફ લક્ષ દેવાને કારણે જ રામદાસની યોગ્યતા વિશેષ છે. તેમણે પોતાની પાછળ પણ આ કામ ચાલુ રાખવાની યોજના કરેલી. રામદાસી પંથ કાઢી સેંકડો મઠ સ્થાપી લોકોને ઉપદેશ આપવાનું ચાલુ રાખવા તથા આળસને હાંકી કાઢવા તેમણે પ્રયત્ન કર્યો. એ માટે સ્ત્રીઓના પણ ઉપયોગ તેમણે કરી લીધો. તેમના શિષ્યવર્ગમાં અનેક સુસંસ્કૃત સ્ત્રીઓ હતી, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

અગિયારમા અને બારમા શતકમાં **પીટર** નામને એક સાધુ ક્રિશ્ચિયન પ્રજાને મુસલમાનો વિરુદ્ધ લડવા તૈયાર કરતો અને તેને પરિણામે પછીથી તે બંને પ્રજા વચ્ચે અનેક લડાઇઓ થઈ. એ **પીટર** સાધુ અને આ રામદાસ વચ્ચે ઘણું જ સામ્ય છે. પીટરે ક્રિશ્ચિયન પ્રજાને લડાઇ કરવા પ્રેરી તેથી તેનું સાધુત્વ કમી થયું નહીં, ઉલટું તેને માટે બધી ક્રિશ્ચિયન પ્રજાને ઘણી પૂજ્ય બુદ્ધિ છે. તેજ પ્રમાણે રામદાસના આ પ્રયત્ન માટે આખા રાષ્ટ્રને અભિમાન થાય તેવો એ અદ્વિતીય પુરુષ હતો.

રામદાસની એ માટેની યોગ્યતા પૂરેપૂરી હતી, પણ તેમના પ્રયત્ન પછીના પગથીઆ માટે એક જોડીદારની જરૂર હતી. સંસારમાં રહીને સુખવૃદ્ધિ કરવાના અન્ય માર્ગો બતાવનારા જેવા મહાપુરુષો યુરોપમાં પછીથી મળ્યા તેવા આ દેશમાં પછી કોઈ મળ્યા નહીં, એ જ મોટા દુ:ખની વાત થઇ. સત્યના રક્ષણ માટે પ્રાણ આપનારા, અને દૃઢ નિશ્ચયવાળા અનેક સાધુઓ ઇંગ્લાંડમાં ધર્મસુધારણાના વખતે નીકળી આવ્યા, તે જ પ્રમાણે અહીં પણ તેવે વખતે તેની બરાબરીના જ સાધુઓ મળી આવ્યા. સંસાર છોડી દઇને મોક્ષ મેળવવાનો પ્રયત્ન કરવો એ મૂળ સ્થિતિ હતી. તે સુધારી સંસારમાં રહીને મોક્ષ મેળવવાનો પ્રયત્ન કરવો, એ થઈ ત્યાં સુધી પાશ્ચાત્યોની સાથે આપણે જોડાજોડ આવ્યા. પણ તેની પછી સંસાર સુધારી ઐહિક સુખવૃદ્ધિ કરી સ્વદેશની ઉન્નતિ કરવાનું જે પગથીઉં તે પાશ્ચાત્યોને મળ્યું: આપણને મળ્યું નહીં. અગર કદાચ ઉદર નિર્વાહની અડચણ ન

હોવાથી આપણને તેની જરૂર લાગી પણ નહી હોય. સર ટોમસ મૂર, સર ફ્રાન્સિસ ડ્રેક, સર વોલ્ટર રેલે, લોર્ડ બેકન, વગેરે મહાપુરુષો-એ ઇંગ્લાંડને ભાવી ઉન્નતિની દિશા દર્શાવી અને રાષ્ટ્રનું લોકશિક્ષણ કેવા પ્રકારનું હોવું જોઈ એ તે શીખવ્યું. તેના પરિણામે ધર્મસુધારણાની સાથે જ સમાજમાં તથા કેળવણીમાં સુધારો થયો અને ઐહિક સુખની પ્રાપ્તિનાં અનેક સાધનો ત્યાં ઉત્પન્ન થયાં. પણ આપણે હિંદીઓ બધી પ્રજાની પહેલાં કર્તવ્ય તરફ વળેલા છતાં હાલ નિદ્રાગ્રસ્ત થયા છીએ.

**૯. શિવાજીની સ્વરાજ્ય સ્થાપનામાં રામદાસનો ભાગ**—શિવાજીની સ્વરાજ્ય સ્થાપનામાં રામદાસસ્વામી કેટલે અંશે સહાયક હતા એ પ્રશ્ન મહત્ત્વનો છે, અને તે સંબંધે આજ પણ ઘણી ચર્ચા ચાલે છે. હજી એ પ્રશ્નનો તટસ્થપણે નિર્ણય થઈ શકયો નથી. એ માટે તેનું જરા વિગતથી વિવેચન કરવું યોગ્ય ધાર્યું છે. એ સંબંધમાં પ્રથમ નીચે જણાવેલી સાલો ધ્યાનમાં રાખવી પડશે—

ઈ.સન ૧૬૦૮ રામદાસનો જન્મ થયો.

૧૬૨૧ લગ્ન કરતાં નાસી ગયા અને ટાકળીમાં તપશ્ચર્યા શરૂ કરી.

૧૬૩૨ તીર્થયાત્રા તથા પ્રવાસ ૧૨ વર્ષ સુધી.

૧૬૪૪ કૃષ્ણા નદીને તીરે આવ્યા.

૧૬૪૦–૪૫ શિવાજીના પ્રથમ રાજ્યની શરૂઆત.

૧૬૪૯ ચાફળના મઠની સ્થાપના અને રામજન્મોત્સવની શરૂઆત.

૧૬૪૯ ના એપ્રિલની ૧૨ મી તારીખે શિવાજીની સ્વામી સાથે ચાફળમાં મુલાકાત થઈ (?) અને ત્યારથી પછી વખતો વખત ઉપદેશ શરૂ રહ્યો. (એક પક્ષનું કથન).

૧૬૫૦ ના ફેબ્રુઆરીની ૧૨ મી તારિખે તુકારામનું મરણ.

૧૬૫૨ માં જાંબ, ૧૬૫૫ માં મિરજ અને ૧૬૬૧ મા ભાગાનગરના મઠની સ્થાપના.

૧૬૫૪–૬૪ "દાસબોધ"ની શરૂઆત. ૧૬૮૧ માં પૂરો થયો.

૧૬૭૫ ચાફળના ઉત્સવ વખતે દરસાલ ૧૨૧ ખાંડી ધાન્ય આપવાનો હુકમ થયો.

૧૬૭૮ વિજયાદશમીએ તેમના મઠો માટે ગામ આપ્યા બદલની શિવાજીની સનંદ મળી

૧૬૮૨ ના ફેબ્રુઆરીમા રામદાસનું મરણ થયુ

આજ સુધીમા પ્રસિદ્ધ થયેલી માહિતીના આધારે આ સારો જણાવેલી છે તેમા શિવાજીની મુલાકાતની સાલ સન ૧૬૪૯ ની જણાવી છે, પણ તે માટે જોઇતો આધાર નથી. રામદાસ પાસેથી ગુરુ ઉપદેશ લઇને શિવાજીએ સ્વરાજ્ય સ્થાપનાનો પ્રયત્ન સફળ કર્યો હોત તો ચાફળના ઉત્સવ માટે તથા મઠ માટે શિવાજીએ જે ઉપજ બાંધી આપી, તે એટલી મોડી કેમ આપી ? વહેલી કેમ ન આપી ? વળી સન ૧૬૬૨ મા દિવાકર ગોસાઇને કેશવ ગોસાઇએ પત્ર લખ્યો છે, તેમાં જણાવેલું છે કે શિવાજીની અને સમર્થની આ પ્રથમ મુલાકાત થઇ તેને અસત્ય ગણવાનુ કંઈ કારણ નથી શિવાજીને રામદાસ પૂજ્ય હતા એમા કાઇ સંશય નથી. પણ શિવાજીએ ગુરુ ઉપદેશ તો જીજાબાઇ અને કુળગુરુ પ્રભાકર ભટ્ટની હયાતીમા મહાબળેશ્વરના ગોપાળભટ્ટ પાસેથી લીધો. અને તે બદલ તેને વર્ષાસન બાંધી આપ્યુ તેની મૂળ સનદ સન ૧૬૫૩ ના માર્ચ માસની લખી આપેલી મળી આવી છે. એટલે રામદાસ પાસેથી શિવાજીએ ગુરુ ઉપદેશ લીધો જણાતો નથી, તેમજ તે બંનેની મુલાકાત પણ સન ૧૬૫૯ પહેલા અથવા તે પછીથી પણ ઘણા વખત સુધી થયેલી જણાતી નથી.

શિવાજીના રાજ્યનો આરંભ સન ૧૬૪૫ ના સુમારમા થયો હતો. તે આરંભ કરવામા રામદાસની સહાયતા કંઇ પણ જણાતી નથી અર્થાત્ રાજ્ય સ્થાપન કરવાની પ્રેરણા શિવાજીને રામદાસ તરફથી મળેલી નથી શિવાજીએ આત્મબળથી ચલાવેલો પ્રયત્ન રામદાસને ચાફળની મુલાકાત પછી ધીમે ધીમે જણાતો ગયો દેશની અવનતિ

કયા ઉપાયોથી દૂર થાય તે વિશેના વિચાર રામદાસને અહોનિશ ચાલતા હતા. તેમાં શિવાજીની શરૂઆત જોઈને નવીન પ્રકાશ પડ્યો. શિવાજીનો નવીન ઉદ્યોગ તથા કુશળતા જોઇને તેમને નવી દિશા સુઝી. આ નવીન દિશા તે રાજકીય ઉન્નતિ. તે પહેલા રામદાસના મનમાં રાજકીય ઉન્નતિનો વિષય નહોતો. સન ૧૬૫૯ માં "દાસબોધ" અર્ધ ઉપરાંત લખાયલો હતો. તે અર્ધા ભાગમા એ વિષય બિલકુલ નથી. તેટલા ભાગ પછી એ વિષય દાખલ થયેલો જણાય છે. મોરે, અફઝુલખાન, વગેરેના બનાવો બનતાં શિવાજીની સત્તા પછી વધતી ચાલી, અને તેમ તેમ રામદાસને રાજકીય બાબતોની આવશ્યકતા સમજાતી ગઇ. એ મહાચતુર હતા. વસ્તુસ્થિતિ સમજીને તેને મદદ કરવામાં તેમણે વિલંબ કર્યો નહીં. સમર્થના વખતના પ્રસિદ્ધ થયેલા નવીન પત્રવ્યવહાર ઉપરથી પણ આવી જ હકીકત સમજાય છે. શિવાજીનો પ્રયાસ જોઇ રામદાસને લાગ્યું કે તેના પ્રયાસને વિશેષ યશ મળે એમ કરવું એ દરેક મહારાષ્ટ્રીયનું તે વખતનું કર્તવ્ય છે. શિવાજીના કોઇ શત્રુઓ ન રહે, તેને બધા લોકો અંતઃકરણથી મદદ કરે, અને કોઇ પણ પ્રકારનો સ્વાર્થત્યાગ કરતા લોકો પાછા ન હઠે, આવા વિચારથી રામદાસ શિવાજીના પ્રયાસનું મહત્ત્વ લોકોને સમજાવવા માંડ્યા. શિવાજી ધર્મરાજ્ય સ્થાપન કરે છે; એ રાજ્ય શિવાજીનું નહીં, પણ ધર્મનું છે; અને શિવાજી ગૌબ્રાહ્મણ પ્રતિપાળક છે, એ પ્રકારનો વિશ્વાસ રામદાસે તેમના મઠદ્વારા મહારાષ્ટ્રમાં ઉત્પન્ન કર્યો. અને જે કોઇ ઇસમ એ કામને માટે લાયક જણાયા, તેને શિવાજી પાસે મોકલી આપ્યા. શિવાજીના અષ્ટ પ્રધાનો તથા સરદારો રામદાસને ચહાતા હતા જ. તેમને રામદાસે વિશેષ પ્રોત્સાહન આપ્યું તથા સતેજ કર્યા. રામદાસને પ્રર્યટનમાં જે અનુભવ મળ્યો હતો, તેનો ઉપયોગ કરીને શિવાજીના પ્રયાસને તેમણે બળ આપ્યું. તેમણે ભક્તિમાર્ગનો અને કર્મમાર્ગનો યુક્તિથી યોગ કરીને બંનેનું લક્ષ રાજ્યવૃદ્ધિ તરફ વાળ્યું.

આ પ્રમાણે " દાસબોધ "માના રાજકીય વિચારોની પ્રેરણા રામદાસને શિવાજીના પ્રયાસ પછી થઇ. શિવાજીને " દાસબોધ"ના વિચારોથી સ્વરાજ્ય સ્થાપનાની પ્રેરણા થઇ એમ કહેવું એ કાર્ય-કારણને ઉલટાવી નાખવા જેવું છે " હુ તમારા રાજ્યમા આવીને રહેલો, છતા રાજકારણને લીધે તમે આટલા દિવસ મારી ખબર લઇ શકયા નહીં; " આ પ્રમાણે રામદાસે શિવાજીને લખેલુ છે. એટલે એ પરથી પણ શિવાજીનુ રાજ્ય રામદાસની મુલાકાત અગાઉ સ્થપાયુ હતુ એમ જણાઈ આવે છે. "દાસબોધ" વાચતા પણ તેવી જ હકીકત જણાય છે. દરેક પ્રસગે ' તમે સારૂં કામ કર્યુ ', ' એવુ જ કરતા રહો ', ' ધર્મના રક્ષણ માટે જ તમારો અવતાર છે, ' એ રીતે કહી રામદાસે શિવાજીનુ ગૌરવ કરેલુ છે. તથા જે જે કાર્ય શિવાજીએ આરંભીને પાર પાડયા તે તે બદલ તેને શાબાશી આપેલ છે. એટલે રાજ્યવ્યવહાર-ની દરેક બાબત મૂળ શિવાજીએ ઉપાડેલી, એમ " દાસબોધ " ઉપરથી પણ જણાઇ આવે છે. અર્થાત્ "દાસબોધ" શિવાજીને ઉપદેશ આપવા માટે રામદાસે લખ્યો એવી જે સાર્વત્રિક સમજ છે, તેમા કાઇ વજુદ લાગતુ નથી. શિવાજીને આવા સમર્થ પુરુષની જરૂર હતી જ, અને તેની આસપાસના બધા માણસો રામદાસને પૂજ્ય માનતા, તેથી તેના પ્રયાસને રામદાસની મદદથી પરોક્ષ લાભ પણ થયો હતો " દાસબોધ " ગ્રંથ એક સાથે લખાયો નથી શિવાજીના પ્રયાસ પછી તેની શરૂઆત થઇ અને પછીના વીશ પચીશ વર્ષો સુધી તે લખાયો જેમ જેમ શિવાજીનો પ્રયાસ સફળ થતો ચાલ્યો અને રાજ્યની ઇમારત બંધાવા માંડી, તેમ તેમ જૂદા જૂદા પ્રસગો અને જૂદા જૂદા અનુભવો 'દાસબોધ'મા ગુંથાતા ગયા, અને તેથી કરીને જ ' દાસબોધ'મા સંસારના બધા વિષયો આવી ગયા છે, " વ્યવહારમા રહીને પરમાર્થ સાધવો " આ સૂત્ર રામદાસે દરેક પ્રસગમા ગોઠવી દીધુ છે "દાસબોધ" નામ પણ એ ગ્રંથને છેક છેવટે આપેલ લાગે છે. શિવાજીની ચડતી વખતે રામદાસ જેવો લાયક

સત્પુરુષ તે વખતે બીજો કોઈ ન હોતો તેની બધા માણસો ઉપર અસર હતી અને આખુ મહારાષ્ટ્ર તેને ગુરુ ગણી પૂજ્ય માનતુ ગુરુકૃપા સિવાય મનુષ્યનુ કોઈ પણ કામ સફળ થાય નહીં, એવી ભાવના આજ પણ રાજાઓ તથા બીજા ઘણા લોકોની છે, તો તે વખતે તે બહુ વધારે હોય જ શિવાજીને રાજ્ય મળ્યુ, અને તેનો ઉદ્યોગ સફળ થયો, તેની જ સાથે ઘણાં વર્ષોની મહારાષ્ટ્રની જે આશા તે ફળીભુત થઇ, એટલે એ બધુ પરિણામ રામદાસની કૃપા થી શિવાજીને મળ્યુ અને રામદાસના ઉપદેશથી આ-સુ એવી લોકોની સમજ થાય, અને એવી જ સમજને લીધે સભાજી તથા રાજારામ ના આપત્તિકાળમા લોકોની ધીરજ કઇક અંશે ચાલુ રહી બખર કારોએ પણ એવી જ સમજથી બખરો લખી, અને જે પ્રકાર શિવાજીના ઉત્તરકાળમા તથા પછીના વખતમા લોકોએ જોયો, તે લેખકોએ શિવાજીના આરભને લાગુ પાડયો. આમ થવાથી અનર્થ થયો છે એવુ કાઇ કહેવાનુ નથી કેમકે રામદાસસ્વામી અત કરણથી શિવાજીના પ્રયાસોને પુષ્ટિ આપતા હતા, અને આવા ઉત્તેજનની કોઈ પણ મહાન્ કૃત્યને હમેશા જરૂર હોય જ રામદાસની અને તેમના પ્રયાસની યોગ્યતા પણ આમ બતાવીને કાઇ ઓછી ગણવાની ધારણા નથી માત્ર એટલુ જ બતાવવાનુ છે કે રાજ્ય સ્થાપનાનુ કામ ક્ષત્રિયોનુ છે, અને ક્ષત્રિયે જ બધા જોખમો પોતાની જાત ઉપર વહોરીને તેની શરૂઆત કરી છે, તથા પોતાની જ કુશળતાથી તે તેણે પાર પાડયુ છે એ કામમા બ્રાહ્મણોની સલાહ તથા શિખા મણ શિવાજીએ પ્રેમથી સ્વીકારી, અને તેનો બનતો ઉપયોગ પણ કર્યો, પરતુ આરભના પ્રયાસની સઘળી જવાબદારી એકલા શિવાજીની ઉપર જ હતી તેમા રામદાસનો કાઇ સબધ નહોતો

શિવાજીને જ્યારે રામદાસના પ્રયાસની ખબર પડી, ત્યારે તેણે તે માટે માન બતાવી તેનો પોતાના કામમા ઉપયોગ કરી લીધો ગરીબ કુટુબો, લડવૈયા લોકો, અને ખેડુતો વગેરે ઉપર શિવાજીએ

પ્રથમથી છાપ પાડી હતી; પણ રામદાસી પંથના ફેલાવાની સાથે શિક્ષિત વર્ગ પણ શિવાજી તરફ વળ્યો.

રામદાસની અને શિવાજીની મુલાકાત થયા પછી શિવાજીને રામદાસના પ્રયાસની ખબર પડી, અને શક્ય તેટલો તેનો ઉપયોગ તેણે કરી લીધો. તે વખતે ધર્મશ્રદ્ધા વિશેષ પ્રબળ હતી, અને રામદાસનું પવિત્ર આચરણ તથા કીર્તિ જોઇને શિવાજીએ તેને માન આપ્યું. તેણે રામદાસને ચરણે રાજ્ય અર્પણ કર્યું, અને કાગળપત્રોમાં પોતે હેમના ચરણરજ હોવાનું જણાવ્યું, એ માત્ર વિવેક હતો. માત્ર જ તેટલા ઉપરથી જ સ્વરાજ્યની મૂળ કલ્પના રામદાસે ઉપજાવી, અને શિવાજી માત્ર તેના હાથમા રમનાર રમકડું હતો, એમ માનવું એ ભૂલાવો છે.

રા. રાજવાડે જણાવે છે કે શિવાજીના મરણ વખતે ૧૩૦૦ રામદાસી સાધુઓ મહારાષ્ટ્રમાં ફરતા હતા, અને તે પરથી પણ તેમણે મહારાષ્ટ્રના રાજકીય પુનરુજ્જીવનમાં કેટલો મોટો ભાગ આપ્યો તે જણાઈ આવે છે. પરંતુ રામદાસી મઠોનો ફેલાવો શિવાજીના રાજ્યના ફેલાવાની સાથે સાથે થયેલો છે. એ મતના સાતસો આઠસો મઠો સ્થપાયા, પણ તેમાં ૭૨ મુખ્ય હતા. એ મઠોમાં આવનારા લોકો ઉપર રામદાસના ઉપદેશની સારી છાપ પડી અને એમનાં તથા એમના સંબંધમાં આવનારાં માણસોનાં મન શિવાજીને અનુકૂળ થયાં. શિવાજીના પ્રયાસનું રહસ્ય તેઓ જાણવા લાગ્યા, અને તેટલા પ્રમાણમાં શિવાજીની રાજ્યવ્યવસ્થાનો પ્રયત્ન સરળ તથા સફળ થયો. પરંતુ એના કરતાં કંઇજ વધારે ઉપયોગ એ મઠોનો થયો જણાતો નથી. એ પંથનું જોર સંભાજી તથા રાજારામના વખતમાં વિશેષ હતું, અને તે આપત્કાળમાં તેમનો કંઇક પણ ઉપયોગ થયો કહેવાય.

રામદાસી મઠો રાજ્યનું કયું કામ કરતા હતા તે સમજી શકાતું નથી. એવા મઠોમાં રામનાં અને હનુમાનનાં દેવળો હતાં, અને નજીકમાં કસરતનો અખાડો પણ રહેતો. તે ઉપરથી લોકોની શારી-

રિક તથા માનસિક શક્તિ વધારવાનો આ મઠોનો હેતુ કહી શકાય. "દાસબોધ" જેમ જેમ તૈયાર થતો, તેમ તેમ આ મઠોદ્વારા લોકોમાં ફેલાતો. જૂદા જૂદા સંઘો તૈયાર કરવા, મંડળીઓ એકઠી કરવી, અને સંઘશક્તિ વધારવી એવું "દાસબોધ"માં વચમાં વચમા રામદાસે જણાવેલું છે. આ શિખામણો ઓછેવત્તે અંશે આ મઠોદ્વારા લોકોમાં પણ ફેલાતી. શરૂઆતમા આ મઠોનાં આખ્યાનો સાંભળવા બહુ બહુ માણસો આવતાં. તેમાં શિવાજીના શિષ્યવર્ગ પૈકીના કેટલાક મરાઠાઓ પણ હતા. પણ એકંદરે આ મઠોનું વજન બ્રાહ્મણ સિવાયના વર્ગોપર વિશેષ પડયું નહીં. સ્વરાજ્યની ઈમારત ઉઠાવવામાં તો બ્રાહ્મણ સિવાયનો જ વર્ગ ઘણો હોવો જોઇએ. એટલે, રામદાસી મઠોએ જો આ પ્રકારનું કંઇ કામ કર્યું હોય, તો તે રામદાસની હયાતીમાં જ થયું હોય. એ તેજસ્વી સત્પુરુષ વિદેહ થતાં જ પછીથી કોઇ તેવો મહાન્ પુરુષ પાકયો નહીં અને મઠોમાં ઉત્પન્ન વગેરેના કલહ થતાં તે નિર્જીવ થઇ ગયા. પછીના વખતમાં મઠો હોવા છતાં પણ રાષ્ટ્રની અવનતિ અટકી નહીં.

બીજી બાજુ, શિવાજી અને રામદાસ વચ્ચે કંઇ પણ સંબંધ ન હોતો એમ ઠરાવવું પણ યોગ્ય નથી. મરાઠાઓનું ભગવું નિશાન તથા 'રામ રામ' કરવાનો રિવાજ એ ઉપરથી રામદાસનું નામ મહારાષ્ટ્રમાં અજરામર છે. પણ ઇતિહાસનો બધો આધાર જૂના ગ્રંથો અને કાગળપત્રો ઉપર રહે છે. એ આધારને અનુસરીને "દાસબોધ" કેવી રીતે અને કયાં કારણોથી લખાયો, તથા "શિવદિગ્વિજય" વગેરે દરેક બખરકાર રામદાસના ઉપદેશને કેટલું મહત્ત્વ આપે છે, તેનો નિર્ણય કરવો ઘટે. એ નિર્ણય એ રીતે ન કરીએ તો પછી ઇતિહાસ કયાં રહ્યો ? એ નિર્ણય એ થાય છે, કે રામદાસે લોકોનાં મન શિવાજીના પ્રયાસ તરફ વાળ્યાં અને શિવાજીએ પણ એ સત્પુરુષનો લાભ લીધો.

---

## પ્રકરણ ૪ થું.

### સ્વરાજ્ય સ્થાપનાની સિદ્ધતા.

**૧. મુસલમાની અમલ વખતે મહારાષ્ટ્રની સ્થિતિ—** એક પ્રજા બીજી પ્રજાને જીતે છે, ત્યારે જીતનાર પ્રજાની ઉચ્ચતર સુધારણાની અસર હારેલી પ્રજાની નબળી સુધારણા ઉપર થયા સિવાય રહેતી નથી, એવો સામાન્ય નિયમ છે. સુધરેલી ગ્રીક તથા રોમન પ્રજાએ આસપાસની નબળી સુધારણાવાળી પ્રજાને જીતીને પોતાના સંસર્ગથી સુશિક્ષિત કરી. પરંતુ સુધારણામાં મુસલમાનો હિંદુઓ કરતાં આગળ નહોતા; એટલુંજ નહીં, પણ ઘણે અંશે પાછળ હતા. તેથી પૂર્વાપર ચાલતી આવેલી હિંદુ સંસ્થાઓ મુસલમાનો ક્હાડી શક્યા નહીં. વળી હિંદુઓની મદદ સિવાય મુસલમાનોને પળવાર પણ ચાલે તેમ નહોતું. વિદ્યા, કળા, તથા સમાજની અનેક બાબતોમાં હિંદુઓની જ અસર મુસલમાનો ઉપર વિશેષ થઈ. બ્રાહ્મણી રાજ્યની પ્રથમ સ્થાપનાના સમયે મહારાષ્ટ્રમાં મુસલમાનોની સંખ્યા આશરે એક લાખ હશે. દેશમાં શાંતિ રાખવા માટે આણેલું લશ્કર ઘણા ભાગે મુસલમાનોનુંજ હતું. તેમજ કાઝી, મુન્સફ, કમાવિસદાર, દિવાન વગેરે દિવાની, મુલકી તથા રાજદરબારી હોદ્દાઓ ઉપર મુસલમાનો જ હતા. તે ઉપરાંત તબીબી, સરાફી વગેરે કેટલાક ધંધા કરવાવાળા લોકો પણ મુસલમાન હતા. પરંતુ તે બધાની સંખ્યા એક લાખ કરતાં વિશેષ નહીં હોય. કોઇ પણ રાજ્યના બળાબળનો નિર્ણય કરતાં તેની સાંપત્તિક સ્થિતિ જોવી જોઇએ. રાજ્યનાં ખાતાં ઘણા ભાગે સંરક્ષક અને સંવર્ધક એવા બે પ્રકારનાં હોય છે. લશ્કર, પોલિસ, ન્યાયખાતું, અને દુષ્કાળ-નિવારણ વગેરે ખાતાં સંરક્ષક સ્વરૂપનાં છે; અને વિદ્યા, દાન ધર્મ વગેરે બાબતો સંવર્ધક છે. બ્રાહ્મણી રાજ્યમાં આ બંને બાબતોની

ઘણીજ અવ્યવસ્થા હતી, અને એ વ્યવસ્થા બરાબર કદી થઇ શકી જ નહીં. પરન્તુ એ ઘણું કરીને હમેશના બનાવ જેવું થઈ પડયું હતું. ચોર તથા ધાડપાડુઓનો ત્રાસ એટલો હતો કે પ્રજાનાં જાન માલ હંમેશાં જોખમમાં હતાં; અને દુકાળોને લીધે પણ ઘણો ભાગ ઉજડ થઈ ગયો હતો.

દક્ષિણમાં આવેલા મુસલમાનોમાં અસલ મુસલમાનો ઘણાજ થોડા હતા. મહારાષ્ટ્રમાંના મુસલમાનોની સંખ્યા એક લાખની માંડ માંડ હતી. તેમાં પણ ઘણા પ્રકારના અને ઘણી જાતના લોક હતા. દેશમાં રહીને પેટ ભરવા સિવાય વિશેષ તેમનો ઉદ્દેશ નહોતો. માત્ર પેટ ભરવાના તથા સ્વસંરક્ષણ કરવાના હેતુથી તેઓ એકત્ર થયા હતા. પૈસા મેળવવાના હેતુથી ધર્મના નામનો આશ્રય તેમણે લીધો હતો. રૈયત કે પ્રજાનું સંવર્ધન કરવું એવું તેમના મનમાંજ નહોતું. લોકો પાસેથી વસુલાતની રકમ એકઠી કરવાનું એક કામ તેઓ બરાબર કરતા રાજ્યકર્તાનાં અન્ય કર્તવ્યો તેમણે કદી જ કર્યાં નથી. આ પ્રમાણે મુસલમાન લોકો જીતાયલી પ્રજા કરતાં દરેક બાબતમાં ઉતરતી સ્થિતિના હોવાથી લોકસ્થિતિ સુધારવાનું કામ તેમના હાથે થવું શકય જ નહોતું. પહેલાંના વખતમાં ગામોની ઉપજની વસુલાત કરવા અને તે સરકારમાં ભરવા હિંદુ વહીવટદારો હતા. તેમના તરફથી વસુલાત વખતસર ન આવવાથી આ લોકોએ એ જૂના વહીવટદારોને કાઢી નાંખી નવા મુસલમાન વહીવટદારો નીમ્યા. લોકોનાં મન તેથી ઘણાં કચવાયાં. દેશમાં દુકાળ પણ વારંવાર પડવા લાગ્યા. એક મોટો દુકાળ સન ૧૪૬૮ થી ૧૪૭૫ સુધી પડયો. દામાજીપંતની કથા આ દુકાળની છે. આ દુકાળનાં વર્ણનો ઘણા કવિઓએ તથા બીજા લેખકોએ કરેલાં છે. એ 'દુર્ગાદેવી'નો દુકાળ કહેવાય છે. એ દુકાળમાં અસંખ્ય માણસો મરણ પામ્યાં. આખો દેશ ઉજડ થયો. સરકારનું વસુલ આવ્યું નહીં અને સરકારી કામો બંધ પડયાં. પૈઠણ તથા પુણતાંબેમાં મોટી પ્રાચીન સંસ્કૃત વિદ્યાપીઠો હતી તેને આશ્રય

અપાતો બંધ થયો. નિર્વાહની મુશ્કેલીના કારણે અનેક પંડિત કુટુંબો દેશ છોડી ચાલ્યાં ગયા. પોતાના સર્વ ગ્રંથો સાથે લઇ તેઓ કાશી ગયેલા હોવા જોઇએ. ગાગાભટ્ટનું પ્રસિદ્ધ કુટંબ આ વખતે જ કાશી ગયું હશે. કાશીમા આ દક્ષણી કુટુંબોએ પછીથી ઘણી ખ્યાતી મેળવી હતી. તેની હકીકત પંડિત હરપ્રસાદ શાસ્ત્રી (બંગાળા) એ પ્રસિદ્ધ કરેલી છે. પૈઠણ, પુણતાંબેના સંસ્કૃત વિદ્યાલયોની ખ્યાતી પુરાણી હતી. આ સ્થાનો કર્મઠ બ્રાહ્મણોના સ્થાન તરીકે પ્રસિદ્ધ હતા. જ્ઞાનેશ્વર, એકનાથ વગેરેનો છળ પૈઠણનાજ બ્રાહ્મણોએ કર્યો હતો. સામાન્ય રીતે કોઈ પણ ધાર્મિક બાબતમા પૈઠણના બ્રાહ્મણોની સંમતિ જરૂર મેળવવી પડતી હતી. આજ કારણને લીધે શિવાજીના અભિષેક વખતે ગાગાભટ્ટનું આટલું મહત્વ વધ્યુ હતું.

જૂના વખતનાં વતનો બંધ પડયા. દેવસ્થાનોનાં ઉત્પન્ન ખાલસા થવાથી બધાં જૂનાં દેવાલયો નાશ પામ્યાં. જ્ઞાનેશ્વરે વર્ણવેલું નેવાસેનું મહાલસા દેવીનું પ્રચંડ દેવસ્થાન પણ બંધ પડ્યું. નાશિકમાં પૂર્વે ઘણાં હેમાડપંતી દેવળો હતાં. હાલ ત્યાં તેમાનું એક પણ નથી. એકંદરે મહારાષ્ટ્રમાં ત્રણસો વર્ષથી જૂનું એક પણ દેવસ્થાન રહ્યું નથી. આમ હોવાથી શિવાજીના ઉદયકાળ વખતે જૂના દેવસ્થાનને ઉત્પન્ન બાંધી આપવાનું પ્રયોજન જ રહ્યું નહોતું. આ રીતે અન્ન અને દ્રવ્યનો નાશ થતાં ઉચ્ચ તથા મધ્યમ વર્ગ નામશેષ થયો.

રહેવામાં રહ્યા માત્ર વૈશ્યો. એ વર્ગ વેપાર કરનારો હોવાથી માલની લેવડદેવડ કરવામાં હંમેશાં ધનવાન બને છે. પણ દુકાળમાં ખેડુતો નાશ પામવાથી આ વૈશ્ય વર્ગ ઉપર જ સઘળો બોજો પડયો, અને તેના પરિણામે તે વર્ગ પણ સો દોઢસો વર્ષમાં નાશ પામ્યો. પરંતુ વૈશ્યો વગર સમાજ વ્યવહાર કેવી રીતે ચાલે ? દેશમાંની એટલે અંદર અંદરની લેવડદેવડ તો ચાલવી જ જોઇએ. મૂળનો વૈશ્ય વર્ગ નાશ પામ્યો એટલે બહારના ગુજરાતી અને મારવાડી વૈશ્યો આવ્યા, અને તેમણે લેવડદેવડનો ધંધો ઉપાડી લીધો. હાલ સર્વત્ર જે મારવાડી.

તથા ક્યાંક ગુજરાતી વૈશ્યો મહારાષ્ટ્રમાં દેખાય છે, તેઓ ઘણાખરા આ રીતે જ આવ્યા હશે. લિંગાયત (વાણી) પણ એ જ રીતે મહારાષ્ટ્રમાં આવ્યા. અર્થાત્ આખા મહારાષ્ટ્રમાં ત્રણસો સાડીત્રણસો વર્ષ પહેલાંનાં જૂનાં કુટુંબો આજે ઘણાં રહ્યા નથી. ઘણાંખરાં નવાં આવેલાં જ છે. જે વર્ગ પાસેથી પૈસા મેળવીને રાજ્યનો વહીવટ ચલાવવાનો તે વૈશ્ય તથા ખેડૂત વર્ગનું રાજ્યે તો રક્ષણ કરવું જોઇએ. તે ન થવાથી રાજ્યકારભાર તથા સરકારનાં કામો બંધ પડયાં અને દેશની દુર્દશા થઇ. કોકણ જેવી અગવડ ભરેલી અને છેક ખૂણાની જગોએ કોઈ કોઇ પ્રાચીન કુટુંબો રહેલાં છે. પાંચસો છસો વર્ષનાં કુટુંબો ત્યાં કવચિત્ મળી આવે છે. વિશેષ કસવાળો અને આબાદીભર્યો જેટલો પ્રદેશ હતો તે બધો ઉજ્જડ થયો. અહમદનગર જીલ્લામાંનો ગોદાવરીકાંઠાનો 'નેવાસે' વગેરે તરફનો પ્રદેશ પાકમાં બહુ ઉત્તમ છે તેજ પ્રદેશમાં જ્ઞાનેશ્વર જેવો મહાપુરુષ થયો. તેજ પ્રમાણે દેવગિરિ ઔરંગાબાદ તરફનો પ્રદેશ પણ પાકમાં સારો ગણાય છે, તેથી જ ત્યાં યાદવો વગેરે મોટા મોટાં રાજ્યોની રાજધાની થઈ હતી, સારાંશ કે સન ૧૩૧૮ માં યાદવોનું રાજ્ય ગયું ત્યારથી સન ૧૪૭૫ માં દુર્ગાદેવીનો દુષ્કાળ પડયો ત્યાં સુધીમાં ઉપર જણાવેલી સ્થિતિ થયેલી જણાય છે.

યાદવોના રાજ્યમાં સહ્યાદ્રી પર્વતની નીચે કોકણમાં તથા ઘાટ ઉપરના ભાગોમાં ઘણા ઇનામદારો, જમીનદારો, જાગીરદારો વગેરે સરદાર વર્ગના લોકો ઘણાં વર્ષથી રહેતા હતા. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું પોષણ આ લોકો જ કરતા. સન ૧૩૧૮ માં યાદવોનું રાજ્ય નાશ પામ્યું ત્યાર પછીનાં સો પચાસ વર્ષોમાં આ સરદારો લગભગ નાશ પામ્યા. એ સરદારોનું વજન લોકો ઉપર વિશેષ હતું, અને આવા સરદારો સારી સ્થિતિમાં રહે એ રાજ્યનું એક મોટું બળ જ ગણાય. આ સરદારો બળવા કરી સ્વતંત્ર થવા પ્રયત્ન કરતા, તેથી તેને જીતીને રાજ્યકર્તાઓએ તેનો નાશ કર્યો. આ પ્રમાણે મહારાષ્ટ્રની આ

સ્વાતંત્ર્યપ્રિય મંડળી નાશ પામી, વિદ્વાન્ બ્રાહ્મણો બીજા ભાગોમા રહેવા ગયા, અને માત્ર કોળી ભીલ વગેરે જ ગણી લોકો તથા ગુલામગિરી કરનારા નીચલા વર્ગના કેટલાક લોકો રહ્યા સિવાય દેશમુખ, દેશપાડે, પટેલો અને કુલકર્ણી ગયા રાજ્યની વસુલાત એકઠી કરવામા તેમનો ખપ હતો

દેશમાની લોકસખ્યા અને તેના વર્ગ કેવી રીતે બદલાતા ગયા, અને તેમા નવુ જૂનુ શુ થયુ, તેનો ઐતિહાસિક શોધ ઘણો ઉપયોગી છે. આપણા પ્રત્યેક સમાજ, વર્ગ અને કુટુમ્બની આ રીતે શોધ કરીએ, તો ઘણીજ ઉપયોગી હકીકત બહાર આવે રાજ્યકર્તાએ અજાણપણે દેશનો સપત્તિ ઉત્પન્ન કરનાર વર્ગનો આ રીતે નાશ કર્યો, તેથી વસુલાત મેળવવાની મુશ્કેલી પડી અને કારભાર અટકી પડ્યો. ત્યારે ઉજડ થયેલા ગામો ફરી વસાવવા તેમણે પ્રયત્ન કરવા માડ્યો. પણ એમ કરવા જતા પૂર્વના વશપરપરાના કામો બદલાયા, અને ગમે તેને ગમે તે કામ સોપાયા. બ્રાહ્મણો, કાયસ્થોને ગામોના હિસાબ કીતાબ કરવાનું કારકુનીનું કામ મળ્યું. પટેલો બધા નવા થયા હાલના પટેલો 'દુર્ગાદેવી'ના દુકાળ પછીના છે તેમા ઢેડ, હજામ વગેરે જાતના પણ પટેલો છે આ નવી વ્યવસ્થા દુકાળ પછીના પચાસ વર્ષમા થઇ તે પછીના ચાળીશ વર્ષની જ અદર (સન ૧૫૬૫) તાલિકોટમા હિંદુ મુસલમાન વચ્ચે ભારે ઝઘડો થયો તેથી હિંદુઓની દરેક વ્યવસ્થા અને સઘળી પૂર્વ પરંપરા નાશ પામી એકંદરે પરરાજ્ય, રાજ્યક્રાન્તિ, દુષ્કાળ અને અધાધુધી વગેરે અનેક એક સરખી આફતોથી દેશની દુર્દશા થઈ પડી.

**૨. નવીન સમયનો આરંભ**—તાલિકોટની લડાઇ વખતે વિજયનગરમા એક હિંદુ રાજ્ય હતુ એ રાજ્યનો નાશ થતા હિંદુઓ માટે કોઈ આધાર રહ્યો નહીં પ્રજાનો ક્ષય થતો ચાલ્યો. સાધુ-સંતોના ગ્રથોમા આ સ્થિતિનું વર્ણન કોઈ કોઇ જગ્યાએ આપેલું

જણાય છે. તે વખતના સાધુઓ પણ કેવળ હતાશ અને દીન થઇ ગયા હતા. તાલિકોટની લડાઈ પછીથી માલોજી ભોસલેના કાર્યની શરૂઆત થઈ.

દેશની આ અવનતિ જોઈ ડાહ્યા અને વિચારવંત મનુષ્યોની આંખો ઉઘડી. લોકોને તેઓ આ સ્થિતિમાંથી છૂટવાના ઉપાયો સૂચવવા લાગ્યા. મુસલમાનોને પણ પોતાની સ્થિતિની પરીક્ષા થવા માંડી. હિંદુઓ કરતાં તેમનામાં સંસ્કૃતિ કમી હતી, તેમનાં વૈવાહિક બંધનો શિથિલ હતાં. હિંદુ સ્ત્રીઓને પકડીને તેઓ ખુલ્લી રીતે તેની સાથે લગ્ન કરતા. આ રીતે મુસલમાનોની સંખ્યા વધતી ગઇ. હિંદુઓને આવાં લગ્નો પસંદ નથી હોતાં, તેને તેઓ આસુરી ગણે છે. આવા મુસલમાનો ઘણે ભાગે નામના હતા. તેઓ હિંદુ આચારો પાળતા. કેટલાક ગણપતિને માનતા અને કેટલાક એકાદશી કરતા. અજ્ઞાનવર્ગ ઉપર આવા લોકો જોકે અસર કરી શકયા, પણ હિંદુઓની મદદ વગર ચાલ્યું નહીં, તેથી અધિકારીઓએ કેટલાક ખાનદાન મરાઠાઓને મનસબદારીઓ આપી. અને એ રીતે નવીન રાજ-કુટુંબોની સ્થાપના થઇ. માલોજી ભોસલે તે રીતે બાદશાહી મનસબદાર થયા. આવા સરદારોને હાથમાં લઇ મુસલમાનો રાજ્ય ટકાવી શકયા. માત્ર શાહજી જેવા સરદારો કારણપરત્વે તેને ભારે પડી જતા. પરંતુ એ રીતે હાલના દેશમુખ, દેશપાંડે વગેરે આ વખતમાં નિર્માણ થયા. તેમનું વલણ મુસલમાનો તરફ હતું, અને મુસલમાનોની તાબેદારી કરવામાં તેમને ભૂષણ ભાસતું. મોરે તથા બીજા માવળા દેશમુખ આ પ્રકારના હતા. અને તેથી જ તેઓ શરૂઆતમાં શિવાજીના શત્રુ જેવા હતા. આ લોકોને પોતાના પક્ષમાં લેવાનું કામ પ્રથમ શિવાજીએ કર્યું.

આ પ્રમાણે મુસલમાની રાજ્ય સ્થાપન થવા છતાં હિંદુઓનું સ્વત્વ નષ્ટ થયું નહીં. કોઇ પણ રાજ્યની ચિરસ્થાયિતા જોવાને માટે, જીતનાર રાજ્યે જીતાયલી પ્રજાનું સ્વત્વ કેટલે અંશે નષ્ટ કર્યું

અને મરાઠી શિલેદારો તથા બારગિરો મુસલમાની લશ્કરમાં હતા. વળી મુસલમાન સુલતાનો હિંદુ સ્ત્રીઓ પરણતા, અને તેથી કુદરતી રીતેજ તેઓ તથા તેમની પ્રજા હિંદુઓ માટે લાગણી રાખતાં. વિજાપુરના પહેલા સુલતાન યુસુફ આદિલશાહની સ્ત્રી મુકુંદરાવ નામના બ્રાહ્મણની બહેન હતી. તેનો જ દીકરો પછી ગાદી ઉપર આવ્યો. તે જ રીતે અહમદ નિજામશાહ કુલકર્ણીનો દીકરો હતો. અને ઇમાદશાહીનો સ્થાપનાર પણ મૂળે હિંદુ હતો, અને તેની સ્ત્રી મરાઠા સરદારની દીકરી હતી. આ પ્રમાણે મુસલમાની અમલ ચાલુ રહેવા છતાં હિંદુત્વ નષ્ટ થયું નહોતું.

આ સ્વત્વ કાયમ રાખવાને અનેક મરાઠા સરદારો તથા બ્રાહ્મણ મુત્સદ્દીઓ કારણરૂપ હતા. મલિક ઉત્તુજારે કોકણપ્રાંત જીત્યો તેની મદદમાં દાદો નરસો કાલે નામનો એક હોંશિયાર બ્રાહ્મણ હતો. તેણે કોકણના બળવાઓ બેસાડી દઇ વસુલાતની વ્યવસ્થા કરાવી આપી. કુંબરસેન નામનો એક બ્રાહ્મણ નિજામશાહીમાં મુખ્ય પ્રધાન હતો. ખાનદાન મરાઠાઓને લશ્કરમાં રાખી તેણે મોટા મોટા હોદ્દાઓ અપાવ્યા. આ મરાઠાઓ ડુંગરાઓમાં રહેતા, અને મુસલમાન સરદારોને માનતા નહીં. એમના ઉપર ભરોસો રાખવામાં નહોતો આવતો, એટલે તેઓ નવરા રહી બખેડા કર્યા કરતા. પણ કુંબરસેને તેમને મોટા મોટા હોદ્દાઓ આપી લશ્કરમાં ગોઠવ્યા, અને રાજ્યના લાભમાં તેમને વાળી લીધા. અચલકર્ણ ( અચલોજી જાધવ )ને આ વખતમાંજ પાંચ હજારની મનસબદારી નિજામશાહીમાં મળી. આ અચલોજીનો પૌત્ર લખુજી જાધવ. કુંબરસેનના વખતમાં સંભાજી ચિટનીસ નામના એક ગૃહસ્થને 'પ્રતાપરાવ' એવો કિતાબ મળ્યો અને તેની પરરાજ્યના વકીલ તરીકે નીમણુક થઇ હતી. મુરાર જગદેવ નામનો બ્રાહ્મણ આદિલશાહીમાં લગભગ પચીશ વર્ષ સુધી મુખ્ય પ્રધાન હતો. શાહજીનો વિજાપુરમાં પેસારો આ માણસને લીધે થયેલો. એ માણસે મરાઠા સરદારોનો લાભ લઈ અનેક રાજકીય કામો પાર પાડ્યાં. તેમના

વખતમા મરાઠા તથા મુસલમાન સરદારો વચ્ચે સારો મેળ હતો વિકટ પ્રસગે શાહજીએ તેને સારી મદદ કરવાથી શાહજીના ઉપર તેનો ઘણો સ્નેહ હતો એ જ રીતે મુરારરાવ, જગદેવરાવ, રાયરાવ, કદમરાવ, મદનપત, વગેરે સરદારોએ ઘણી કામગિરી કરેલી મુરારરાવ કુતુબશાહીના છેવટના ભાગમા મુખ્ય પ્રધાન હતો અને શરૂઆતમા જગદેવરાવ તથા રાયરાવ આગેવાન હતા જગદેવરાવે રાજ્ય મેળવવામા મદદ કરેલી હોવાથી બાદશાહની તેના પર ઘણી પ્રીતિ હતી એ બને ગૃહસ્થોએ મરાઠા લોકોને મોટી પદવીઓ આપેલી અને તેને લીધે એ રાજ્યમા મરાઠાઓની ભરતી વિશેષ હતી કદમરાવ આદિનશાહીમા પરાક્રમી જાગીરદાર હતો અને મદનપત કુતુબશાહીમા મુખ્ય કારભાર કરતો

**૩. પૂર્વ તૈયારીનુ સ્વરૂપ**—ઇતિહાસકાર ગ્રાન્ડ ડફ લખે છે, કે "મહારાષ્ટ્રના લોકોમા બીજી પ્રજાથી દબાવી ન શકાય એવુ વિલક્ષણ અભિમાન ઘણા વર્ષોથી ઘૂમાતુ હતુ મોગલ બાદશાહ અને દક્ષિણના મુસલમાન સુલતાનો વચ્ચે વિરોધ ચાલતા એ અભિમાન થોડે અશે પ્રદીપ્ત થયુ અને સહ્યાદ્રિ પર્વત ઉપર ઊગેના ઘાસમા પડેલી ચિનગારીની પેઠે તે અભિમાને એવુ વિલક્ષણ રૂપ લીધુ કે તેનો ભડકો જોઇને દૂર દૂરના લોકોને પણ આશ્ચર્ય લાગ્યુ "

શિવાજીની રાજ્યસ્થાપનાના સમયમા બે મત પ્રચલિત છે એક મત એવો છે કે આકસ્મિક રીતે શિવાજીને સ્વરાજ્ય મળી ગયુ અને બીજો મત એવો છે, કે પહેલાથી જ મરાઠાઓનુ અભિમાન ધીમે ધીમે વધતુ જતુ હતુ મુસલમાની અમલમા તેના પર દબાણ થયુ, પણ તે નષ્ટ થયુ નહોતુ અને અનુકૂળ સધિ મળતાજ ફરી તે પ્રકટ થયુ પહેલા મત ઉપરથી તો એમ ફલિત થાય કે મરાઠાઓમા રાષ્ટ્રીય ભાવના નહોતી અને શિવાજી સ્વયસ્ફૂર્તિથી સાહસ કરી હૈદરની પેઠે કેટલોક વખત પ્રખ્યાત થયો, પણ રાષ્ટ્રનો તેને ટેકો નહી હોવાથી તેનો આરભ બહુ વખત ટક્યો નહીં, અને હિંદુસ્તાનના

ઇતિહાસમાં તેને લીધે કંઈ મોટો ફરક પણ પડયો નહીં. એટલે કે હિંદુસ્તાનના ઇતિહાસમા મરાઠાઓને સ્વતંત્ર સ્થાન આપવાની કંઈ જરૂર નથી, અને મોગલોના સામ્રાજ્ય પછી અંગ્રેજોનુ જ સામ્રાજ્ય શરૂ થયું ગણાય.

સ્વ. રાનડેએ પહેલા મતને તોડી પાડી ઇતિહાસમાં મરાઠી રાજ્યનું મહત્ત્વ સ્થાપન કર્યું છે. તેમણે તથા બીજા વિચારવંત લેખકોએ સાબીત કર્યું છે કે મરાઠાઓમા રાષ્ટ્રીય તેજ મૂળથી હતું. મુસલમાનોના વખતમા થયેલી દુર્દશા તેમનાથી સહન થઇ શકી નહીં. સંતો વગેરેએ પ્રયાસ કરી પૂર્વ તૈયારી કરી અને મુસલમાની રાજ્યની ઉતરતી કળા થતા જ અનેક મરાઠા સરદારો સ્વરાજ્ય માટે પ્રયાસ કરવા લાગ્યા, અને દોઢસો વર્ષ સુધી પરાક્રમો કરી મરાઠી સરદારોએ હિંદુસ્તાનના ઇતિહાસને બદલાવી નાખ્યો. જો ઉચ્ચ સંસ્કૃતિવાળી પાશ્ચાત્ય પ્રજા સાથે પ્રસગ પડયો ન હોત, તો કદાચ મરાઠાનું જ રાજ્ય કાયમ રહ્યું હોત ઇતિહાસનું અધ્યયન શાસ્ત્રની દૃષ્ટિથી કરીએ, તો આ વિચાર જ ખરો લાગે છે, અને મરાઠી ઇતિહાસનુ મહત્વ સમજાય છે.

આ રાજ્ય સ્થાપનાની તૈયારી કોણે કેટલા પ્રમાણમા કરી તે ઠરાવવું કઠણ છે, પણ તે ઠરાવવા માટેની માહિતી અત્યાર સુધી આપી છે. સામાન્ય રીતે એમ કહી શકાય, કે પોતાની પરવા ન કરતા કેવળ બીજાના હિત માટે મથવાની સ્ફુર્તિ સતોના ઉપદેશથી લોકોના મનમા આવેલી અને આ સ્ફુર્તિમાં કેટલીક રાજકીય ભાવના રામદાસે મૂકી. રામદાસ અને શિવાજીના પ્રયાસ સ્વતંત્રપણે જૂદો જૂદો થયો. શિવાજી આકસ્મિક રીતે ઉભો થયેલો બંડખોર નહોતો, પણ તેની તૈયારી કેટલીક પેઢીઓથી ચાલુ હતી તેની જ સાથે કેટલાક વજનદાર સરદારોનાં મન પણ તે કામે લાગેલાં હતાં. આ જ ખરેખરી અને મહત્ત્વની તૈયારી હતી. મુસલમાની રાજ્ય વખતે કેટલાક સરદારો માંડલિક હતા અને તેમની પાસે લશ્કરો રહેતાં.

પ્રસંગે તેમને લશ્કર લઈ રાજ્યની નોકરી કરવા જવું પડતું. આ ઉપરાત ઠેકાણે ઠેકાણે મરાઠા દેશમુખો હતા. સરદારો અને આ દેશમુખોમા કાઇ વિશેષ તફાવત ન હોતો સરદારી મળના પહેલા તેઓ ઘણાખરા દેશમુખ જ હતા દેશમા વસાયત અને વાવેતર કરાવી સરકારી મહેસુલ એકઠું કરવુ એ આ દેશમુખોનુ કામ હતુ. તેની મદદમા હિસાબ વગેરેનુ કામ કરનાર દેશપાડે ઘણા ભાગે પ્રભુ જ્ઞાતિના હતા. દરેક ગામમા જેમ પટેલ અને કુલકર્ણી (તલાટી) હતા તેમ ઠરાવી આપેલા પ્રાત (દેશના ભાગ) માટે દેશમુખ અને દેશપાડે હતા. મોટા પ્રાત માટેના સરદેશમુખ કહેવાતા સરકારી અધિકારીઓ આ દેશમુખો પાસેથી મહેસુલ એક સાથે લેતા. ફલટણમા નિંબાલકર, મલવડીમા ઘાટગે, મરાવડમા માને, જતમા ડફળે, વાડીમા સાવંત અને સિંદખેડમા જાધવ આવા દેશમુખ હતા. શિવાજીના પૂર્વજો ભોસલે પણ મૂળ આવા દેશમુખ હતા. દેશમુખ એ જ તે વખતના તે તે દેશના વતનદાર હતા.

આ દેશમુખો પૈકી માવળા દેશમુખોનો ઇતિહાસ ઘણો ચિત્તાકર્ષક છે, અને તે વખતની સ્થિતિ સમજવા માટે ઘણો ઉપયોગી છે. શિવાજીની કામગિરી સાથે તેનો પ્રત્યક્ષ અને નિકટ સંબંધ છે તેથી તેમની હકીકત શિવાજીના પ્રકરણમા આપવામા આવશે માલોજી અને શાહજીના પ્રવાસમા જે કેટલાક સરદારોનો વિશેષ ભાગ હતો તેમની હકીકત પ્રથમ આપીએ છીએ

૮. મુખ્ય સરદાર કુટુંબો—(૧) શિર્કે–ઘણા વર્ષથી શિર્કે કોકણમા હતા એ પ્રાત જીતના બ્રાહ્મણી સુલતાનોએ ઘણો પ્રયત્ન કર્યો હતો સન ૧૪૦૮ થી ઘણા વર્ષ સુધી કૃષ્ણા અને ગોદાવરી વચ્ચેનો મુલક દુકાળ પડવાથી ઉજડ થઇ ગયો હતો અને ત્યાના મરાઠા સરદારોએ બડ કરીને ત્યાના ડુંગરી કિલ્લાઓ મુસલમાનો પાસેથી લઈ લીધા હતા તથા લોકો પાસેથી કર લેવા માડ્યો હતો સન ૧૪૨૯ મા તેટલા માટે સુલતાન અહમદશાહની કારકિર્દીમા સરદાર

મલિક ઉત્ તુજાર દાદા નરસો કાળે નામના હોંશિયાર બ્રાહ્મણને સાથે લઇને બંડ સમાવવા તથા દેશમાં વસાયત કરાવવા આવ્યો. દાદો નરસોએ એ વસાયત કરી તથા કર વસુલ લેવાની સારી વ્યવસ્થા કરી ( ૧૪૨૭-૧૪૩૯ ). એ તુજાર શિર્કે તરફ તે વખતે ગયો જ નહોતો. ફરી તે અલ્લાઉદ્દીનની કારકિર્દીમાં કોકણ પ્રાંત જીતવાના ઇરાદાથી મોટી ફોજ લઇને આવ્યો ( ૧૪૫૩ ), અને આકણ કિલ્લા ઉપર તેણે પડાવ નાખ્યો. તે વખતે તેણે શિર્કેને કબજે કરી મુસલમાની ધર્મ સ્વીકારવા તેના ઉપર દબાણ કર્યું. શિર્કેની નજીકમાં સંગમેશ્વરની દક્ષિણ બાજુએ ખેળણા પ્રાંતમાં શંકરરાવ નામનો રાજા રાજ્ય કરતો હતો. આ શંકરરાવ મુસલમાન થાય તો પછી હું થઇશ એવું બહાનું કાઢી શિર્કેએ તુજારને એ શંકરરાવ તરફ મોકલ્યો. ખેળણા પ્રાંત ઘણો જ વિકટ અને ભયંકર હતો. શિર્કે તથા શંકરરાવે પ્રપંચ કરીને ત્યાં તુજારને ઠાર માર્યો અને તેના લશ્કરનો નાશ કર્યો. તો પણ શિર્કેનું રાજ્ય તો ગયું જ. પછીથી સન ૧૪૭૩ માં મહમદ ગવાને પહાડી પાયદળ લાવીને ખેળણા તથા આખો કોકણ દેશ જીતી લીધો અને શંકરરાવનું રાજ્ય પણ જીતી લીધું ને તેના બંદોબસ્ત માટે પનાળામાં પોતાનો એક સુબો મૂક્યો. એ શંકરરાવની અટક જણાઇ નથી. જણાઇ હોત તો તેના વંશજો હાલ ક્યાં છે તે શોધી શકાત. એ શંકરરાવ શિર્કેથી પણ બળવાન હતો અને આખી કોકણપટ્ટી તેના તાબામાં હતી. ત્રણસો લડાયક વહાણોની દરિયાઈ સેના તેની પાસે હતી અને ઇરાન તથા અરબસ્તાનના મુસલમાન વેપારીઓ કોકણનાં બંદરોમાં આવીને વેપાર કરતા. આ રીતે મુસલમાની રાજ્યના વખતમાં મરાઠા સરદારો નિરાશ ન થતાં સ્વાતંત્ર્ય મેળવવા માટે ધીમે ધીમે પ્રયાસ કરતા હતા. તેમજ સામી લડાઇ આપવાની તાકાત ન હોય ત્યારે યુક્તિપ્રયુક્તિથી શત્રુને હરાવવાની કળા પણ જૂના વખતથી જ તેઓ જાણતા હતા. શિર્કે અને શંકરરાવના દાખલાથી તેની ખાત્રી થશે.

શિર્કે નામ શિરકાઈ દેવી ઉપરથી પડેલુ છે તેઓ ઘણા વર્ષો સુધી ખહિરવગડ નામે કિલ્લા ઉપર રહ્યા હતા તેમાના વાઘોજી નામના પુરુષને નિજામશાહીના વખતમા રાયરી પ્રાતની સરદેશમુખી મળી પછી તેઓ જાવળી પ્રાતમા આવીને રહ્યા મહાબળેશ્વર એ પ્રાતમા આવેલુ છે અગ્રેજોના કબજામા આવ્યા પહેલા આ પ્રાત ઘણા ભાગે સ્વતત્ર એટલે મરાઠા લોકોના તાબામા હતો આ શિર્કે સરદારો વિજાપુરની સત્તાને બિનકુલ ગણકારતા નહીં તેથી પોતાના ભરોસાના કર્ણાટકના સરદાર મોરેને તેનો બદોબસ્ત કરવા સુબતાને મોકલ્યો મોરેએ એ કામગિરી બરાબર બજાવી શિર્કેને પદભ્રષ્ટ કર્યો (૧૫૭૮) શિર્કેના જોડીદાર ગુજર મોહિતે તથા મહાડિક-નો પણ તેણે બદોબસ્ત કર્યો પછીથી શૃગારપુર નામે ગામમા સુર્વે નામે સરદાર સ્વતત્રતાથી રહેતો હતો તેની પાસે જઇને શિર્કે ગયા ત્યા તેમનો નિવાસ ઘણા વર્ષ રહ્યો શિવાજીએ જાવલીની સાથે શૃગારપુર પણ જીત્યુ અને સુર્વે ત્યાથી ન્હાસી છૂટયા તેના કારભારી શિર્કેની સાથે શિવાજીએ સ્નેહ જોડી એ તાલુકો તેને ઇનામમા આપ્યો અને તેની દીકરી પોતાના દીકરાને માટે લીધી શિવાજીની બીજી સ્ત્રી સોયરાબાઇ પણ શિર્કે કુટુબની હતી શિવાજીની દીકરી રાજકુવરબાઇ શિર્કે કુટુબના ગણોજીરાજેને આપી હતી આ રીતે શિર્કેનુ કુટુબ ઘણ જૂનુ અને ઉચ્ચ પ્રતિનુ હતુ

**(૨) ઘાટગે**—આ કુટુબ મૂળ ખટાવ દેશનુ રહીશ હતુ અને મનવડીની દેશમુખી તેમના પાસે હતી બ્રાહ્મણી રાજ્યના વખતમા તેઓ સરદેશમુખ થયેલા કામરાજે ઘાટગે એ તેમના મૂળ પુરુષ. તેમની પાસે મનસબદારી પણ હતી ઇબ્રાહિમ આદિલશાહે સન ૧૬૨૬મા નાગોજીરાવ ઘાટગેને સરદેશમુખ બનાવ્યા તથા 'ઝુઝાર રાવ' એવો કિતાબ આપ્યો તેમની પાસે જાગીર પણ મોટી હતી 'સર્જરાવ,' 'પ્રતાપરાવ' વગેરે કિતાબો પણ આ કુટુબને મળેલા.

(૩) ઘોરપડે—એમનું મૂળ નામ ભોસલે. કોકણનો એક કિલ્લો ઘોરપડી (પાટલા ઘો)ની મદદથી ઉપર ચઢી તેમણે સર કર્યો ત્યારથી તેઓ 'ઘોરપડે' કહેવાયા તેઓ દેશમુખ હતા કાપશીકર, સોડુરકર, મુધોળકર, ઇનનાઇકર તથા ગુત્તીકર એવી તેની અનેક શાખાઓ છે. આ કુટુંબ બહુ જ જૂનું હોઇ તેને 'હિંદુરાવ' નો તથા 'અમીર ઉલ્ ઉમરાવ' નો ખિતાબ અને કોલ્હાપુર પ્રાંતની સરદેશમુખી મળેલા. બાજી ઘોરપડે વિજાપુરના આદિલશાહને છોડી શિવાજીને મળ્યા અને તેના દીકરા સંભાજી, બહીરજી તથા માલાજીએ મરાઠી રાજ્યની વૃદ્ધિ કરવામાં સારો ભાગ લીધો. આ બાજી સંભાજીને સંભાળતાં લડાઈમાં મરાયો હતો. મુધોળના બાજી ઘોરપડેએ શિવાજી સાથે વિરોધ કરેલો હતો.

(૪) મોહિતે—બીજાં નાના કુટુંબો ઘણાં છે. મોહિતે, ગુજર, માને, ડફળે વગેરે કુટુંબોએ અનેક પરાક્રમો કરેલા છે. હંબીરરાવ મોહિતે શિવાજીના સેનાપતિ હતા. શાહજીની બીજી સ્ત્રી તુકાબાઈ તે આ મોહિતે કુટુંબની કન્યા તેનો પુત્ર વ્યંકાજી તંજાવરમાં રહેલો તેથી મોહિતેનું વજન તંજાવરમાં ઘણું વધ્યું. મસવડમાં માને કરીને સરદાર પ્રસિદ્ધ હતા. વિજાપુરના દરબારમાં તે નામાંકિત શિલેદાર હતા. ડફળે એ મૂળ ચોહાણ હતા. ડફળપુરની પટેલાઈ તેમને મળવાથી તેઓ ડફળે કહેવાયા. તેમની પાસે મનસબદારી પણ હતી. હાલમાં પણ તેનું કુટુંબ જતમાં પ્રસિદ્ધ છે.

દીકરા હરજીરાજે ઉપર શાહજીની પ્રીતિ ઘણી હતી. શિવાજીએ સન ૧૬૬૮ ના સુમારમા હરજીરાજેને પોતાની દીકરી આપી. તે કર્ણાટકમા રઘુનાથ નારાયણ હનમંતે પાસે રહી તે પ્રાંતનો બંદોબસ્ત રાખતો. ગણોજી સિંધે તથા મહાદજી નિંબાળકર એ ત્રણે શિવાજીના જમાઇઓ રાજ્યને ઘણા ઉપયોગી થયેલા. તેમણે સંભાજીને પણ મદદ કરેલી. હરજીરાજે કર્ણાટકમા જીંજીના સુબેદાર તરીકે બહુ વર્ષ સુધી હતા. જીંજીના ઘેરા વખતે તે મરણ પામ્યા (૧૬૯૪).

(૬) મોરે—મોરે અને ધુળપ એ એકજ. તેઓ મૂળ હિંદુસ્તાનના ચતુર્દ્વીપના રહીશ. આ કુટુંબ ઘણું પ્રાચીન છે અશોક (મૌર્ય) ના એ વંશજ જણાય છે. ચાલુકય પુલકેશીએ સન ૫૫૦ ના સુમારમા મૌર્યને જીત્યાની હકીકત મળી આવે છે. પછીથી મોરે નામનો સરદાર કર્ણાટકમાં નાયક તરીકે પ્રસિદ્ધ થયો. યુસુફ આદિલશાહે તેને ૧૨૦૦૦ પાયદળની સરદારી આપી નીરા અને વારણા નદી વચ્ચેનો પ્રદેશ જીતવા મોકલેલો. એ પ્રદેશ શિર્કે, ગુજર, મોહિતે, મહાડિક વગેરે મરાઠી સરદારોના તાબામાં હતો. આ સરદારો આદિલશાહને ગણકારતા નહીં. લાંબા વખતથી તેઓ લડયા કરતા. મોરેએ એ પ્રદેશ કબજે કર્યો, ને તેને આદિલશાહે ચંદ્રરાવનો કિતાબ આપી જાવળીના રાજા બનાવ્યા. તે તરફનો માવળાનો વિકટ પ્રદેશ પણ તેણે છતી તાબામા લીધો. પછીથી પણ નિજામપુરને અનેક વખત સારી મદદ કરવાથી આદિલશાહનો તેમના પર વિશેષ ભરોસો બેઠો અને તેમને 'ધુળપ' એવો બહુ માનનો કિતાબ આપ્યો. યશવંતરાવ મોરેએ આદિલશાહ વતીની લડાઇમાં બુરાન નિજામશાહીનું લીલું નિશાન કબજે મેળવ્યું (૧૫૨૮-૨૯). તે નિશાન મોરેને બક્ષિસ મળ્યું. સાત પેઢી સુધી મોરેએ જાવળીમા રાજ્ય કર્યું. એ પ્રાંતનો લૂખો જંગલી ભાગ તેણે સંપન્ન કર્યો. હનમંતરાવ, સૂર્યરાવ અને ચંદ્રરાવને શિવાજીએ જીત્યા. વિજયદુર્ગમાં રહેતા મોરે કુટુંબના આનંદરાવ ધુળપને બાલાજી બાજીરાવ પેશ્વાએ

આરમાર ( દરિયાઇ કાફલો ) નો સુબો બનાવેલો ( ૧૭૫૪-૧૭૯૪ ). મોરે સરદારો આદિલશાહ સાથે નમ્રભાવે વર્તતા અને આદિલશાહ પણ તેમની પાસેથી વિશેષ ખંડણી લેતા નહિ.

**(૭) વાડીના સાવંત**—સાવંતવાડી નામના ન્હાના સંસ્થાનના રાજાઓ ભોસલે કરીને થયા. તેઓ સાતારાના ભોસલેની પેઠે પોતાની ઉત્પત્તિ ઉદેપુરના કુટુંબથી ગણાવે છે. તેમનો મૂળ પુરુષ માંગસાવંત પંદરમા શતકમાં દક્ષિણમાં આવ્યો અને તે વાડી પ્રાંતના હોડવડે ગામમાં રહ્યો. તે વખતે એ ભાગ વિજયનગરના તાબામાં હતા. વિજયનગરનો પરાભવ થતાં તે વિજાપુરના તાબામાં ગયો. તે કુડાળ પરગણાની દેશમુખી એક પ્રભુને આપવામાં આવી હતી. એ પ્રભુ તે કારણથી તે ભાગમાં પુરકળ રહેલો હોઈ તેને આ સાવંતો સાથે ભારે ચકમક ચાલેલી. એ પ્રભુ દેશમુખ પાસે દળવી નામનો મરાઠા સરદાર સેનાપતિ હતો. પછીના વખતમાં આ દળવી તથા સાવંતે મળી જઇ એ દેશમુખને હરાવ્યો. સન ૧૬૨૭ માં એમ સાવંતે વિજાપુરના સુલતાન પાસેથી કેટલાક પ્રાંતોની દેશમુખી મેળવી તેના વંશજોએ પછીથી પ્રભુ દેશમુખનો પુરેપુરો નાશ કર્યો અને આખા કુડાળ પ્રાંતની દેશમુખી મેળવી. દેશમુખીના કામ ઉપરથી ઘણાં કુટુંબો 'દેસાઇ' અને 'સરદેસાઇ' પણ પછીથી કહેવામાં. એજ ધોરણે આ સાવંતો પણ સરદેસાઇ કહેવાયા, અને હજી પણ કહેવાય છે.

શિવાજીના વખતમાં લખમ સાવંત પરાક્રમી હતો. તેણે પ્રથમ વિજાપુરની મદદ લઇ શિવાજી જોડે વિરોધ કરેલો, પણ પછીથી આપણું કાંઈ ચાલતું નથી એમ જોઇ, તેણે પીતાંબર શેણવીને શિવાજીની પાસે મોકલી સુલેહ કરી. ( ૧૬૫૯ ). એ સુલેહને પરિણામે શિવાજીએ તેમના કિલ્લા તથા થાણાંઓ તેમને પરત સોંપ્યાં અને ત્રણ હજાર લશકર સાથે તેમણે મદદ કરવી એમ ઠર્યું. પણ

એ સુલેહ બહુ વખત ચાલી નહી. શિવાજીએ રાગણાનો પ્રસિદ્ધ ગઢ લીધો એટલે આ સાવંતે વિજાપુરની મદદ લઇ ફરી લડાઈ જગાડી. એ લડાઈ સંભાજીના વખત સુધી ચાલુ રહી વિજાપુરનો પરાભવ થતાં તેણે એ રંગઝેબનો આશ્રય લીધો, પરંતુ સમય પ્રમાણે વર્તીને તે ઘણે ભાગે બધાથી અલગ રહીને સ્વતંત્ર કારભાર કરતો હતો. એ વખતે બીજો ખેમ સાવંત એ કુટુંબમા આગેવાન હતો તેણે ચરાડા નામે ગામમાં નિવાસ કર્યો હતો એનું જ નામ પછીથી સુંદરવાડી પડ્યુ. એ સાવંતે સેનાપતિ, દરકદાર, આશ્રિતો વગેરેને વતન દઇ વસાવ્યા પછીથી સાતારાના શાહુ મહારાજનું સ્વામિત્વ એમણે સ્વીકાર્યું હતુ

(૮) **ફલટણના નિંબાલકર**—આ કુટુંબ ઘણું જૂનું છે. છસો સાતસો વર્ષથી તે રાજ્ય ભોગવે છે. નવમા શતકના આરંભમાં ધારમાં પરમારવંશી રજપૂત રાજાઓનું રાજ્ય હતુ. તે ગાદીએ મુંજ, ભોજ વગેરે પરાક્રમી રાજાઓ થઇ ગયા. દિલ્લીના સુલતાને તેના પર અનેક હલ્લા કરેલા. તે વખતે નિંબરાજ પરમાર દક્ષિણમાં આવીને રહ્યા. નિંબરાજ જે ગામમા રહ્યા તેને નિંબાલક અને તે પરથી તેના વંશજો નિંબાલકર કહેવાયા. પછીથી તેમણે ફલટણ વસાવ્યું અને વતન મેળવી ત્યાં રહ્યા. મહંમદ તઘલખના વખતમા તેમને નાયકનો કિતાબ અને ફલટણની દેશમુખી મળ્યાં. પછીથી નિંબાલકરનું મહત્ત્વ આદિલશાહીમા વિશેષ થયું.

જૂદા જૂદા ભાગમાં જૂદા જૂદા કુટુંબો પ્રસિદ્ધિમાં આવ્યાં. તેમા જાધવ તથા ભોસલે નિઝામશાહીમાં અને ડફળે, ઘાટગે, ઘોરપડે, મોરે, તથા નિંબાલકર આદિલશાહીમા પ્રસિદ્ધિમા આવ્યા. એ બધામાં તે વખતે નિંબાલકર પ્રમુખ હતા. તે કુટુંબમાં જગપાળરાવ નાયક બહુ શરીર થયા. સન ૧૫૬૯ ના અરસામાં તે વીશ વર્ષની વયે ફલટણનો કારભાર ચલાવતા હતા. ભોંસલે દરસાલ નિયમિત રીતે શંભુ-મહાદેવની યાત્રાએ જતા અને તેનો મુકામ. રસ્તામા

નિંબાલકરને ત્યાં થતો. એક વખત બાલાજી ભોંસલે અને તેના બે પુત્ર માલોજી તથા વિઠોજીએ જગપાળરાવની મુલાકાત લઇ કામગિરી માગી. જગપાળરાવ અને માલોજી સમવયસ્ક હતા, તેમણે આ ભોંસલે ભાઈઓની હિંમત, જુવાની તથા શૌર્ય જોઇને બંને ભાઇઓને પોતાની પાસે રાખ્યા અને બારમો હોનની આસામી બાંધી આપી. તેની પહેલાં માલોજી દેવગિરીમા જાધવને ત્યાં ન્હાની નોકરી કરતા હતા. નિંબાલકરે તેને આશ્રય આપવાથી બંનેનો સંબંધ વધ્યો. જગપાળરાવ આજુબાજુનો મુલક વધારતા હતા આ કામમાં માલોજી તથા વિઠોજીએ તેને સારી મદદ કરી. એમ કહેવાય છે કે સન ૧૫૯૦-૯૨ ના અરસામાં જગપાળરાવનું લશ્કર કોલ્હાપુર તરફ કોઇ ભાગ જીતતું હતું, તેવામાં તેના ઉપર આદિલશાહનું લશ્કર ચઢી આવ્યું. લડાઈ થઇ તેમાં આ ભોંસલે ભાઈઓએ જીવની પરવા ન કરતાં ઉત્તમ શૌર્ય દાખવી જગપાળરાવનો પક્ષ સંભાળ્યો. પરિણામે ભોંસલે ઉપરની પ્રીતિ ઘણી વધી અને વિજાપુરના દરબારમાં તેની કીર્તિ પ્રસરી. આ હકીકત નિઝામશાહીમા પહોંચતાં તેમણે ભોંસલેના વતન જપ્ત કર્યા હતાં તે છોડી મૂકી પરત આપ્યાં અને શર્જે એવો કિતાબ આપ્યો. ભોંસલે ભાઇઓ તેથી નિઝામશાહીમાં ગયા. અને આ રીતે ભોંસલેનો ભાગ્યોદય જોઇ જગપાળરાવે પોતાની બહેન માલોજી-ને આપી. આ બાઇ તે શાહજીની માતા દિપાબાઈ. નિંબાલકર જેવા ઉચ્ચ પરમાર રજપૂત કુળના હતા, તેવા જ ભોંસલે પણ ઉદેપુરના ઉચ્ચ કુળના હતા એવી ખાત્રી ઉપરથી આ સગપણ થયેલું. આ સંબંધથી ભોંસલેનું મહત્ત્વ વધ્યું અને નિંબાલકર જેવા વજનદાર સરદારની સહાયથી શાહજીનો શિવાજી પછીનો પ્રયાસ સરળ થયો. જગપાળરાવના આશ્રયને લીધે જ જિજાબાઇનું લગ્ન શાહજી સાથે થયું અને પછી જ્યારે શાહજીએ શાહજહાં સાથે લડાઈ કરી ત્યારે પણ જગપાળરાવે તેને સારી મદદ કરી. આ લડાઈમાં જ જગપાળરાવ સન ૧૬૨૯ માં અહમદનગર નજીક મરણ પામ્યો.

પછીથી તેનો મોટો દીકરો સુધોજીરાવ ફલટણનો અધિકારી થયો. તેને બે સ્ત્રીઓ હતી. મોટી સ્ત્રીને સાબાજીરાવ અને જગદેવરાવ તથા ન્હાની સ્ત્રીને બજાજીરાવ અને સઇબાઇ એ પ્રમાણે સંતાન હતાં. આ સાવકા ભાઇઓમા કલહ થયો અને તેથી સાબાજીરાવ તથા જગદેવરાવ એ બંને ભાઇઓ ઘર છોડી મા સાથે વિજાપુર જઇ રહ્યા. ત્યા દરબારમા ખટપટ કરી તેમણે વતનમાથી બે ગામ સ્વતંત્ર મેળવ્યા. આ રીતે નિંબાલકરની જાગીર કુટુંબકલહના પરિણામે તુટી. તે પછી સુધોજીરાવ આસપાસ બખેડા કરવા મા-યો તેથી તેને આદિલશાહે હરાવ્યો અને બંડખોર ઠરાવી સતારાના કિલ્લામાં કેદ રાખ્યો. ત્યા તે સાત વર્ષ રહ્યો, અને તેટલો વખત ફલટણની જાગીર જપ્ત કરી. સુધોજીરાવે નાની સ્ત્રી તથા તેનાં છોકરાને પોતાની પાસે બોલાવી લીધા હતાં. શાહજીએ પ્રયાસ કરી સુધોજીને કેદમાથી છોડાવ્યો. તેને લીધે તે બંને વચ્ચે ઘણો પ્રેમ થયો, અને શિવાજી વેરે સુધોજીએ પોતાની દીકરી આપી. તેમનું લગ્ન ૧૬૩૯ ના અરસામાં થયું જણાય છે.

શિવાજીએ પછીથી સ્વતંત્ર થવા માટે જે પ્રયાસ કર્યો, તેમાં સુધોજીની મદદ હતી; પણ વિજાપુર દરબારને તે પસંદ ન હોતું. સુધોજીનો ઇરાદો એવો હતો કે મારી ગેરહાજરીમા ફલટણની જાગીર બજાજીને મળે. પણ તેની મોટી સ્ત્રીના દીકરા તેમ થવા દેવા રાજી ન હોતા. છતાં સુધોજીએ ખટપટ કરી બજાજી માટે પરવાનગી મેળવી, તેથી મોટી સ્ત્રીના દીકરાઓ લડવા ઉઠ્યા. એ લડાઇમાં એક વડના ઝાડ નીચે સુધોજી તેના દીકરાના હાથે મરાયો. (૧૬૪૪) હજી પણ એ વડ 'બાપમાર' વડ તરીકે ઓળખાય છે, અને બજાજીને પકડી વિજાપુર લાવ્યા. બાપના અપરાધ માટે તેને જીવતો મારી નાખવાનો હુકમ થયો. પણ માને, ઘાટગે, ઘોરપડે, વગેરે સરદારોએ વિનંતિ કરી એ હુકમ રદ કરાવ્યો. પછીથી બજાજીએ મુસલમાન ધર્મ સ્વીકાર્યો. આદિલશાહની દીકરી સાથે લગ્ન કર્યાં

અને પરવાનગી મેળવી ફલટણ આવ્યો. (૧૬૫૧) ફલટણમાં આજ પણ બજાજીનો ઘુમટ છે. બજાજીને પછીથી જિજાબાઇએ પ્રાયશ્ચિત્ત અપાવી જ્ઞાતિમાં લીધેલો અને તેના વેરે શિવાજીની દીકરી સખુબાઇને પરણાવેલી. ફલટણના આ કજીઆથી અને બજાજીના ધર્માન્તરથી શિવાજીને અસર થયેલી, એ કહેવાની જરૂર નથી.

(૯) સિંધખેડના જાધવ—દેવગિરીના રામદેવ યાદવના આ વંશજો. રામદેવનો પુત્ર શંકરદેવ અને તેનો પુત્ર ગોવિંદદેવ. આ ગોવિંદદેવે હુસન ગંગુને બ્રાહ્મણીરાજ્ય સ્થાપવામાં મદદ કરેલી. પછીથી એ બાગલાણ વગેરે ભાગમાં કેટલોક મુલક મેળવી રહેલો. તેના દીકરા ઠાકુરજીને ખાનદેશમાં દેશમુખી મળી. તેના દીકરા ભૂષણદેવે બીજો કેટલોક મુલક મેળવી પોતાનું વજન વધાર્યું. તેના દીકરા અચલોજીને દિવાન કંબરસેને પાંચ હજારની મનસબદારી આપી. તેનો દીકરો વિઠ્ઠલદેવ તાલિકોટની લડાઇ વખતે મુસલમાનોના પક્ષમાં હતો. તેના દીકરા લખૂજીએ ચાંદબીબીને સારી મદદ કરેલી. તેની પાસે દસ હજારની મનસબ હતી. લખૂજીની સ્ત્રી માલસાબાઈ અને તેની દીકરી જિજબાઇ. જિજબાઇથી તેનો સંબંધ ભોંસલે સાથે જોડાયો. લખૂજીનો દીકરો અચયોજી, તેનો દીકરો સંતોજી, અને તેનો દીકરો શંભુસિંગ. ધનોજી જાધવ જે પછીથી ઇતિહાસમાં ઘણો પ્રસિદ્ધ થયો છે, તે આ શંભુસિંગનો દીકરો. ખાનદેશ ગેઝેટિયરમાં આ જાધવ કુટુંબનો ઇતિહાસ આપવામાં આવ્યો છે.

૫. **ભોસલેનું પૂર્વવૃત્ત**—આ કુટુંબ ઘણું જ પ્રાચીન છે. તેના મૂળ માટે પુષ્કળ ચર્ચા ચાલેલી હોવા છતાં નિશ્ચયાત્મક માહિતી હજી સુધી મળેલી નથી. તેની ઉત્પત્તિ ઉદેપુરના ક્ષત્રિય રાજાઓથી જણાય છે. નિંબાલકરે અને જાધવે તેના સાથે સગાઇ સંબંધ કર્યો તે પરથી જ તેના ઉચ્ચ કુળ માટે સંશય રાખવા કારણ નથી. ઘણાં મરાઠા કુટુંબો ઉત્તરમાંથી આવેલાં છે, તે જ પ્રમાણે આ પણ આવ્યું

હોય એ સંભવિત છે. એમ જણાય છે કે રાણા લક્ષ્મણસિંહનો પૌત્ર સુજનસિંહ ઉદેપુર છોડી સોંધવાડે આવ્યો અને ત્યા ચાર પેઢી સુધી રહ્યો તેનો વંશજ દેવરાજજી સન ૧૪૧૫ મા નર્મદા ઓળગી દક્ષિણમા આવ્યો ભોસાજીના નામ ઉપરથી તેનો વશ ભોસલે કહેવાયો. ભોસાજીના વંશજ પૈકી ખલકર્ણ તથા મલકર્ણે દક્ષિણમાં આવી નિજામશાહીની નોકરી કરેલી. તે દરેકને દોઢ હજાર સવારની મનસબદારી મળેલી. એ બંનેને ખેલોજી તથા બાલોજી પણ કહેતા. બાલોજીના મરણ વખતે તેનો દીકરો બાબાજી ભોસલે સગીર હતો એટલે બધું વતન સરકારમા જપ્ત થયુ, અને બાબાજી મોટો થતા તેણે કૃષ્ણા તથા ભીમા નદીને કાંઠે કેટલાક ગામોની પટેલાઈ લીધી. પછીથી બીજાં વિશેષ વતનો પણ મળ્યા અને નિજામશાહીમાં તેમની ચડતી થઈ. બાબાજી સન ૧૫૩૩ મા જન્મ્યો. તેના દીકરા માલોજી તથા વિઠોજી. તેના જન્મ ૧૫૫૦ તથા ૧૫૫૩ માં થયા. એ બંને ભાઇઓએ લખૂજી જાધવની પાસે બારગીર તરીકે નોકરી સ્વીકારેલી. (૧૫૭૭) ત્યાં તેમણે લખૂજીની સારી પ્રીતિ સંપાદન કરી. માલોજી આ વખતથી વેરળમાં રહેવા લાગ્યો. એ શરીરે બહુજ લટ્ઠ હતો. તેની સવારીથી ઘોડાઓ તૂટી જતા. તેથી લખૂજી જાધવે તેને દેવડી-દરવાનની નોકરી આપી. પણ તેથી સંતુષ્ટ ન થતાં તે ફલટણના નિંબાલકર પાસે ગયો. ત્યાં તેણે પરાક્રમ કરી બતાવ્યાં અને જગપાલરાવ નિંબાલકરે પોતાની બહેન દીપાબાઇ તેને પરણાવી વળી. તેની હોંશિયારી જોઈ ભલામણ કરી તેને શિલેદારી અપાવી. માલોજીએ પછી પોતાની પાયગા વધારી સરકારની મોટી મોટી કામગિરીઓ બજાવી આપી. વિઠોજીને આઠ પુત્ર થયા, પણ માલોજીને એકે નહોતો. તેથી દીપાબાઇએ ઘણા વ્રત વગેરે કર્યા. છેવટે નગરના પીર શાહશરીફની માનતા કરવાથી સન ૧૫૯૪ માં પુત્ર થયો. તેનું નામ પીરના નામ ઉપરથી શાહજી પાડ્યુ. સન ૧૫૯૭ માં બીજો દીકરો થયો તેનું નામ પણ તે પીરના નામ ઉપરથી શરીફજી પાડ્યું.

મરાઠાઓનો ખાસ ટેકી સ્વભાવ ભોસલેમાં સારી રીતે જણાઇ આવે છે. તેમની સાથે જેઓ સલુકાઇથી વર્તે, તેમની - સાથે તેઓ માયા રાખે; પણ જેઓ દબાવવા ઇચ્છે, તેમનો દાબ તેઓ ચાલવા દે નહીં. ઉદેપુરથી દક્ષિણમાં આવવાનું પણ આવું જ કારણ હશે. શાહજીનાં લગ્ન, તેણે કરેલાં કામો અને શિવાજીનું ચરિત્ર જોતા પણ તેમનો સાહસિક અને દૃઢનિશ્ચયી સ્વભાવ જણાઈ આવે છે. નિજામશાહીમાં માલોજીની પ્રતિષ્ઠા વધતી ચાલી હતી તેવામાં સન ૧૫૯૯ માં હુતાશનીના તહેવારોમાં રંગપંચમીના દરબારમાં તે બાળક શાહજીને સાથે લઈ જાધવને ઘેર પાન સોપારી માટે ગયો હતો. ત્યાં એક ક્ષુલ્લક બનાવ બનતાં આ કુટુંબના ઇતિહાસમાં ઘણો ફેરફાર થઈ ગયો. શાહજી સ્વરૂપવાન અને ચપળ હતો. તેને જાધવે લાડમાં પોતાની પાસે બેસાર્યો. જાધવને જિજાબાઈ નામે દીકરી હતી તે આ વખતે ત્રણ વર્ષની હતી. તે પણ દરબારમા પિતા પાસે આવીને બેઠી અને બાલસ્વભાવથી આ બંને બાળકો એક બીજા ઉપર રંગ ગુલાલ નાખવા લાગ્યાં. જાધવે તે જોઈ વિનોદમાં કહ્યું, કે "દીકરી, તને આ વર પસંદ છે કે શું? આ જોડી બહુ સુંદર દેખાય છે." વિનોદથી કહેલા આ શબ્દો પકડી લઇ માલોજી બધાની સમક્ષ બોલ્યો, કે "સાંભળજો, આ જાધવ શું બોલ્યા છે? આજથી એ અમારા વેવાઈ થયા." સ્હેજ વિનોદનું પરિણામ આવું આવશે એમ જાધવે ધારેલું નહીં. તેની સ્ત્રી માલસાબાઇને તો માલોજીના આ ઉદ્ધતપણા માટે બહુ ગુસ્સો ચડ્યો. માલોજી આપણી બરોબરીનો સરદાર નથી. પૈસા તેમજ માન બંને રીતે એ આપણી જોડી ન ગણાય, એટલે તેની જોડે આપણો સંબંધ ન હોય, વગેરે વાક્યો તે બોલી ઊઠી. જાધવે પણ એ સંબંધ બાધવા હું તૈયાર નથી એવો જવાબ માલોજીને આપ્યો. માલોજીને તેથી ઘણું ખોટું લાગ્યું. પોતાનું કુળ હલકું ન છતાં કેવળ પૈસા ન હોવાના કારણે આ સંબંધ થતો નથી એમ લાગતાં, તે કોઇ પણ ઉપાયે એની દીકરીને શાહજી માટે લેવાના નિશ્ચય ઉપર

આવ્યો. માલોજી તુલજાપુરની ભવાની માતાનો એકનિષ્ઠ ભક્ત હતો. તેની ઉપાસના કરતાં દેવીએ દર્શન દઈ તેને વચન આપ્યું કે "તારો મનોરથ સિદ્ધ થશે, અને તારા કુળમા શ્રી સાંબનો અવતાર શક ચલાવનાર થશે." આ વચનના ખરાપણા માટે દેવીએ નજીકના રાફડામા દ્રવ્ય બતાવ્યું. જે ખોદતાં માલોજીને એ પ્રમાણે દ્રવ્ય મળ્યું અને તે શ્રીગોંદેમા શેષાપ્પા નાઇકને ત્યાં લાવીને મૂક્યું. પછી ઘણા પ્રકારના દાન ધર્મ કરીને તેણે કીર્તિ વધારવા માંડી. ઘોડાઓ ખરીદીને પાયગા વધારી. શ્રી શિખર મહાદેવમાં એક તળાવ બંધાવ્યું. તથા વેરળના કૃષ્ણેશ્વરના દેવળને સમરાવ્યુ. આવા ઘણાં કામો કરીને તેણે જાધવ પાસે કન્યાની પુનઃ માગણી કરી. પણ જાધવે પોતાનો આગ્રહ છોડયો નહીં. ત્યારે દરબાર મારફત દબાણ ચલાવવાના ઇરાદાથી જગદેવરાવ દ્વારા માલોજીએ દરબાર પાસે આ વાત મૂકી. શાહજી આ વખતે ઉછરતી ઉમરનો પણ સારો દેખાવડો અને આશાજનક હતો. અને મરાઠાઓ રાજ્યને ઘણા ઉપયોગી છે, તથા માલોજી પરાક્રમી છે એમ જાણી દરબારે માલોજીને પાંચ હજારની મનસબદારી, 'રાજે' એવો કિતાબ, શિવનેર તથા ચાકણના બે કિલ્લાઓ અને પુના તથા સુપા એ બે પરગણાં જાગીર તરીકે આપ્યાં. તેમજ જાધવને કહીને જિજાબાઈ પણ શાહજી વેરે અપાવી. આ રીતે એ બંનેનાં લગ્ન સન ૧૬૦૪ ના એપ્રિલમાં ઘણાજ ઠાઠથી થયાં. લગ્નસમારંભમાં દરબાર પોતે આવેલા. માલોજી સન ૧૬૧૯માં મરણ પામ્યો. શાહજી તે વખતે રાજ્યની ઉથલપાથલ કરવામાં પડયો હતો

ભોસલે કુટુંબનો સંબંધ આદિલશાહીમાંના નિંબાલકર સાથે ચયોજ હતો. પછીથી નિઝામશાહીમાં જાધવ સાથે થયેલો. એ બંને રાજ્યમા પગપેસારો થાય એવા હેતુથીજ માલોજીએ જિજાબાઇ લેવા ઘણો પ્રયાસ કર્યો. રંગપંચમીના દરબારનું તો બહાનું મળ્યું. વસ્તુતઃ એ બંને રાજ્યમાં પોતાનું વજન વધારવાનો માલોજીનો પ્રબલ મૂળથી હતો. માલોજીથી ચડતું કામ શાહજીએ અને શાહજીથી ચડતું કામ

શિવાજીએ કર્યું. એટલે માલોજીના વખતથીજ સ્વરાજ્ય માટે વાતાવરણ ધીમે ધીમે તૈયાર થવા લાગ્યું.

નિઝામશાહીને મોગલો સાથે વિરોધ ચાલતો હતો તે વખતે પોતાનો પક્ષ સબળ કરવાને **માલોજીને** આ જાગીર વગેરે આપેલાં. એ જાગીરનો ઘણો ભાગ મૂળ મોગલોનો હતો તેથી તેને સંભાળી રાખવાને **માલોજીને** ઘણો પ્રયત્ન કરવો પડ્યો. એટલે કદાચ મોગલો ઉપર દાબ બેસાડવાને આ જાગીર **માલોજીને** આપેલી હશે, પણ એમ થવાથી **માલોજીને** મોગલો, નિઝામશાહી તથા આદિલશાહી એમ ત્રણ રાજ્ય સાથે પ્રસંગ પડ્યો અને અનેક યુક્તિઓ કરી તેણે પોતાની જાગીરનું સંરક્ષણ કર્યું. આ પ્રયત્નમાં એ કુળના રાજકીય ગુણો વધતા ચાલ્યા. **માલોજીની** મદદમાં **શાહજી** હતો જ. એટલે **શાહજીને** ન્હાનપણથી એ પ્રકારનું અપ્રતિમ શિક્ષણ મળ્યું.

**૬. મરાઠાઓના ઉદયની સિદ્ધતા**—અત્યાર સુધી આપેલી હકીકતથી એટલું તો જણાઇ આવ્યું હશે કે મરાઠા લોકોની પ્રતિષ્ઠા રાજદરબારમાં ઉત્તરોત્તર વધતી ગઈ. શાહજીના વખતથી ભવિષ્યના કામનો ખરો આરંભ થયો. સઘળા મરાઠા સરદારો અને દેશમુખોને એક કર્તવ્ય તરફ જોડવાનું કામ પ્રથમ શાહજીએ અને પછી શિવાજીએ કર્યું. બ્રાહ્મણીરાજ્યના અમલ તળે મરાઠાઓને લડાઈ તથા રાજકારભારનો અનુભવ મળવા લાગ્યો અને એ રાજ્યની પાંચને બદલે ત્રણ શાખા થતાં મરાઠાઓની ઇચ્છા વધતી ચાલી. એ ત્રણેના વિગ્રહમાં પોતાનું મહત્ત્વ સ્થાપવું તેમને સુગમ પડ્યું. એટલું જ નહીં, પણ તેમના વગર એ ત્રણેને ચાલે જ નહીં એવી સ્થિતિ થઇ પડી. મોગલ બાદશાહોએ આ રાજ્યોનો નાશ કરવા પ્રયત્ન કર્યો, એ મરાઠાઓને બહુ અનુકૂળ થઈ પડ્યું. બારોબાર મુસલમાની સત્તાનો નાશ થતો જોઇ તેમને સ્વરાજ્યના અંકુરો ફૂટવા લાગ્યા. અકબર, સલીમ તથા શાહજહાંએ અત્યંત પરિશ્રમ કરીને દક્ષિણ દેશ અને ખાસ કરીને અહમદનગરનું

રાજ્ય કબજે કરવામાં પોતાની જ શક્તિનો નાશ કર્યો. એ દેશ વિકટ, તેના પહાડી ભાગોમા ઉત્તરના વૈભવી લશ્કરને ફાવવું મુશ્કેલ અને કદાચ એ દેશ જીતાય તો પણ તેને તાબામા રાખવો ઘણો કઠણ, આવો વિચાર કરીને એ બાદશાહો જો આ ભાંજગડમાં પડ્યા ન હોત, તો કદાચ તે તેમના લાભનું થાત. પણ જે થયુ તે મરાઠાઓને માટે બહુ જ લાભનુ થયુ ત્રણ બાદશાહોએ સતત્ પ્રયત્ન કરીને જે દેશ જીત્યો, તેના ઉપર પોતાની સત્તા કાયમ રાખવાની પછી તેમને ફુરસદ જ મળી નહી, અને ચાલતો વહીવટ બદલાવી નવીન વહીવટ સ્થાપવાનુ કામ પણ તેમણે કર્યું નહીં. ઔરંગઝેબ જેવા કુશળ પુરુષથી પણ મરાઠાઓને દાબમા રાખવાનુ બન્યુ નહીં. રજપુતાનાનો પ્રદેશ સપાટ હોઈ લશ્કર લાવવાને અનુકૂળ હોવાથી તથા તે નજીક હોવાથી રજપૂતો ઉપર તેની સત્તા જામી, પણ દક્ષિણમા તેમ બન્યુ નહી. ઉલટું, દક્ષિણ દેશ જીતવા—માટે જે લડાઇઓ વગેરે ચાલી તેથી મરાઠાઓને યુદ્ધકળાનું અને બીજું શિક્ષણ મળ્યું. રાજ્યની ઉથલપાથલો કેમ થાય છે, પહાડી પ્રદેશમા લડાઈ કરવા માટે શી શી તૈયારી રાખવી પડે છે, મોગલોએ કઈ કઇ ભૂલો કરી તથા આપણો દેશ આપણે કબજે રાખવામાં કઇ કઇ બાબતોની જરૂર છે તેનું તેમને અનાયાસે શિક્ષણ મળ્યું.

હિંદુસ્તાન આખામા મુસલમાની સત્તા ફેલાયલી છતાં એકલા મહારાષ્ટ્રમા જ સ્વતંત્ર સ્વરાજ્ય સ્થપાયું, અને બીજે કયાય કેમ ન સ્થપાયું તે સવાલ વિચારવા જેવો છે. તેને માટે જોઈતી ઐતિહાસિક માહિતી બીજા ભાગોની જોડે મળી આવી નથી, તો પણ એક બે વિશેષ કારણો તો તેનાં સ્પષ્ટ છે. એક તો મહારાષ્ટ્રની કુદરતી રચનાત જ બીજા કરતા ઘણી જૂદી છે. તે સમયમાં એવા પહાડી પ્રદેશમાં બંદોબસ્ત કરવાનુ ઘણું મુશ્કેલ થઇ પડતું હતું. રસ્તા વગેરે ન હોતા. વિકટ કિલ્લાઓનો આશ્રય લઈ ત્યાંના લોકોને લડવા માટે અનુકૂળતા હતી. બીજું પહાડી પ્રદેશના લોકો પણ વિશેષ કરડા હોય

છે. એ માટે સ્ટોર મોગલોના પક્ષમાં ભળ્યો અને તેને તથા તેના સંબં-
સરખામણી વિરગલોએ મોટી મોટી મનસબદારીઓ આપી ( ૧૬૨૧ ).
મપાટ અને શાહજી તથા જાધવ વચ્ચેનો વિરોધ વિશેષ વધી પડયો. વળી
તે ભાગનાર સાથે પણ શાહજીને પછીથી બગડયું. મુર્તૂજા (નિજામ-
ી મા ) ઘણી કુશળ હતી. તેનો વિશ્વાસ શાહજી ઉપર વિશેષ
સાથ ેા. એક બીજા આબાજી અનંતની પણ તેને મદદ હતી. એ
તેની સલાહ પ્રમાણે મુર્તૂજા તથા તેની મા ચાલતાં. મોગલો રાજ-
જણુ ની પર ચડી આવ્યા અને એમ જણાયું કે તેની સામે ટકી શકાશે
વાને ી એટલે મૂર્તૂજા તથા તેની માને લઈને શાહજી માહુલીના કિલ્લા
હા પર ગયો. એ કિલ્લો શાહપુર સ્ટેશન પાસે છે. પહેલાં શાહજહાંએ
એ કિલ્લા ઉપર પોતાનું કુટુંબ રાખ્યું હતું. શાહજી ત્યાં રહી રાજ્ય-
કારભાર ચલાવવા લાગ્યો. જાધવ આ વખતે મોગલોની તરફે લડતો
હતો તેણે આ કિલ્લા ઉપર ઘેરો ઘાલ્યો, અને તે ૭ મહિના સુધી
રહ્યો. શાહજીએ મોગલોનાં ઘણાં માણસો માર્યાં અને તેને પુષ્કળ
હેરાન કર્યા. પણ મુર્તૂજાની માએ મોગલો સાથે સલાહ કરી તેથી
શાહજીને કંટાળો આવ્યો તેથી તે શરીફજીને મુર્તૂજા પાસે મૂકી કેટ-
લાક વિશ્વાસુ માણસો લઇ વિજાપુર જવા ચાલી નીકળ્યો (૧૬૨૭).
તેની સાથે જિજાબાઇ પણ હતી. તે ગર્ભવતી હોવાથી ઘોડા ઉપર
બેસીને બધાં જોડે ચલાતું નહોતું. તેથી જુન્નરના કિલ્લા ઉપર શ્રી-
સંવાસરાવ નામે એક કારભારી સ્વતંત્ર પણે રહેતો હતો તેને ત્યાં
માટેજાબાઇને રાખી, અને શાહજી ફલટણ ગયો. જાધવ તેની પાછળ
જાણે હતો, પણ તેને ફલટણની મદદ મળશે એમ જાણીને તેણે તેનો
હતું એછોડી દીધો. જિજાબાઇ જુન્નરના કિલ્લામાં તે પછી પાંચ
ઇતિહાસ રહી.

છે, અને ાહજીનું વજન નિંબાળકર વગેરેની મદદથી વિજાપુરમા પહે-
પછીના ૪ સારૂં હતું. તેના કારભારીઓ મુરાર જગદેવ તથા રણદુલ્લ-
રજી શાહજીને મદદ આપી નિજામશાહીને હાથમાં લેવાની

હતી અને એ રીતે નિજામશાહીનો મળે તેટલો મુલક આદિલશાહીમાં મેળવી લેવાનો વિચાર હતો.

શાહજીને પ્રથમ પુત્ર દૌલતાબાદમા થયો (૧૬૨૩) તેનું નામ શંભાજી હતુ જાધવ અને શાહજી વચ્ચે વૈમનસ્ય હોવાથી જિજાબાઈ ઉપર પણ શાહજીની વિશેષ પ્રીતિ નહોતી ફેલટણ જતા શાહજીએ તેને જુન્નરમા રાખી એમ કહેવાય છે કે શાહજીએ તેને રસ્તામા છોડી દીધી અને શાહજીની પુઠે પડતા જાધવ તેને મળી ગયો. તેણે તેને જુન્નરના કિલ્લા ઉપર પહોચાડી અને ત્યા સન ૧૬૨૭ ના વૈશાખ માસમા મરાઠી રાજ્યના સ્થાપનાર શિવાજી છત્રપતિનો જન્મ થયો

સન ૧૬૨૭ ની સાલ મહારાષ્ટ્રના ઇતિહાસમા મહત્ત્વની છે. શિવાજીનો જન્મ થયો, જહાગિર બાદશાહ મરણ પામ્યો અને શાહજહા ગાદીએ બેઠો તે પહેલા ઇબ્રાહિમ આદિલશાહ મરણ પામેલો, અને મલીકબર પણ તે જ અરસામા મરણ પામ્યો. એટલે શાહજહાએ એ બંને રાજ્યો લઇ લેવાની ધારણા કરી. જાધવ આ વખતે વિજાપુરના નવિનશાહનો આશરો લેવા આવ્યો, પણ તે મોગલોમા ભળેલો હોવાથી શાહે તેને તથા તેનો દીકરો અચલોજીને વિશ્વાસઘાતથી માર્યા. મરાઠા સરદારો આ અપકૃત્યથી બહુ ગુસ્સે થયા, શાહજીને હવે અનુકૂળતા થઇ તે બને તેટલા ડુંગરી કિલ્લાઓ હસ્તગત કરી પોતાનુ બળ વધારતો ચાલ્યો

સન ૧૬૨૮મા ખાનજહાન લોદી શાહજહા વિરુદ્ધ બંડ કરી દક્ષિણમા આવ્યો. આ લોદીને નિજામશાહીના સરદારોએ તથા શાહજીએ સારો આશ્રય આપ્યો. શાહજહા તેથી એ લોદી તથા દક્ષિણના મુસલમાન રાજ્યોનો બંદોબસ્ત કરવા જાતે દક્ષિણમા આવ્યો આ વખતે મરાયલા લખૂજી જાધવની સ્ત્રી તેના દિયરને લઇ શાહજહાને મળી અને શાહજહાએ લખૂજીની પાચ હજારની મનસબદારી જગદેવરાવને આપી ત્યારપછી જાધવો મોગલોની જ નોકરીમા રહ્યા.

લોદીના પક્ષના સરદારોને ફોડવાનો પછી શાહજહાંએ પ્રારંભ કર્યો. તેમાં શાહજી પણ લોદીની પડતી જોઇને અને જાધવનું દૃષ્ટાન્ત જોઇને બે હજાર માણસ સાથે તે પક્ષમાં ગયો. બાદશાહે તેને ૭ હજારની મનસબદારી આપી અને તેની પાસે હતી તે જાગીર કાયમ કરી. આ વખતે અહમદનગર પણ તેના તાબામા આવ્યું. વિઠોજીના દીકરા ખેલોજી તથા બીજા કેટલાક મરાઠી સરદારોને પણ બાદશાહે આ વખતે નીમણુકો બાંધી આપી. આ રીતે મુખ્ય મુખ્ય સરદારો આ પક્ષમાં આવી જતાં બાદશાહે નિજામશાહી તરફ દૃષ્ટિ ફેરવી. નિજામશાહીમાં આ વખતે મલીકંબરનો પુત્ર ફતેખાન વજીર હતો. તેને પક્ષમાં લેવા કેટલીક જાગીર આપી, અને એ જાગીરમા શાહજીના પુના તથા સુપા પ્રાત પણ આપ્યા. શાહજીને તેથી ખરાબ લાગ્યું અને તે દિવાન મુરારપંત મારફત વિજાપુરના આદિલશાહની પાસેથી મોટું લશ્કર લઈ મોગલો ઉપર ચઢી આવ્યો. ફત્તેખાનને પણ તેણે પોતાની બાજુમાં વાળી લીધો. એવામાં દક્ષિણમા ભયંકર દુષ્કાળ પડયો અને શાહજહાં દક્ષિણની કામગિરી મહોબતખાનને સોપી પોતે દિલ્હી ગયો. મહોબતખાને આ સઘળાઓને હરાવી દૌલતાબાદનો કિલ્લો કબજે કર્યો. નિજામશાહ તથા ફત્તેખાનને પકડી ગ્વાલિયર મોકલાવ્યા અને બધો મુલક ખાલસા કર્યો. આ લડાઈમાં જગદેવરાવ મોગલોની પક્ષમા હતો. તે પછી મોગલોએ વિજાપુર સાથે લડાઇ જોઠી, પણ તેમાં યશ મળ્યો નહિ; તે હાર્યા અને બ્રુહાનપુર પાછા ગયા. આ તકનો લાભ લઇ શાહજીએ નિજામશાહીનો પુનરુદ્ધાર કરવા જબરજસ્ત પ્રયત્ન કર્યો. એમ કરવામા તેણે જે જે કામો કર્યા, જે જે પોરણો બાંધ્યાં, અને જે જે ચતુરાઇ વાપરી, તે ઉપરથી બાલ શિવાજીને દૃષ્ટાન્ત રૂપ થઇને સ્વરાજ્ય સ્થાપન કરવાની તેનામાં શક્તિ આવી. શાહજીની આ વખતની હોશિયારીથી તે મનમાં લાવશે તેને ગાદીએ બેસારશે એવી તેની કીર્તિ પ્રસરી. એકંદર તેની હકીકત જોતાં

પણ તે જે પક્ષ લેતો તે પક્ષનુ કામ ઘણા જ ઉત્સાહથી કરતો નિજામશાહી નીચે જેટલો મુલક હતો તેટલો બધો તેણે કબજે કરીને ડુંગરી કિલ્લાઓને આશરે રહી મોગલો જોડે લડવાની સઘળી તૈયારી કરી અને ગાદી ઉપર જૂના વંશના એક છોકરાને બેસાડીને કેટલાક મુત્સદીઓની મદદથી કારભાર તેણે પૂર્વવત્ ચાલુ કર્યો એ કામમા દિવાન મુરારપંત તથા સેનાપતિ રણદુલ્લાખાનની તેને મદદ હતી

જાધવ સાથે અણબનાવ ચાલુ રહેવાથી જિજાબાઇ સાથે પણ શાહજીને અણબનાવ હતો તેથી શાહજીએ સુપાના બાજી મોહિતેની દીકરી તુકાબાઈ સાથે બીજુ લગ્ન કર્યું (૧૬૩૦) આ લગ્ન કુદરતી રીતે જ જિજાબાઈને ગમ્યુ નહી એથી તે તેને પિયર જઇ રહી, પણ મોગલોએ શાહજીનુ અપમાન કરવાના હેતુથી તેને કેદ પકડી પાછળથી મોગલોને સમજાયુ કે જિજાબાઈની સાથે તેને અણબનાવ છે અને તેથી શાહજીને ઉલટુ ઠીક લાગ્યુ છે એટલે મોગલોએ તેને છોડી મૂકી

નિજામશાહીમાથી કેટલોક મુલક મોગલો આપણને આપશે એવી ધારણા વિજાપુરના આદિલશાહને હતી પણ તે પાર પડી નહી, અને ઉલટુ તેને એમ લાગ્યુ કે હવે મોગલો આપણા રાજ્ય ઉપર ચઢીઆવશે તેથી તેણે તથા તેના સરદારોએ શાહજીના પ્રયત્નને ટેકો આપ્યો એ બધાની ધારણા એવી હતી કે આપણા દક્ષિણના રાજ્યો બને તેટલા બળવાન બનાવવા અને મોગલોને નર્મદાની પેલી બાજુ રાખવા મુરાર જગદેવ લશ્કર લઇ શાહજીની મદદે આવ્યો અને એ બંનેનુ લશ્કર દૌલતાબાદ ઉપર ચડ્યુ. આ ચડાઇમા શાહજીને ઘણો યશ મળ્યો ઔરંગાબાદની દક્ષિણનો ઘણો મુલક જીતીને નિજામશાહી તેણે ફરી ઉભી કરી મોગલો જોડે સામે ઉભા રહી ન લડતા ડુંગરી કિલ્લાઓને ઓથે રહીને તે લડ્યો તેના ચપળ ઘોડસ્વારોએ દશ વર્ષ સુધી એ રીતે લડીને

તે સમજી શકયો કે વિજાપુર અને ગોવલકોંડા બંને શાહજીને મદદ આપે છે અને પ્રથમ એ બંને રાજ્યોનો બંદોબસ્ત થયા સિવાય શાહજી શાંત થશે નહી. તેથી તેણે આખા દક્ષિણનો એક પ્રાંત ખાનદેશ હતો તે તોડી દૌલતાબાદ અને નગર એવા બે પ્રાંત બનાવ્યા (૧૬૩૪). સન ૧૬૩૫ માં મોગલ લશ્કર શાહજીની પાછવાડે પડયું પણ તે હાથ આવ્યો નહી. ત્યારબાદ શાહજહાં જાતે તાબડતોબ દક્ષિણમાં આવ્યો. ખાન ડૌરાન, ખાન જમાન અને શાહિસ્તખાન જેવા નામાંકિત સરદારોના હાથ નીચે લશ્કરના તેણે ચાર ભાગ પાડયા અને જરૂર પડે તો વિજાપુર ને ગોવલકોંડા ઉપર પણ ચડવાની ગોઠવણ રાખી. શાહજીના કિલ્લાઓ લેવા તેણે શાહિસ્તખાનને મોકલ્યો. આ રીતે સઘળી બરાબર તૈયારી જોઇને મહંમદ કુતુબશાહ એકદમ ગભરાઇ ગયો, અને દર સાલ ખંડણી આપવાનું કબુલ કરી તેણે મોગલોની તાબેદારી સ્વીકારી (૧૬૩૬). આદિલશાહે આવું બીકણપણું બતાવ્યું નહી. તે લડવા તૈયાર થયો. બાદશાહે ત્રણ બાજુથી તેના પર લશ્કર મોકલ્યું. આ લશ્કરે ભયંકર પ્રલય શરૂ કર્યો. આદિલશાહે પણ બરાબર તક જોઈ શાહપુરનું તળાવ ફોડી નાખ્યું. આસપાસનો સઘળો પ્રદેશ પાણીથી તરબોળ થઇ ગયો અને મોગલ લશ્કર નિરુપાય થઇ પરત આવ્યું.

આ બાજુ શાહજી પાછો એકલો પડી ગયો. તેના મજબૂત કિલ્લાઓ મોગલોએ કબજે કર્યા. એટલે તેણે બાદશાહને શરણે જઇ નોકરી રહેવાની માગણી કરી. પ્રથમ મનસબદારી આપેલી, છતાં તેણે ઇમાન રાખ્યું નહી, તેથી બાદશાહે જવાબ દીધો, કે અમારા રાજ્યમાં તમને રાખીશું નહી, પણ વિજાપુરમાં રહો તો અમને અડચણ નથી. એટલે શાહજી વિજાપુર આવ્યો અને મુરાર જગદેવ તથા રણદુલ્લાખાનની ભલામણથી તેને ત્યાં જાગીરદારી મળી. બાદશાહે પછી વિજાપુર ઉપર ચડાઈ ન કરતાં નિજામશાહીનો મુલક તેની સાથે મળીને વહેંચી લીધો.

**૨. નિજામશાહીની વહેંચણી અને શાહજીનો દાવ**—બાદશાહ અને વિજાપુર વચ્ચે એ વખતે જે તહ થયો તેની કલમો આ પ્રમાણે હતીઃ—(૧) બાદશાહનું વર્ચસ્વ સ્વીકારવું તથા તેના હુકમો પાળવા. (૨) નિજામશાહીનો અંત આવ્યો એમ સ્વીકારવું અને તેનું રાજ્ય બંનેએ વહેંચી લેવું. મોગલોનો મુલક તથા તેના અધિકારીઓને કોઈ પણ જાતની અડચણ થવા દેવી નહીં. (૩) સોલાપુર, વાંગી, પરિંડા, ભાલકી, ચિદ્ગુપા અને પુના તથા ચાકણ સહિત કોકણ એટલા ૮૦ લાખની ઉપજનાં પરગણાં આદિલશાહે રાખવાં. બાકીનો મુલક મોગલાઇ રાજ્યમા ભેળવી દેવો, અને આદિલશાહે નજરાણા દાખલ ૨૦ લાખ રૂપિયા બાદશાહને આપવા. (૪) કુતુબશાહના મુલકને આદિલશાહે અડચણ કરવી નહી. (૫) એક બીજાના નોકરને કોઇએ ફીટાડવા નહી તેમ આશ્રય આપવો નહી. (૬) **શાહજી** ભોસલે જુન્નર, ત્રિંબક અને બીજા કેટલાક કિલ્લાઓ બળજબરીથી દબાવી બેઠો છે, તે બાદશાહને પાછા ન સોંપે ત્યાં સુધી તેને આદિલશાહે આશ્રય આપવો નહી. આ પ્રમાણે કલમો **શાહજહાં** બાદશાહે સમારંભથી સોનાના પતરા ઉપર કોતરાવી આદિલશાહ તરફ મોકલી આપી. (તા. ૬ મે ૧૬૩૬).

ગોવલકોંડાના સુલતાન તરફથી પણ માફીપત્ર અને ૪૦ લાખ રૂપિયા આવ્યા. તેણે દરસાલ ૪ લાખ ખંડણી આપવાનું પણ સ્વીકાર્યું. પછી બાદશાહે એ ખંડણી અર્ધી માફ કરી.

અકબરના વખતથી (ચાળીશ વર્ષથી) ચાલતા કજીઆનો આ પ્રમાણે કાયમનો નિકાલ થયો. મોગલાઈ હદ હવે સ્પષ્ટ રીતે ઠરી ચૂકી અને બધી તકરારો મટી ગઇ. હવે દક્ષિણમાં શાંતિભંગ થવાનું કારણ એક માત્ર **શાહજી** રહ્યો. ઉદ્‌ગીર અને ઔસા એવા બે કિલ્લા હજી બીજા કેટલાક બળવાખોરોના કબજામાં પણ હતા. આદિલશાહે બાદશાહને જણાવ્યું કે, " આપ હવે પરત જાઓ, કેમકે મોટા લશ્કર સાથે અહીં રોકાવાથી લોકોને ખેતી થતી

નથી શાહજી પાસે પાચ કિ'ના છે તે હુ જલદી લેઇ લઇ આપને તારે સોપીશ " આ પરથી બાદશાહ તા ૧૧ મી જુલાઈ ૧૬૩૬ ના રોજ દૌલતાબાદ છોડી માંડવગઢ ગયો ને ત્યાથી ત્રીજે જ દિવસે તેણે ઐારગઝેબને સુમો કરાવી મોકલ્યો બાદશાહને આ બાબતની કેટલી કાળજી હતી તે આ ઉપરથી જણાઇ આવે છે

મોગલાઇ તાબામા તે વખતે ખાનદેશ, વરાડ, તૈલગણ અને અહ્મદનગર એવા ચાર જીલ્ના હતા એ જીલ્નાઐામા ૬૪ કિલ્નાઐા હતા અને વસુલ ૪ કરોડ રૂપિઆ આવતુ ઐારગઝેબે બધો ખર્ચ તેટલામા ચલાવનાનો હતો આ કિ'નાઐા પૈકી ૧૦ કિલ્નાઐા હજી જીતવાના હતા અને બધા મનસબદારોએ પોતાના લશ્કરો લઇ ઐારગઝેબને મળવુ એવો બાદશાહનો હુકમ હતો ઉદ્ગીર તથા ઐાસાના કિલ્લા લેવાને શાહજહાએ ખાનડૌરનને અને શાહજીના કિલ્યા લેવાને ખાનજમાનને મોકલ્યો હતો ખાનડૌરાને તો એ કિ'ના ત્રણ મહિનામા કબજે કરી લીધા, અને ખાનજમાન પણ તેના કામમા ફાવ્યો તેની મદદમા કરાર પ્રમાણે વિજાપુરનો સેનાપતિ રણદુલ્ના-ખાન પણ હતો એ લશ્કર જુન્નર ઉપર ચડયુ વરસાદને લીધે એક માસ સુધી તેનાથી નદી ઉતરાઈ નહી તેથી તે લોહગાવ તરફ ગયુ શાહજી ત્યાથી ન્હાસી કોંડાણા-તોરણા તરફ ગયો પણ વરસાદને લીધે લશ્કર તેની પછવાડે પડી શકયું નહી શાહજી પછી કોકણમા ઉતર્યો, પણ ત્યા તેને આશ્રય મળ્યો નહી મોગલ લશ્કર કોકણમા ગયુ એટલે તે કોન્ણમાથી ચાલી આવી માહુલી ગયો લશ્કર પણ માહુલી આવ્યુ શાહજી માહુલી છોડી મનરંજન ઉપર ગયો લશ્કર ત્યા પણ તેની પછવાડે પડયુ શાહજી અને તેના સાથીદારો તેથી સામાન પડતો મૂકી નાઠા લશ્કર સાથે તેનો કઇક ભેટો થયો પણ શાહજી છટકી ગયો લશ્કરના ઘોડા એટલા થાકી ગયા કે તેના પગ ઉપડે નહી શાહજી ફરી માહુલી આવ્યો અને કિલ્લો બધ કરી અંદર ભરાઈ રહ્યો ખાનજમાન દોડતો કિલ્ના ઉપર આવ્યો અને દરવાજે

ઝાવીને બેઠો શાહજીએ પછી થાકીને તહનુ કહેણુ મોકલ્યુ અને ૭ કિલ્લાઓ મોગલોને સોંપી દીધા તથા પોતે વિજાપુરની નોકરીમા રહેવાનુ ઠરાવ્યુ ૧૬૩૬ ના ઑક્ટોબર સુધીમા આ પ્રમાણે બન્યુ અને ખાનજમાન દૌલતાબાદ આવ્યો

શાહજીનો પિતરાઇ ભાઇ ખેલોજી પણ શાહજી જેવો હતો તેને નિઝામશાહીમા મનસબદારી હતી સન ૧૬૨૯મા તે પોતાના બે ભાઇ માલોજી તથા પરસોજીને લઇને શાહજહાને મળ્યો ત્યા તેને પાચ હજારની મનસબદારી મળી સન ૧૬૩૩ મા ખેલોજી બાદશાહની નોકરી છોડી વિજાપુરને આશરે ગયો ત્યા રહી મોગલોની જોડે લડતા તેની સ્ત્રી ગોદાવરીમા સ્નાન કરવા ગયેલી તેને મોગલો પકડી ગયેલા ખેલોજી ચાર લાખ દડ ભરી તેને છોડાવી લાવ્યો પછીથી મોગલો સાથે વિજાપુરને તહ થતા તેને વિજાપુરમાથી રજા મળી તેથી તે મૂળના વેરૂળ ગામે આવી રહ્યો અને મોગલોનો મુલક લૂટવા લાગ્યો ઔરંગઝેબે તેની મતાઈ રહેવાની જગા શોધી કાઢી તેને સન ૧૬૩૯ મા મરાવ્યો

આ રીતે સન ૧૬૩૭મા શાહજીનુ પ્રથમ પરાક્રમ પૂરૂ થયુ મલીકબરના મરણ પછી દસ વર્ષ સુધી નિઝામશાહી ચલાવવાને તેણે જે સાહસો ઉઠાવ્યા તથા કારસ્થાનો રચ્યા, તે બધુ તેના પુત્રને કેવી રીતે માર્ગદર્શક થયુ તે ઉપર આપેલી વિગતવાર હકીકતથી સમજી શકાશે આ મુદતમા તેણે ત્રણ રાજ્યો સાથે કારસ્થાનો કર્યા અને દશ વર્ષ સુધી કોઇને પણ દાદ ન દેતા તેણે તીન વેગથી એક સરખી દોડાદોડ કરી ઘણે અંશે સ્વતત્રપણે જ મવળો કારભાર કર્યો ખુદ શાહજહા બાદશાહ જ્યારે ખસુસ કરીને તેની છાતી ઉપર આવીને બેઠો, ત્યારે જ તેણે પોતાનો ક્રમ બદલ્યો તેમ ન થયુ હોત, તો શિવાજીનુ કામ કદાચ તેણેજ કરી વાળ્યુ હોત શાહજહાએ પણ તેને ઓળખી જઇ તેને વિશેષ ત્રાસ ન દેતા વિજાપુરમા રહેવા દઈ સમાધાન કર્યું દસ વર્ષની આ ધમાલથી બધા મુત્સદ્દીઓને તેની

ચાલાકી જણાઇ આવી. તે લશ્કર પણ મોટું અને સારૂં રાખતો. દ્રવ્ય સંચય પણ તેણે ઠીક કરેલો. તે જેવો કુશળ તેવો જ ધીરજ બાંધી ચાલનારો હતો. લખતાં વાંચતાં પણ તેને આવડતું. તેને વ્યસન કોઇ જાતનું નહોતું. એમ કહી શકાય કે શિવાજીની રાજ્યસ્થાપનાનો આરંભ વાસ્તવિક રીતે **શાહજીથી** જ થયો.

નિજામશાહીની પુના તથા સોપાની જાગીર શાહજી પાસે હતી. તેજ જાગીર આદિલશાહે કાયમ કરેલી અને નવા મળેલા પ્રાંતોની વ્યવસ્થા કરવાને મુરાર જગદેવની મદદમાં તેને આપેલો. આ પ્રાંતોની તેને સારી માહિતી હોવાથી એ કામ તેણે સારી રીતે બજાવ્યું. મુરાર જગદેવે તેથી તેને માટે સારી ભલામણ શાહ પાસે કરી અને તેને કર્ણાટકમાં રણદુલ્લાખાન પાસે મદદમાં મોકલાવ્યો. રણદુલ્લાખાનને પણ તેણે ઘણી સારી મદદ કરી. તેથી તેને શાહે કર્ણાટકના કોલાર, બંગલુર, ઉસકોટા, બાલાપુર અને શિરાએ, પ્રાંતોની જાગીર આપી અને વરાડનાં બાવીશ ગામની દેશમુખી તથા ઇંદાપુર, બારામતી તથા માવળમાંથી કેટલોક ભાગ જાગીર તરીકે આપ્યો. મુરાર જગદેવ અને રણદુલ્લાખાનનો તેના ઉપર સારો ભાવ હતો. શિવાજીએ પછી બંડ ઉઠાવવા છતાં **શાહજીને** વિશેષ ત્રાસ ન થયો તેનું કારણ આ બે સરદારો હતા. વીજાપુરના દરબારમાં **શાહજીની** છાપ બહુ સારી પડેલી અને તેથી તેની મદદમાં પણ ઘણા સરદારો હતા. તેનો ઉત્કર્ષ સહન ન કરનારા ઘોરપડે જેવા પણ કેટલાક સરદારો હતા. હુશિયારી અને પરાક્રમથી જેમ જાધવ સાથે તેને વિરોધ થયેલો, તેમ બીજા પણ કેટલાક સાથે બનેલું. સૈન્યબળ અને દ્રવ્યબળ હોવાથી તે યશસ્વી થયો.

સન ૧૬૩૮ માં અને તે પછી રણદુલ્લાખાન વીજાપુર પરત આવતાં શાહજી એકલોજ કર્ણાટકમાં મુખ્ય અમલદાર હતો. પ્રથમ તે બેંગલુરમાં રહેતો, અને પછીથી કેટલોક વખત કોલારમાં રહ્યો.

નવીન જીતેલા મુલકની વસુલ વગેરેની વ્યવસ્થા રીતસર કરવાની હતી. મદ્રાસ ઈલાકામાં દક્ષિણી બ્રાહ્મણોને આ વખતમા શાહજીએ આણ્યા. તેમજ જ્યાં ત્યાં અવ્યવસ્થા તથા અંધાધુંધી ચાલતી હતી તે દૂર કરવાની હતી, તેથી પોતાના ભરોસાના કેટલાક હોશિયાર બ્રાહ્મણોને તેણે ત્યાં આણ્યા. દેશમુખ, દેશપાંડે, કુળકર્ણી, શિરસ્તેદાર વગેરે નામો કર્ણાટકમાં પણ આ વખતથી શરૂ થયાં. કર્ણાટકમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની તેની ધારણા હતી. એ કારણથી ત્યાંના હિંદુઓ સાથે તે ઘણી માયાથી વર્તતો. ધનસંચય તે કરતો, પણ તે કરવામાં તે રૈયતને દુભવતો નહીં. ઠરેલી રકમ વિજાપુર મોકલી બાકીનું દ્રવ્ય તે સંભાળી રાખતો. પુનાની જાગીર ઉપર પણ તેની વિશેષ ભક્તિ હતી. પોતાને કર્ણાટકમાં જવાનું થતાં તેણે પુનાની વ્યવસ્થા દાદાજી કોંડદેવને સોંપેલી.

**૩. બાલપણ અને માતુશ્રીનો સહવાસઃ**—સન ૧૬૨૭ના એપ્રિલ માસની ૧૦ મી તારિખે (સંવત્ ૧૬૮૩ના વૈશાખ સુદિ પાંચમે) રોહિણી નક્ષત્રમાં જુન્નરના કિલ્લા શિવનેરમાં મરાઠી રાજ્યનો સ્થાપનાર છત્રપતિ શિવાજી ભોંસલેનો જન્મ થયો. શાહજી તે વખતે શિવનેર નહોતો. નારો ત્રિંબક હનુમંતે, ગોમાજી નાઈક, પાણસંબળ વગેરે પિયર પક્ષના માણસો જિજાબાઈની જોડે રહેતા. ગોમાજી નાઈકને ખાસ તહેનાતમાં લગ્ન સમયથી જ તેના પિતા તરફથી રાખવામાં આવ્યો હતો. ગર્ભમાં પડેલા સંસ્કારો પછીથી જીવનમા પણ આવે છે એ સામાન્ય સિદ્ધાન્ત શિવાજીના દાખલા પરથી પણ ઠરાવી શકાય છે. જિજાબાઈનો સ્વભાવ માની તથા હઠીલો હતો. પતિની તેના પર અપ્રીતિ હોવા છતાં તે પિયર પક્ષે જઈ રહી નહીં. પોતાને દીકરો થાય તે માટે તેણે શિવાઈ નામની એક દેવીની માનતા કરી હતી; અને શિવાજી નામ પણ તેણે તે દેવીના નામ પરથી પાડ્યું. પહેલો પુત્ર શંભાજી પતિની જોડે હતો એટલે આ પુત્રનો તેણે કાળજી રાખી સંભાળ લીધી. સન ૧૬૩૦ માં શાહજીએ

બીજી સ્ત્રી કરી અને તેનાથી તેને સન ૧૬૩૧ મા પુત્ર થયો તેનું નામ વ્યંકોજી પાડ્યું. શંભાજી અને આ વ્યંકોજી બંને દીકરા બાપના લાડકા હતા અને તે તેમની પાસેજ રહેતા. જિજાબાઈની પાસે તો પછીથી શાહજી ક્વચિત્ જ આવતા.

ન્હાનપણથી જ શિવાજીને માનું લ્હેણું વિશેષ હતું. રાજદરબારના બાહ્ય આડંબરનો તેને પવન લાગેલો નહી. તેના દિવસો ગામડાંઓમાં અને જંગલોમાં ટાઢ તરકામા ગયા. મોગલ બાદશાહ અકબરના જન્મ તથા શિવાજીના જન્મ વચ્ચે કેટલુંક સામ્ય છે. બંનેનો જન્મ પિતા દેશેદેશ ભટકતા હતા તેની સ્થિતિમા વનવાસમાં થયો. બંનેએ બાલપણમાં પિતાનાં દર્શન કરેલાં નહી. આ દાખલા ઉપરથી એમ પણ સમજાય છે કે ન્હાનપણમા સંકટો પડે તે ભાવી ઉદયનાં ચિહ્નો છે.

શિવાજીનું ન્હાનપણ કેવી રીતે પસાર થયું તેનો સામાન્ય નિર્ણય કરી શકાય છે. ૫-૬ વર્ષ સુધી તે શિવનેરમાં હતા. શાહજી તે વખતે નિજામશાહીની ખટપટમાં ગુંથાયો હતો. તે પછીથી જિજાબાઈ દૌલતાબાદ અને વિજાપુર ગયેલાં, અને ત્યાંથી તે શિવાજી સહિત મોગલોના હાથમા પકડાયલાં. સન ૧૬૩૫ માં માહુલીના ઘેરા વખતે તે પતિની જોડે હોવાં જોઇએ, અને ત્યાથી છુટ્યા પછી તે સન ૧૬૩૬ માં પુનામા રહેવા આવ્યાં. પછીથી તે લગભગ ત્યાં જ રહ્યાં, અને શિવાજીનું શિક્ષણ વગેરે ત્યાં જ ચાલ્યું. પછીથી સન ૧૬૪૦ માં તથા સન ૧૬૪૨-૪૩ માં શિવાજીનો કેટલોક વખત વિજાપુર અને કર્ણાટકમાં ગયો.

ન્હાનપણની કેળવણી એ જણને હાથે અપાઇ. એક માતા જિજાબાઈ અને બીજા કારભારી દાદોજી કોંડદેવ. જિજાબાઈનું પૂર્વ ચરિત્ર અગાઉ જણાવેલું છે. પતિએ ત્યાગ કરવાથી તેના કુદરતી માની સ્વભાવમાં ઉલટો વધારો થયો હતો, અને દ્રઢતા, ધૈર્ય તથા સાહસ વગેરે ગુણો આવ્યા હતા. બીજાના મોઢા તરફ જોઈ દિવસો

ગાળવા તે તેને અત્યંત અયોગ્ય લાગ્યુ, અને સ્વતંત્રતાથી રહી શકાય તેટલા માટે તેણે પુનામા પોતાની જાગીરમા રહેવાનું સ્વીકાર્યું આ સ્થિતિમા તેનો સઘળો આધાર તથા પ્રાણનો વિસામો એક શિવાજી હતો. તેનો સઘળો જીવ તેનામા રહેતો તેના બધા અપમાન અને દુઃખનો બદલો એક તેના જીવનથી વાળી લેવાનો હતો. શિવાજીને પણ માતા સિવાય બીજું કોઇ સ્નેહી નહોતું. તેના બધા લાડ પૂરનારી, તેનુ સઘળુ દૈવત અને સર્વસ્વ એ માતામા હતું. કંઈ પણ કામ કરવાનુ મનમા આવે, તેને જો માતા અનુમોદન આપે, તો કૃતકૃત્યતા લાગે માતા પણ મહત્ત્વના કારણ સિવાય તેની ઇચ્છાને આડે આવે તેવી નહોતી. રાજકીય ઉથલ પાથલ તેણે જોઈ હતી અને પિતા તથા પતિના કાર્યો તેને વિદિત હતા. એટલે શિવાજીની દૃઢતા જોઈ તેને યોગ્ય વલણ આપવામા આવે, તો તે પોતાનુ તથા કુળનુ માર નામ કાઢશે એમ તેને લાગ્યુ તેણે પૂર્વજોના કૃત્યો, શૂરવીરતા, વૈભવ, પ્રપંચો વગેરેની વાતો શિવાજીના કોમળ મનમા ભરી હિંમતભર્યા ને બહાદુરીના કામો કરવાને તેનામા ઉત્સાહ પ્રેર્યો. "શત્રુઓનો પરાભવ કરીને કુળનો ઉદ્ધાર કરનાર પુરુષ આપણા કુળમા થવાનો છે, એવું દેવીનુ વરદાન છે, પણ તે ક્યારે ખરૂ પડશે તે કોણ જાણે," એવા ઉદ્‌ગારો તે વખતો વખત શિવાજી પાસે કાઢતી કથા પુરાણો સાભળવાનો શિવાજીને ભારે શોખ હતો ચિચવડ, દેહુ, આળદી વગેરે ઠેકાણે તે વારવાર દેવદર્શને જતો, આસપાસ કોઈ પણ ઠેકાણે કથા હોય તો ત્યા તે દોડીને પણ પહોચે મહાભારત સાભળવુ તેને ઘણુ ગમતુ પુરાણ તથા હરીકીર્તન પણ તેને ઘણા ગમતા માતાના સહવાસમા તેને એ શોખ લાગેલો. એ વખતે રામાયણ મહાભારતના રસિક પ્રસંગો બાળકોને કહેવાનો સાર્વત્રિક પ્રચાર હતો. જિજાબાઈ તથા કોંડદેવે આનો સારો લાભ લીધેલો. તે વખતની કેળવણીમા રામાયણ મહાભારતની આવી કથાઓજ મુખ્યત્વે કહેવાતી સસાર વહેવારના દરેક પ્રસંગમા ઉપયોગી

થાય તેવા અનેક ઉત્તમ પ્રસંગો તથા નીતિ આ બે ગ્રંથમાં ભરેલા છે તેમાંથી વહેવાર ડહાપણ તથા બળ પણ મળી આવે છે. શિવાજીના ચરિત્ર ઉપરથી આ હકીકતની સાબિતી થાય છે.

માતાએ શિવાજીને આવું શિક્ષણ આપ્યું, એટલુંજ નહીં પણ તે વખતની સ્થિતિની પણ તેણે માહિતી આપી. જિજાબાઇ જાતે ઘણી મહત્ત્વકાંક્ષી અને શૂરવીર હતી. તેની દુઃખી અવસ્થામાં તેને કોઇ આધાર ન હોવાથી તેને સ્વાશ્રયની ટેવ પડેલી. પુરાણોની બહાદુરીભરી વાતો સાંભળી પોતાને ખાસ કામગિરી માટે ઇશ્વરે મોકલેલ છે એમ શિવાજીને લાગતું ગયું. જિજાબાઈને લખતાં વાંચતાં પણ આવડતું, અને ઘણા કામો તેણે જાતે જવાબદારી લઇને પણ કરેલાં. કેટલાક કાગળોમાં તેના નામનો ઉલ્લેખ મળી આવે છે. એવા કાગળો થોડા મળેલા છે. પણ તે વખતના કાગળો થોડાજ હોય; અને છતાં જે કાગળો મળેલા છે તે મહત્ત્વના છે. શાહજી કર્ણાટક તરફ હોવાથી સઘળો કારભાર તેના ઉપર જ હતો. દાદોજી કોંડદેવની સાથે તેનો મત હંમેશાં મળતો આવતો. શિવાજીને રાજ્ય મળ્યા પછી પણ રાજ્યની મસલતમાં તથા મહત્ત્વના ફેરફારોમા તેનો હાથ હમેશા રહેતો. શિવાજીના રાજ્યનો એ એક મોટો આધાર જ હતી. તેણે કેટલાક વાંધાઓનો જાતે નિકાલ કરી આપેલો તથા કેટલાંક ઉત્પન્ન વગેરે બાંધી આપેલાં તેના દાખલા મળી આવેલા છે. સંસાર સુધારાના કામમાં પણ તે અગ્રણી હતી. ફલટણનો બજાજી નિંબાલકર મુસલમાન થયેલો તેને પાછો સ્વધર્મમાં લઇ તેણે વેવાઇ કરેલો. શાહજીના મરણ પછી શિવાજીના આગ્રહ પરથીજ તેણે પતિ સાથે સતી થવાનું બંધ રાખેલું. દરેક પ્રસંગે શિવાજી માતાનો આશીર્વાદ લઇ કાર્યારંભ કરતો, અને તે પણ પરમેશ્વર પર ભરોસો રાખીને મોટાં સાહસિક કાર્યો કરવા તેને પ્રેરતી. કામ સફળ થતાં માતા તરફથી મળતી શાબાશીથી શિવાજીને જે ઉત્સાહ તથા કૃતાર્થતા લાગતાં, તે બીજા કશાથી લાગતાં નહીં. એકંદરે શિવાજીના આખા જીવનમા જિજાબાઇ

તેને કઠણ પ્રસંગમાં માર્ગદર્શક, સંકટના પ્રસંગમાં સંરક્ષક અને વિજયના પ્રસંગમાં વરદાયક-પ્રસન્ન થઇ વરદાન આપનારી-અધિદેવતારૂપ હતી.

માતાની કેળવણીનું મહત્ત્વ ઘણું છે. જે જે પુરુષો કીર્તિમાન્ થઈ ગયા છે, તે તે માતાનાં નિઃસીમ ભક્ત હતા અને મહત્કૃત્યો કરવામાં તેમને માતાનું જ પ્રોત્સાહન હતું. બાબર અને અકબર, શિવાજી અને માધવરામ પેશવા, તથા નેપોલિયન અને અલેક્ઝાન્ડર વગેરેના ઉદાહરણો એ વાતની સાક્ષી આપે છે. તેમા પણ માતાએ જેટલા દુઃખો વધારે વેઠેલા, તેટલું તેનું પ્રોત્સાહન વિશેષ સબળ થયેલું. તે જ રીતે, ન્હાનપણમા સંકટો આવવાથી પણ મોટપણે મહત્તા મળે છે એમ અનુભવથી જણાઇ આવે છે. પૃથ્વીની પીઠપર જે અનેક નરરત્નો નીપજેલા છે તે સર્વનો ન્હાનપણનો ઇતિહાસ એવું જ કહે છે. બાબર અને અકબરની હકીકત પરથી તેની ખાત્રી થશે. સંકટો ભોગવતાં માણસને દુનીઆનો અનુભવ પાકો અને જલદી થાય છે, અને એ અનુભવ જ ભવિષ્યમાં તેની ઉન્નતિ કરવામાં મદદગાર નીવડે છે. સ્વરાજ્ય માટે વાતાવરણ તૈયાર હતું, માત્ર એક યોગ્ય નેતાની જરૂર હતી. તે યોગ્યતા પ્રાપ્ત થવામાં શિવાજીની ન્હાનપણની સ્થિતિ કારણભૂત હતી, અને—તેથી-જ-સ્વરાજ્ય સ્થાપવાનું કામ તેને હાથે સિદ્ધ થયું.

**૪. શિવાજીનું શિક્ષણ અને તે વખતની સાક્ષરતા—** હાલમાં એવા ઐતિહાસિક કાગળો મળી આવેલા છે કે જેના પરથી શિવાજીને વાચતાં લખતા આવડતું હતું એમ નિઃસંશય કહી શકાય. બસો અઢીસો વર્ષ પહેલા મરાઠા જાતિને લખતાં વાચતાં આવડતું હતું. મરાઠા એટલે શુદ્ર નહીં પણ ક્ષત્રિયો હતા. તેને રાજકીય ઉથલપાથલો કરવી પડતી, અને ઘણા મોટા વ્યવહારો ઉકેલવા પડતા. આવી જાતિને લખતા વાંચતા આવડવું જ જોઇએ. હાલની સ્થિતિ ઉપરથી તે વખત માટે અનુમાન કરવું એ ભૂલ છે. એ જાતિના

અનેક કવિઓ પણ થઇ ગયા છે. તુકારામ સારૂં લખી જાણતા. તે જ વખતના કાનોબા, સંતાજી, નાવજી માળી, શિવજી કાસાર વગેરેના સ્વહસ્તે લખેલા તુકારામના અભંગો આજ પણ તેના વંશજો પાસે મોજુદ છે. કેટલાક માનભાવપંથી મરાઠાઓ કવિ તેમ જ ગ્રંથકર્તા પણ હતા. સિદ્ધાન્તબોધના કર્તા શહામુનિ મરાઠા હતા. ખુદ શિવાજીના કુટુંબમાં પણ બાબાજી, માલોજી, વિઠોજી, શાહજી, જિજાબાઈ, રાજારામ, શાહુ, બીજો શિવાજી, તંજાવરનો શાહુ અને પ્રતાપસિંહ એ સઘળાંના હસ્તાક્ષરો મળી આવ્યા છે. શિવાજીના પણ "સુજ્ઞને વિશેષ શું લખવું ?" એવું પત્રની છેવટે લખેલા અનેક પત્રો મળી આવ્યા છે. તંજાવરનો શાહુ અને પ્રતાપસિંહ તો સંસ્કૃત પણ સારૂં જાણતા.

દાદોજી કોંડદેવે શિવાજીને લખતાં વાચતા શિખવાડવું એમ ઘણી બખરોમાં જોવામાં આવેલું છે. વળી ગાયન, વાદન, પુરાણવાચન, સંસ્કૃત, ધર્મશાસ્ત્ર, રાજનીતિ વગેરે પણ તેણે શીખવ્યાં હતાં એમ જણાય છે. તે વખતના ઘણા મરાઠા સરદારોને પણ લખતાં વાચતાં આવડતુ હતું. આંગરે, ભોસલે, ગાયકવાડ, સિંધે વગેરેમાના ઘણાખરા પુરુષો ભણેલા હતા. આ લોકો અથવા શિવાજી જાતેજ સઘળું લખતા એમ નહીં, પણ દરેકને ત્યાના કારકુનો ઉપર દાબ રાખવા તથા કામ બરોબર કરાવવા પોતાને પણ લખતાં વાંચતાં આવડવું જ જોઇએ. હાલની પેઠે દશ પાચ પાનાં નિબંધ લખતા આવડે અને તેની પરીક્ષામાં પાસ થાય એવો નિયમ દરેકને માટે તે વખતે લાગુ પડતો નહોતો. એ લોકોને તો રાજ્યની ગોઠી ઉથલ પાથલો કરવાની અને હંમેશ ફરતા રહી કિલ્લાઓ, લડાઇ તથા મહેસુલ વગેરેનો બંદોબસ્ત કરવાનો હતો. એટલે જરૂર પુરતું લખવા વાંચવાનું તેઓ જાણી લેતા. ખાસ લેખનકલા ઉપર ધ્યાન આપવા તેમને અવકાશ જ નહોતો. કારકુનને મોઢેથી તેઓ હકીકત કહે અને કારકુન લખી લાવે એ લખેલું વાચી છેવટે સમાપ્તિનું પોતે કાંઇક લખી સહી કરે, એવો તે વખતે રિવાજ હતો.

કેટલાક પત્રો કારકુનો અથવા પ્રધાનો જ લખતા હશે, કેટલાક નીચે છેવટે થોડું પોતે લખતા હશે, અને કેટલાક ઘણા મહત્વના પત્રો આખે આખા પોતે લખતા હશે. હાલ પણ દેશી રજવાડામાં આવી જ રીત ચાલુ છે.

પુરુષોને જ લખતાં વાંચતાં આવડતું એમ નહીં, પણ સ્ત્રીઓને સુદ્ધાં આવડતું. શિવાજીની માતુશ્રી જિજાબાઈ, કરવીરના શંભાજીની સ્ત્રી જિજાબાઇ, રાજારામની સ્ત્રી તારાબાઇ, અહલ્યાબાઇ હોલ્કર, અને બાલાજી વિશ્વનાથની સ્ત્રી રાધાબાઈ, તથા દીકરી અનુબાઈ, ગોપિકાબાઇ અને આનંદીબાઇ એ સર્વેને લખતા આવડતું. આ ઉપરથી તે વખતની સુશિક્ષિતતાની કલ્પના આવી શકશે. પુસ્તકી વિદ્યાનું તે વખતે મહત્ત્વ નહોતું. પ્રત્યક્ષ અનુભવ એ શિક્ષણનું મુખ્ય અંગ હતું.

શિવાજી, શાહજી અને અકબર જેવા પુરુષના શિક્ષણનું મુખ્ય અંગ અનુભવ હતું. તે દુનિયાના પ્રત્યક્ષ અનુભવથી પરિપૂર્ણ થયું હતું. જૂદી જૂદી વ્યક્તિઓ, જૂદા જૂદા પ્રસંગો, અને જૂદી જૂદી અડચણોથી તેમનામાં ચાતુર્ય અને સામર્થ્ય આવ્યાં હતાં. મોટા ધર્મગ્રંથો અને ઇતિહાસો તેઓ બીજાને મુખેથી સાંભળી લેતા. તેઓની પાસે મોટા વિદ્વાન્ અને નિષ્ણાત પુરુષો હમેશાં હાજર રહેતા. આ રીતે એ લોકોનું શિક્ષણ હાલના કરતાં ઘણા ઉંચા પ્રકારનું અને ઉપયોગી હતું. કલમબહાદુર કહેવરાવવાની હોંશ શિવાજીને કદી થઇ નહોતી. તેને સંસ્કૃત સુદ્ધાં સમજાતું. કથા પુરાણનું સંસ્કૃત સ્ત્રીઓ સુદ્ધાં તે વખતે સમજતી. સંસ્કૃત તથા મરાઠી ભાષાનું અભિમાન તેને એટલું હતું કે પોતાની તેરમા વર્ષની ઉમરે તેણે "પ્રતિપચ્ચંદ્રરેખેવ" એવી મુદ્રા ધારણ કરેલી. અને દરબારની ભાષા સંસ્કૃતમય કરવાને તેણે કેટલો પ્રયત્ન કરેલો તે જોઇએ, તો તે બહુશ્રુત અને સુશિક્ષિત હતો એમ માનવામાં જરા પણ સંશય રહેતો નથી. અર્થાત્ તેને લખતાં વાંચતાં આવડતું કે નહીં એ શંકા જ અસ્થાને છે. માતાપિતાને લખતાં

વાંચતાં આવડે અને પુત્રને તેઓ ન શિખવાડે એ સંભવતુ જ નથી. કદાચ તે માટે તેને વિશેષ શોખ ન હોય, અગર રાજ્યખટપટની ધમાલમાં તેને અવકાશ પણ ન મળ્યો હોય. તેમનો લખેલો આખો કાગળ મળી આવવો કઠણ છે. પણ તેની અગત્ય પણ શી છે? મોગલ બાદશાહો બધા સારું શીખેલા અને વિદ્વાન્ હતા. ફક્ત તેમાં એક અકબર જ અપવાદ રૂપ હતો!

**૫. માવળ પ્રાંત અને શિવાજીનો આરંભ**—માતાપિતાના ગુણ શિવાજીમાં બરાબર ઉતર્યા હતા. ભયની તો તેને બિલકુલ ખબર જ ન હોતી. અત્યંત વિકટ ડુંગરોમાં ભટકવાથી તેનામાં અસાધારણ સાહસ આવ્યું હતું. માવળ પ્રાંતનો બંદોબસ્ત તેને રાખવાનો હતો. પુનાને લગતા બાર માવળ હતા અને બીજા બાર માવળ જુન્નરને લગતા હતા. આ માવળોમાં સહ્યાદ્રિની અનેક ખીણો હતી. એ ખીણો વચ્ચે નદીઓ વહેતી અને સ્વિટ્ઝર્લૉન્ડની ખીણોની પેઠે એ નદીઓ ઉપરથી તે ખીણોનાં પણ નામ પડેલાં. આ ખીણોમાં ઘણાં વર્ષોથી ક્ષત્રિય મરાઠાઓનાં ઘણાં કુટુંબો રહેતાં, ને એ ખીણોની દેશમુખી તેઓ કરતા. બ્રાહ્મણી રાજ્ય વખતે આ લોકોએ આ ભાગ વસાવેલો અને વતનો મેળવેલાં. આ પ્રાંતનું નામ માવળ હોવાથી આ લોકો 'માવળા' કહેવાયા. 'માવળા' એટલે ખેડુત, શૂદ્ર, અને અશિક્ષિત, જંગલી એ સમજ ખોટી છે. તેની રહેણી કરણી ઉપરથી જ તેઓ ક્ષત્રિય જણાઇ આવે છે. તેઓ ખાનદાન, આબરૂદાર, વતનદાર અને ઘણાખરા શિક્ષિત, વ્યવહારકુશળ તથા શ્રીમંત હતા. કથા પુરાણો-નો અને સંતોની કવિતાઓનો તેમને સારો પરિચય હતો. તેઓ પોતપોતાના ટાપુ પુરતો કારભાર સ્વતંત્રપણે કરતા. તેની મદદમાં પ્રભુ દેશપાંડે અને બ્રાહ્મણ કુલકર્ણી (તલાટી) રહેતા. પહાડી મુલક હોવાથી આ દેશમુખો સરકારને ઘણી વખત ભારે પડતા. તેમનાં અનેક કુટુંબો પ્રખ્યાત હતાં, અને તેમની રહેણી કરણી ઉત્તરહિંદના ક્ષત્રિયોને મળતી હતી. તે કદી કોઇથી હારતા નહીં. જીવની પરવા ન કરતાં

કેવળ માન ખાતર તેઓ ઝૂઝતા. તેમનું શૌર્ય ઘણું હતું. વતનના સંબંધમા માહોમાંહે અથવા બીજાં કુટુંબો સાથે તેઓ હંમેશાં ટંટા કરતા અને ખૂન તથા મારામારી સહેજમાં થઇ જતાં. એ ટંટા વળી વંશપરંપરા પણ ચાલતા. મુખ્ય સરદારો અથવા પંચાયતો કોઈ કોઇ વખત તેનો નિકાલ કરતા, પણ તેનો અમલ ઘણા ભાગે થતો નહીં. લગ્નસમારંભ જેવા પ્રસંગે એકાએક શત્રુપક્ષની ધાડ આવી પડતી, અને તેટલા માટે એવો પ્રસંગ નિર્વિઘ્ને પાર પડે તો મોટું ભાગ્ય ગણાતું. સ્ત્રી પુરુષનું અથવા બાળકોનું ખૂન થાય, કોઈ તેમાંથી ન્હાસી જાય, કોઈ દેશાવર ફરે, અને કોઈ બ્હારવટું બેઠી શત્રુનું વેર લે, આવી સ્થિતિ એ લોકોની શિવાજી પહેલાં સો વર્ષથી નિદાન ચાલતી હતી. હંમેશાં એવા પ્રસંગો આવતા હોવાથી તેમાંથી કેમ છૂટવું તેના ધલાજો સ્ત્રીઓ તથા છોકરાંઓને પણ જે તે વખતે આવડતા. જંગલમાં ખાધાપીધા વગર છુપાઈ રહેવું, તાપમા અથવા થંડા પવનમાં રાતના વખતે પણ દૂર દૂર ન્હાસી જવું, શત્રુપક્ષની, ટોળીને તોડી પાડી પોતાની ટોળી જમાવવી, પોતાની ટોળીને ઉત્પન્નો બાંધી દેવાં, અને કોઇ વખત હોકારા કરી વખત વિતાડવો, અગર કોઇ વખતે સામે મ્હોંએ લડાઇ કરવી. આવી જ ટેવો સો દોઢસો વર્ષથી તેમને પડી ગઈ હતી અને શિવાજીને તે રોજ નજરે પડતી. કોઇ કોઇ વખતે શિવાજીએ આવી યુક્તિઓ વાપરેલી, તે પરથી તેને કેટલાક કપટી ગણે છે, પણ પૂર્વની આ સ્થિતિનો વિચાર કરતા શિવાજીએ તો એવી રીતિઓ બંધ પાડેલી અને દેશમાં સારી વ્યવસ્થા બેસેરી એમ જણાઈ આવે છે.

સ્કોટલેંડના ડુંગરી પ્રદેશની સ્થિતિ પણ આવીજ છે. સર વૉલ્ટર સ્કોટ જેવો લેખક અહીં હોત, તો તેણે આ પ્રદેશની અનેક મનોરંજક નવલકથાઓ રચી હોત. અફગાનિસ્તાન અને સ્વિત્ઝર્લાંડની પ્રાચીન સ્થિતિ પણ આવી હતી. શિવાજીના આરંભના પ્રયાસોની માહિતી આજ સુધી મળેલી નહોતી. માત્ર મોરે, અફઝુલખાન,

શાહિસ્તખાન, દિલ્હીના બાદશાહની મુલાકાત વગેરે પ્રસંગો અદ્દભુત રીતે બખરકારોએ વર્ણવેલા હતા. પણ તેમાં ઐતિહાસિક દૃષ્ટિ નહોતી એ અદ્દભુત બનાવોને આકર્ષક બનાવવાની ઇચ્છામાં ખરી બિના છુપાઇ જતી હતી. ગ્રાન્ટ ડફ વગેરે અંગ્રેજ લેખકોએ પણ ઘણા ભાગે એ બખરોનું અનુકરણ કર્યું અને અંદર પોતાની ભાવનાઓ પણ ઉમેરી. તે વખતના કાગળો વગેરે મળી આવવાથી હવે એ બાબતો ઘણી બદલાઈ ગઈ છે, અને ખરી માહિતી કેટલેક અંશે પણ મળી આવી છે. એ વખતના કાગળપત્રોના કેટલાક ભાગ આજ સુધીમા પ્રસિદ્ધ થયા છે, અને હજી બીજા બહાર આવશે. એ અસલ કાગળો વાંચના તે વખતની ખરી મહત્ત્વની માહિતી આપણને મળી શકે છે. હાલ જેવી રીતે એકંદર સરકારી કાગળોમાથી અમુક કાગળો ચૂંટીને બહાર મૂકવામા આવે છે, તેવી રીતના એ કાગળો નથી. એ તો જેવા મળ્યા તેવા જ બહાર મૂકેલા છે. જેમ જેમ પાછલા કાળમાં જતા જઇએ, તેમ તેમ કાગળો ઓછા મળી આવે છે.

એ કાગળોમાં અનેક માવળા દેશમુખોની હકીકતો છે. શિવાજીને કોણે કેવી મદદ કરી, તેવી ખટપટો કરવી પડી, અને લોકોના મન તેણે કેવી રીતે વાળ્યા એ હકીકત અનેક જૂદા જૂદા ઉલ્લેખોપરથી કંઇ કંઈ અંશે નીકળી આવે છે. એકાદ ન્હાના સરખા કાગળ પરથી પણ ઘણો પ્રકાશ મળે છે, અને અનેક છૂટા છૂટા ઉલ્લેખોની એકવાક્યતા કરતા ઘણી વાતોનો ઉકેલ થઇ શકે છે. ઘણાખરો કાગળો તકરારી કામોના કરેલા નિકાલના છે, અને તે નિકાલ મોટા ભાગે દાદોજી કોંડદેવે કરેલા છે. એ ઉપરથી દાદોજી કોંડદેવની કામગિરીનો પણ અંદાજ આવી શકે છે.

શિવાજીએ સન ૧૬૩૮ મા શરૂઆત કરી. તેની પહેલા એક વર્ષે નિજામશાહીનો નાશ થયો અને શાહજી કર્ણાટકમા ગયો. કર્ણાટકમા જતા પહેલા તેણે વિજાપુરની વતી નવીન મળેલા મુલકની ફિસાની તથા મુલકી વ્યવસ્થા કરી આપેલી. એ કામ તેણે પુનાથી

પોતાની જાગીરમાં રહીને કરેલું. એજ સાલમાં દાદોજી કોંડદેવ વગેરેની સલાહથી પોતાની જાગીરની વ્યવસ્થા હવે પછી કેમ રાખવી તેને માટે પણ તેણે ધોરણ ઠરાવી આપ્યું હતું. એ વખતે **શિવાજી** નાનો હતો. પણ આ રચનાઓ કરતી વખતે અને તેની ચર્ચા વખતે તેની હંમેશા હાજરી હતી. બાળપણના આ સંસ્કારથી તેને ભવિષ્યના કાર્યને માટે શિક્ષણ મળ્યું. સન ૧૬૩૯ મા **શાહજી** રણદુલ્લાખાનની જોડે **શ્રીરંગપટ્ટણ** હતો એટલે તે પહેલા **શિવાજીએ** ભવિષ્યના કાર્યની યોજના કરેલી હોવી જોઇએ. કેમકે સન ૧૬૩૯ ના ઓકટોમ્બરમાં પ્રસિદ્ધ થયેલા એક પત્રમાં નીચે પ્રમાણે શિવાજીનું પ્રસિદ્ધ મુદ્રા-વાક્ય છેઃ—

**प्रतिपच्चन्द्ररेखेव वर्धिष्णुर्विश्ववंदिता ।**
**शाहसूनोः शिवस्यैषा मुद्रा भद्राय राजते ॥**

"આ મુદ્રા આજ જો કે પ્રતિપદાની પેઠે અલ્પ છે, તોપણ તે ઉત્તરોત્તર વૃદ્ધિ પામીને બધા લોકોને વંદનીય થવાની છે. એ (મુદ્રા) **શાહજી** પાસેથી **શિવાજીને** મળી, અને કેવળ લોકહિત માટે તેણે ધારણ કરેલી હોવાથી (તે) શોભે છે." આ પ્રમાણે તેનો માર્મિક અર્થ હતો અને રાજચિહ્ન તરીકે તે આગળ પાછળનો ઘણો વિચાર કરીને, ઘણા ડાહ્યા માણસોની અનુમતિથી, જવાબદારી ઓળખીને ધારણ કરેલી હતી. **શિવાજીના** દરેક કાગળમાં તેના છેક છેવટના વખત સુધી આ મુદ્રા મુકાયેલી છે. સન ૧૬૩૯ ની અગાઉ વર્ષ કે છ મહિના પહેલાં આ મુદ્રા ધારણ કરેલી હશે. એટલે આ બધી યોજના **શાહજીના** વિચારમાં હતી, અને જિજાબાઇ તથા દાદોજી કોંડદેવે **શિવાજીના** હાથથી તે પાર પાડવાની હતી. **શિવાજીની** કુશળતા માટે તેને ખાત્રી હતી અને તેને હાથે એ યોજના પાર પડશે તે બદલ તેમને શંકા ન હોતી. આ પ્રમાણે **માલોજીએ** જે બહાદુરીથી પોતાનું વજન દરબારમાં સ્થાપેલું અને જે બહાદુરી **શાહજીએ** વિશ વર્ષ સુધી પ્રત્યક્ષ આચરી બતાવી,' તેજ બહાદુરી **શિવાજીએ** પણ આગળ ચાલુ રાખી આરં-

એવું કાર્ય પાર પાડવાનું હતું. એનો આરંભ સન ૧૬૩૭-૩૮ માં પુનામાં થયો.

પુના શહેર શાહજીની જાગીરમાં આવેલું હતું અને ત્યાં જ રહેવાનો વિચાર તેને ઘણા વખતથી હતો. બીજી સ્ત્રી કર્યાં પછી એ શહેરમાં એક હવેલી બાંધવાની તેને જરૂર લાગેલી. સન ૧૬૩૬ માં નિજામશાહીની ખટપટ પૂરી થતાં તેણે દાદોજી કોંડદેવ માર્ફતે ત્યાં એક હવેલી બંધાવી. પણ જિજાબાઇનો માની સ્વભાવ જોઇ ત્યાં બીજી સ્ત્રીને લઈ સાથે રહેવું અશક્ય જણાયું. તેથી પુનાની જાગીર શિવાજીને માટે સ્વતંત્ર રાખી શાહજી પોતે વિજાપુર તથા કર્ણાટકમાં જ રહ્યો, અને પુનાની વ્યવસ્થા દાદોજી કોંડદેવને સોંપી. શાહજી ફરી આ બાજુ આવ્યો જ નહીં.

૬. દાદોજી નરસ પ્રભુ અને સ્વરાજ્યની પ્રતિજ્ઞા—દાદોજી નરસ પ્રભુ આ તરુણ અને સાહસિક પુરુષ આરંભમાં જ શિવાજીને મદદગાર મળ્યો. તેણે શિવાજીની નોકરી ઘણા વિષમ પ્રસંગોમાં પણ ઘણી બહાદુરીથી, મોટા સાહસથી અને જીવની દરકાર ન રાખતાં બજાવી. એ વિજાપુરની રોહિડખોણ તથા વેલવંડ ખોણનો દેશપાંડે કે કુલકર્ણી હતો. સન ૧૬૪૫ માં તેને વિજાપુરના અધિકારીએ લખ્યું કે, "શિવાજી અમારી સાથે બેઈમાની કરી તમારા ભાગમાં રહી માવળાઓને એકઠા કરે છે, થાણાં જમાવે છે અને કિલ્લાઓ લઈ લે છે. હમણાં જ એક કિલ્લો જબરીથી લઇ તેણે તેનું રાજગઢ નામ આપ્યું. તમે પણ એમાં સામેલ છો અને શિવાજીને મદદ કરો છો. સરકારી લ્હેણું વસુલ આવ્યું નથી અને તમે ગમે તેવા જવાબો આપો છો. આવી રીતભાત તમને ઘટતી નથી તો રીતભાત સુધારો અને ભરણું મોકલી આપો. એમ નહીં થાય તો તમને વિજાપુર બોલાવી ગરદન મારવામાં આવશે અને તમારો હક્ક નાબુદ કરવામાં આવશે."

આ હકીકત ઉપરથી શિવાજીએ સન ૧૬૪૫ માં રાજગઢનો કિલ્લો બાંધી લીધો હતો એમ જણાઇ આવે છે. એ જ બાબતમાં

પછી શિવાજીએ દાદોજી નરસ પ્રભુને પત્ર લખેલો, કે 'વિજાપુરના આવા હુકમથી અમારા પિતા ગભરાય છે, પણ શ્રી રોહિડેશ્વર તમારા અને અમારા કુળદેવ છે, તેની કૃપાથી આપણું કાર્ય સફળ થયુ છે અને હજી પણ હિંદી સ્વરાજ્યની આપણી ઇચ્છા તે જ પૂર્ણ કરનાર છે, તો પિતાને ગભરાવા દેશો નહીં તેમને ધીરજ તથા દિલાસો આપશો દાદોજીની હાજરીમા તમે, અમે અને તમારા પિતાએ જે શ્રી રોહિડેશ્વર સમક્ષ સબધ જોડ્યો છે તે વજ્રલેપ છે અમે અથવા અમારા વશજો–છોકરાનાં છોકરા પણ એમા ફેરફાર કરીશુ નહીં આવુ રાજ્ય થાય એવી શ્રી રોહિડેશ્વરની ઇચ્છા છે માટે પિતાને તે પ્રમાણે જણાવશો ''

આ હકીકત ઉપરથી એમ પણ સમજાય છે કે શિવાજીના સ્વરાજ્ય મેળવવાના આ પ્રયાસમા દાદોજીની પણ સમતિ હતી કેટલાક જણાવે છે કે દાદોજી એ બાબતમા વિરુદ્ધ હતા, પણ તે આ પત્રપરથી ખોટુ ઠરે છે ઉલટુ તે આરભથી માર્ગદર્શક અને પ્રોત્સાહક હતા માતા જિજાબાઇની તો તેને મદદ હતી જ, એટલુ જ નહીં, પણ તેનું તો પ્રોત્સાહન હતું માતાના શબ્દને તો એ પ્રમાણ વાક્ય ગણતો ઇશ્વરની આપણને મદદ છે એમ જ નહીં પણ સ્વરાજ્ય મેળવવાની તેની આજ્ઞા–ઇચ્છા છે એવી શિવાજીની માન્યતા હતી એમ આ પત્ર પરથી જણાય છે

આ પછી દાદોજી નરસ પ્રભુ તરફ એક મહિને ફરીને વિજાપુરના અધિકારીઓએ લખ્યુ કે, " તમે અમારા તરફ બેઇમાન થયા છો તે બદલ અમને દિલગિરી થાય છે છતા મહેરબાની રાખી તમને જણાવીએ છીએ કે ખેતીવાડી આબાદ કરી સરકારી મહેસુલ મોકલી આપશો અને તમારો હક્ક હોય તે બીનતકરાર લઇ લેશો તમારી કસુર બદલ તમને માફી આપવામા આવે છે અમારા તરફથી તમને કશી ઇજા નહીં થાય "

આ પત્રપરથી એમ જણાય છે કે શિવાજીની સામે આ અધિકારીઓ લડવા ઇચ્છતા નહોતા, તેમ બીજા લોકોને પણ અડચણ કરવા ઇચ્છતા નહોતા. સમાધાનીથી જ નિકાલ લાવવાની તેમની ધારણા હતી. બીજી રીતે શિવાજી જે વ્યવસ્થા કરતો હતો તે આ લોકોને ઇષ્ટ પણ હતી. લડાઇ કરવા જતાં શાહજી જોડે થયેલી ખટપટ તેઓ હજી ભૂલ્યા નહોતા. એટલે મહંમદ આદિલશાહના વખત સુધી તો શાંતિ જ રહી. પછીથી અલી આદિલશાહના વખતમાં અફ્ઝુલખાન વગેરેની સલાહથી લડાઇઓ થઇ.

૭. કાનોજી તથા બાજી સર્જેરાવ દેશમુખ—રોહિડખોરાનો કાનોજી જેધે દેશમુખ હતો. શાહજીએ તેને પુનામાં શિવાજી પાસે રાખેલો. એ બાજી પાસલકરનો જમાઇ થાય. એ બંનેને શિવાજીએ મેળવી લીધા. આ કાનોજીના પૂર્વજોની થોડી હકીકત અહીં આપવાથી તે વખતના દેશમુખોની સ્થિતિની કેટલીક કલ્પના આવશે.

રોહિડખોરાની દેશમુખી વિજાપુર પાસેથી મેળવી ખેલોજી જેધે તથા બાજી જેધે આવતા હતા. તેવામાં એજ દેશમુખીના બીજા હક્કદાર ખોપડેએ તેમના પર હલ્લો કરી ખેલોજીને ઠાર માર્યો. બાજીએ એમાંથી છટકી જઇ પોતાનાં બૈરાં છોકરાંને સમુદ્રકિનારે સુરક્ષિત મૂકી આવી વેર લેવા બાર માણસો એકઠાં કર્યા. આ માણસોને તેણે કરેલી મદદના બદલામાં પોતાના વતનનો કેટલોક ભાગ આપ્યો. એ બધાએ મળીને ખોપડેને ત્યાં લગ્ન ચાલતાં હતાં તે વખતે હલ્લો કર્યો. મંડપ ઉડાવી મૂક્યો અને સાઠ માણસોને કાપી નાખ્યાં. આ સંબંધે કાજી પાસે ફરિયાદ જતા તેણે ખોપડે તથા જેધે વચ્ચે વતન વહેંચી આપ્યું. પછીથી વળી જેધેએ કેટલીક ખટપટ કરી પોતાનું વતન વધાર્યું. ખેલોજીનો પૌત્ર કાનોજી પરાક્રમી નીકળ્યો. તે આદિલશાહને ભરણું આપતો નહીં. તેને સાત દીકરા હતા. સર્વથી નાના દીકરા નાયકજીને આદિલશાહે મેળવી લઇ તેના નામનું વતન

કરી આપ્યું. તે પછી બે મોટા ભાઇઓએ મળી નાઇકજીને મારી નાખ્યો. એટલે નાઇકજીનાં માણસોએ એ બે ભાઇઓને મારી નાખ્યા અને નાઈકજીની સ્ત્રી સગર્ભા હતી તેના નામથી દેશમુખી મળી. એ સ્ત્રીને પુત્ર થયો ત્યારે તેને મારવા કાનોજીના બીજા દીકરાઓ આવ્યા. પણ એ બાઇ મરાણી અને તેના પુત્રને ઘાવે નસાડી મૂક્યો. એ પુત્રની સંભાળ બાજી પાસલકરે લીધી અને તેનું નામ કાનોજી બીજો પાડયું.

પછીથી પાસલકરે તેને પોતાની દીકરી પરણાવી જમાઈ કર્યો. આ વેર હજી શમ્યું નહતુ તેવામાં કાનોજીને બાંદલ દેશમુખો સાથે વાધો પડ્યો. બંને પક્ષે ઘણા માણસો એકઠા કરી લડાઇઓ કરી અને તેમાં ઘણાં માણસો માર્યા ગયા. એક દિવસે તો જ્યેનાં ત્રણસો માણસ મરાયાં. એટલાં બધા માણસોને જાતવાર એકઠાં કરી ઘર ઉપરનો કાટ વાપરી બાળવા પડેલાં. પછીથી એ કજીઓ શિવાજીના વખતમાં મટયો. કાનોજી શિવાજીને જઈ મળ્યો અને શિવાજીએ બાંદલ દેશમુખનો પરાભવ કર્યો. કાનોજીના દીકરા બાજીએ વિશેષ પરાક્રમ કરવાથી શિવાજીએ તેને સર્જેરાવનો ઇલિકાબ આપ્યો. આ જ્યે દેશમુખના દફતરોમાં શિવાજી તથા દાદોજી કોંડદેવ માટે આવો ઉલ્લેખ છેઃ—" કાનોજીએ શિવાજી મહારાજની સવારો સાથે નોકરી કરેલી. તેઓ પુનામાં મહારાજ પાસે રહેતા. રા. દાદોજી કોંડદેવ શિવાપુર આવ્યા, તે વખતે કૃષ્ણાજી બાંદલ બળજબરીથી ખંડણી ઉઘરાવતો હતો. કાનોજીએ તેને ખંડણી આપી નહીં, તેમ પોતાના મુલકમાં પેસવા પણ દીધો નહીં. એટલે શિવાજી મહારાજની હાજરીમાં મુસલમાની લશ્કર ચડી આવ્યું. એ લશ્કરનો પરાભવ કરવા મહારાજે માણસો એકઠાં કર્યા તથા કાનોજીને બોલાવ્યો. કાનોજી સવારો તથા માણસો લઇ આવ્યો અને લશ્કર જોડે લડાઇ ચાલી. એ લડાઈમાં કાનોજીના દીકરા બાજીએ ઘણું પરાક્રમ બતાવ્યું તેથી મહારાજે તેને સર્જેરાવ બનાવ્યો. બાંદલનું લશ્કર તેમાં મરાયું અને નાઠું અને મહારાજે પછી તેનો ઘણો મુલક હસ્તગત કર્યો. પછીથી અફઝુલખાન

ચઢી આવ્યો તેને ખંડોજી ખોપડે મળ્યો અને મહારાજને પકડી લાવવાની તેણે કબુલાત આપી. અફઝુલખાને તેને દેશમુખી આપી. એટલે કનોજી પોતાના દીકરાઓ સાથે મહારાજ પાસે પુના ગયો. ત્યા લશ્કર વગેરેનો જમાવ કરી સૌ પ્રતાપગઢ આવ્યા. અફઝુલખાન તે વખતે મરાયો અને ખંડોજીનો પરાભવ થયો. પછી શાહિસ્તખાન પુના ઉપર ચઢી આવ્યો તે વખતે પણ બાજી સર્જેરાવે ઘણી મદતની મદદ આપેલી. મહારાજે પણ તેની સારી કદર કરી. બાદશાહની દિલ્લીમાં મુલાકાત લેવા વખતે પણ બાજી સર્જેરાવ સાથે હતો. આ રીતે બાજી સર્જેરાવે મહારાજની નોકરી એકનિષ્ઠાથી બજાવી."

પછીના સમયમાં પણ આ વતન માટે ઘણી તકરારો થઇ. ખોપડે તેમને ઉપદ્રવ કર્યા જ કરતા. શંભાજી તથા રાજારામના વખતમાં શિવજી જેથે મોગલોને જઇ મળેલો. દેશમાં શત્રુઓ હોય ત્યારે આવા પ્રકારો બને છે.

✓ શિવાજી વખત પ્રમાણે લોકોને બચાવના ઉપાયો બતાવતા, એ હકીકત સર્જેરાવને તેણે લખેલા એક પત્ર પરથી મળી આવે છે. તે પત્રમાં શિવાજીએ જણાવ્યું છે કે, "જાસુસોથી બાતમી મળી છે કે મોગલ લશ્કર તમારા ભાગ ઉપર ચાલ્યું આવે છે તો તમે તમારા દરેક ગામમાં તાકીદ કરીને માણસો, છોકરાં, ઢોર વગેરેને ડુંગરોમાં સંતાવાની જગા હોય ત્યાં નસાડી મૂકશો. એમાં બિલકુલ ઢીલ કરશો નહીં. આ સમાચાર મળતાંજ અમલ કરશો. વિલંબ થશે તો લશ્કર જે નુકસાની કરશે તેનું પાપ તમારે માથે ચઢશે. માટે ગામેગામ ફરીને, રાતોરાત જઈને લોકોને ખબર આપશો. એક પળની પણ ઢીલ કરશો નહીં. તમે તમારી જગાએ હોંશિયારીથી રહેજો. અને દરેક ગામે પણ જે બંદોબસ્ત માટે માણસો હોય તે ડુંગરો ઉપર ચોકશી રાખતાં બેસી રહે અને લશ્કરને દૂરથી આવતું દેખી તેની નજર ચૂકવી ન્હાસી જાય." આ પત્ર સન ૧૬૬૨ ના નવેમ્બરમાં

લખેલો છે. એટલે શાહિસ્તખાન પુના ઉપર ચઢી આવ્યો તે વખતનો છે. સન ૧૬૬૩ના એપ્રિલ માસમાં શિવાજીએ શાહિસ્તખાન ઉપર છાપો મારેલો.

૮. બાજી પાસલકરઃ—કાનોજીની પેઠે આ બાજી પણ માવળાઓમાં આબરૂદાર ગૃહસ્થ હતો. ઘણા લેખો ઉપર આ બંનેની તથા દાદોજીની સાક્ષીઓ છે. દેશમુખો વચ્ચેના કજીઆઓ પતાવવામા આ અગ્રણી હતો. તેણે અનેક કજીઆઓના નિકાલ કરેલા. દુઃખી દેશમુખોને તે આશ્રય આપતો અને તેમનું સંરક્ષણ કરતો. કાનોજીને એવી રીતે તેણે રાખી જમાઇ કરેલો. બાલાજી ઝુંઝારરાવનું પણ તેણે એજ પ્રમાણે રક્ષણ કરેલું. દેશમુખોના કરજ માટે તથા સારી વર્તણુક માટે તે જામીન થતો. આવો માણસ ઉપયોગી જાણી શિવાજીએ તેને હાથમાં લીધો. માવળાઓની બધી વિગતવાર માહિતી શિવાજીએ જાણેલી, અને પ્રસંગ પડતાં તેનો ઉપયોગ પણ થતો. સન ૧૬૪૦ થી ૧૭૧૭ સુધી આ બાજીએ સારી નોકરી કરી.

દેશમાં ઉથલ પાથલ ચાલતી હોવાથી જૂદા જૂદા ઠેકાણાના દેશમુખો પરસ્પરની સહાય માગતા. સુપોજી વણગોજી નાઈક નિંબાળકરે એજ રીતે કાનોજીની મદદ માગેલી.

૯. દાદોજી કોંડદેવ, તેનું ચરિત્ર અને તેની કામગિરીઃ- પ્રો. જદુનાથ સરકારે દાદોજી માટે નીચે પ્રમાણે હકીકત મુસલમાની ઇતિહાસ પરથી જણાવેલી છેઃ—

"પુના અને તેની આસપાસની પોતાની જાગીરની વ્યવસ્થા રાખવા શાહજીએ દાદોજી કોંડદેવ નામે એક ગૃહસ્થને રોકેલો, તેની તહેનાતમાં એક હજાર સવારો હતા. સીદી હલાલ નામે એક માણસ એ લશ્કરની સંભાળ માટે હતો. અને શિવાજી તથા જિજાબાઈની સંભાળ રાખવાનું દાદોજીને ખાસ સોપ્યું હતું. દાદોજીએ તે પ્રમાણે વ્યવસ્થા કરી, બહારના લોકોને બોલાવી પુના શહેરમા તેણે વસાવન

કરી, શિવાજી માટે એક હવેલી બંધાવી અને તેને બરાબર કેળવણી આપી: શિવાજી માટે તેણે એક ઉત્તમ શિક્ષકને રોકેલો અને તેને ઘોડાપર બેસતાં, લડાઇ કરતા તથા બીજી કેટલીક કળા થોડા વખતમાં શીખવી. જંગલી પ્રાણીઓ મરાવીને તથા મહેસુલની રકમ નિશ્ચિત ઠરાવીને તેણે મુલક પણ આબાદ કર્યો., વળી શિવાજીના નામથી એક ઉત્તમ બાગ બનાવી તેમાં તેણે ઉમદા ફળઝાડો તૈયાર કરાવ્યા. દાદોજીની આ કામગિરી શાહજીને બહુ પસંદ પડી. તેણે તેને પોશાક તથા બક્ષિસ આપી તેનું માન વધાર્યું અને તેના પગારમા સાતસો હોનનો વધારો કર્યો. પણ શિવાજીના બખેડા આ દાદોજીને પસંદ પડયા નહીં અને તેણે વિષ ખાઇ પ્રાણત્યાગ કર્યો. શિવાજીની ઉમર તે વખતે ૧૭ વર્ષની હતી. દાદોજીએ દ્રવ્યનો મોટો સંગ્રહ કર્યો હતો તે શિવાજીને મળ્યો. એજ દ્રવ્ય વડે તેણે માવળાના પચિશ હજાર માણસો તૈયાર કર્યા અને શ્યામરાવ નીલકંઠને પેશવા તથા રાઘવ બલ્લાળને ચિટનિસ નીમ્યા. શાહજીએ પછી પુત્રની યોગ્યતા જોઈ પોતાની જાગીરની વ્યવસ્થા રાખવાની તેને પરવાનગી આપી. "

આ હકીકત ઉપરથી દાદોજી કોંડદેવ માટે ઉપયોગી માહિતી મળે છે અને તે મુસલમાની ઇતિહાસ ઉપરથી મળેલી હોવાથી વિશેષ કિંમતી છે. દાદોજી માત્ર કારકુન નહોતો, પણ કુશળ મુત્સદી અને વફાદાર નોકર હતો, અને શિવાજીને રાજ્યકારભારમા તેણે ઠીક માર્ગ બનાવેલો હતો. પહેલા તે ભોસલે કુટુંબના ગામોનો કુલકર્ણી હતો, એટલે બાલપણથી તેને તે કુટુંબની માહિતી હતી. મરણ વખતે તેની ઉમર ૭૦ વર્ષની હતી, અને એ બધો વખત તેણે ભોસલેના વહીવટમાજ ગાળેલો. કાગળ પત્રમા તેને "સુબેદાર નામલદ" અથવા "મહાલાનિહાય સુબેદાર" તરીકે લખવામા આવતુ. એ રીતે એ કોંડાણા કિલ્લાનો સુબેદાર ( હાલ જેને કલેક્ટર કહે છે તે ) હતો. આસપાસના ટાપુમા કોંડાણા એ મધ્યબિંદુ જેવો છે અને ત્યાંથી એ

બધા ભાગો ઉપર બંદોબસ્ત રાખી શકાય એમ છે. કોંડાણાની નજીકમા જ શિવાપુર છે તે શિવપટણ પણ કહેવાતું. સન ૧૬૫૦ ના સુમારમાં તે કેટલોક વખત શિવાજીની રાજધાનીનું શહેર હતું. પ્રથમ દાદોજી પુનામાં રહી કારભાર ચલાવતો પછી કોંડાણા લશ્કરી થાણું થવાથી અને તે પુનાથી દૂર પડવાથી શિવાપુર વસાવી ત્યાં કેટલોક વખત શિવાજી સાથે દાદોજી રહેલો.

ઉપર આપેલી હકીકતમાં બે નજીવી બાબતોમાં તફાવત છે. દાદોજીના મરણ વખતે શિવાજીની ઉમર ૧૭ વર્ષની ગણીએ તો તેનું મરણસન ૧૬૪૫ માં થયું ગણાય. પણ હાલમાં એમ ઠરેલું છે કે તેનું મરણ સન ૧૬૪૭ ના ઑકટોબરમાં થયું. બીજો તફાવત એ છે કે દાદોજીએ શિવાજી ઉપર નારાજ થઈ વિષપાન કર્યું એ પણ સંભવતું નથી. શિવાજીનાં આ તોફાનોમાં શાહજીનો હાથ નથી એમ વિજાપુરને બતાવવા માટેજ વિજાપુર તરફ આવું લખી મોકલ્યું હશે, અને તે શાહજીએ જણાવ્યા પ્રમાણે મુસલમાની ઇતિહાસમાં લખાયું. દાદોજીના મરણ પછી તરત જ શાહજીને કેદ કર્યો તે પરથી પણ આ અનુમાન ખરૂં ઠરે છે.

દાદોજી પ્રસંગ પડતાં લડવામાં પણ કંઈ કમી નહોતો. એવો ઉલ્લેખ મળી આવ્યો છે કે, કાનોજી જેધે પુનામાં મહારાજ પાસે રહ્યો, એટલે દાદોજી શિવાપુર આવ્યો. તે વખતે કૃષ્ણાજી બાંદલ ખંડણી લેતો ફરતો હતો. દાદોજી તેના ઉપર ચડયો, પણ હારીને પાછું આવવું પડયું.

એવા દાખલા પણ મળેલા છે કે દાદોજીએ કરેલો નિકાલ કોઇ પક્ષકારને પસંદ ન પડયો હોય. ફુલાજી નાઇક અને સિલકર વચ્ચે વતન સંબંધે વાંધો પડતાં દાદોજીએ તપાસ કરીને નિકાલ આપેલો કે બંનેએ વતન અર્ધો અર્ધ વહેંચી ખાવું. પણ ફુલાજીએ સોયના નાકા જેટલી જમીન આપવાની પણ ના પાડી, તેથી ફુલાજીને દાદોજીએ મરાવી નાખેલો.

દાદોજીને દેશસ્થિતિની પણ સારી માહિતી હતી. ત્રણ મુસલમાની રાજ્યોની ખટપટ અને શાહજીના પ્રયાસ તેણે ઘણાં વર્ષ જોયેલાં. તેની નિરીક્ષણશક્તિ પણ તીવ્ર હતી. શાહજીને લશ્કરની ભરતી કરવામાં તથા યુદ્ધસામગ્રી એકઠી કરવામા તે બહુ ઉપયોગી થતો. તેણે જોયું કે દેશમાં લડવૈયા લોકો ઘણા છે: માત્ર તેની શક્તિ પરસ્પરના ટંટાઓમાં વ્યર્થ વપરાઇ જાય છે. ટંટાઓનો નિકાલ કરતા તેને બહુ મુંઝવણ પડેલી. એટલે તેણે એ લોકોની શક્તિનો શુભ કાર્યમાં ઉપયોગ કરવા અને ટંટાનું મૂળ કારણ મટાડવા વિચાર કરેલો. શિવાજીને આગળ રાખી તેણે આ ટંટાઓના નિકાલ કર્યા વગર તેના વતનની પણ સારી વ્યવસ્થા રહેવી શક્ય ન હોતી, એ વ્યવસ્થામાં દાદોજીનોજ મુખ્ય હાથ હતો. દાદોજીના આ રાષ્ટ્રીય કર્તવ્યની લોકોને હજી પણ કલ્પના નથી આવી અને હવે આવનાર પણ નથી. મુસલમાની રાજ્ય વખતનાં વતનો તથા ઇનામોની તેણે નવીન સનંદો કરી આપેલી. રાજ્યને સ્થાયી કરવાનું આ સારૂં સાધન હતું. દેશમુખોને તાબે કરવાને તેણે કેટલીક વખત લડાઇઓ પણ કરેલી. તે પોતાની સહી દાદો કોંડદેવ એ પ્રમાણે કરતો. પણ બધા તેને "દાદોજી કોંડદેવ" એમ માનથી બોલાવતા તથા લખતા. માવળા દેશમુખોના ટંટાઓ મટાડી તેનો તેણે એક સંઘ બનાવેલો. કેટલાકને તેણે યુક્તિથી શિવાજીના પક્ષમાં લીધેલા અને કેટલાકને લડાઈમા હરાવીને લીધેલા. શિવાજી બારથી સોળ સત્તર વર્ષનો થયો ત્યાં સુધી તેણે પોતાની આ કામગિરી શિવાજી મારફત કરાવેલી. સારાંશ કે શિવાજીના રાજ્યના આરંભનો પાયો શાહજીની પુનાની જાગીરની વ્યવસ્થા કરવામા દાદોજીએ બાંધ્યો.

શિવાજીના શિક્ષણને માટે દાદોજી જેવો અત્યંત શુદ્ધ દિલનો, પ્રામાણિક, ધાર્મિક અને લોકહિતેચ્છુ પુરૂષ શાહજીને મળ્યો એ તેનું મોટું ભાગ્ય હતુ. તે વખતને અનુરૂપ લડાયક કળા, જમીન મહેસુલ તથા તેનો હિસાબ, અને લશ્કર જમાવી પોતાનો તથા દેશનો

બચાવ કરવાની અને લોકોને સંતુષ્ટ રાખવાની યુક્તિ એ તેણે શિવાજીને સમજાવ્યું. તેની જ સાથે ધર્મ અને નીતિનું પણ યોગ્ય શિક્ષણ આપ્યું. મહાભારત, ભાગવત વગેરે ગ્રંથો તેણે શિવાજીને સંભળાવ્યા, અને તેમાંની લડાઇઓનાં તથા ધર્મનીતિના ઉદાત્ત તત્વો તેણે શીખવ્યાં. એ રીતે શિવાજીનો ભાવી ઉન્નતિનો પાયો દાદોજીને હાથે રચાયો. દાદોજીનું વર્તન અત્યંત પવિત્ર અને પાપભીરુ હોવાથી શિવાજીનું મન તથા બુદ્ધિ પણ તેવા સંસ્કૃતિવાળા થયાં. શિવાજીને તેણે ૧૦–૧૨ વર્ષ જ શિક્ષણ આપ્યું, પણ તે વખતે શિવાજી વય, અનુભવ અને વૃત્તિમાં તેને માટે બરાબર લાયક હતો. દાદોજીની સતી સ્ત્રી પણ પતિનિષ્ઠ સાધ્વી હતી. પત્નીનું મરણ થતા–તે નિશ્રેષ્ટ થઈ જતા પોતેજ શિક્ષા ભોગવવાના હેતુથી જીવ્યો ત્યાં સુધી તેણે હાથ ખુલ્લો રાખવાનું વ્રત લીધુ હતું. આ ઉપરથી તેની દૃઢતા તથા પાપભીરુતા જણાઇ આવે છે. તેણે કરેલા નિકાલો ઉપરથી તે નિષ્પક્ષપાત અને ન્યાયી જણાઇ આવે છે. મરતી વખતે તેણે શિવાજીને ઘણો ઉમદા બોધ આપેલો. તેના મરણથી શિવાજીને તથા તેની માતા જિજાબાઇને ઘણું દુઃખ થયેલું. તેના આદર્શો વિસરી જવા યોગ્ય નહોતા.

વાંચન, લેખન ઉપરાત ઘોડા ઉપર બેસતાં, તીર ફેંકતાં, ભાલો મારતાં તથા તલવાર અને પટ્ટા ખેલતાં પણ શિવાજીને યોગ્ય શિક્ષકો રોકીને દાદોજીએ શીખવ્યું હતું. તેથી શિવાજીમાં સાહસ અને ઉદ્યોગની ટેવ પડી હતી. વળી પુનામાં મોટી હવેલી બાંધી તેને રહેવાની પણ સારી સગવડ કરી આપેલી. એ હવેલી પુનાની કસ્બા* પેંઠમા

* પુના શહેર સંબંધી કેટલીક માહિતી હમણાં મળી આવી છે. મુસલમાની અમલ પહેલાં તેનું 'પૂતક' એવું નામ હતું. અને તે હાલની શનિવાર પેંઠની જગાએ હતું. મુસલમાની અમલમા તેનું પુનેવાડી નામ પડયું તે વાડીના પટેલ તથા કુલકર્ણીના વંશજો હજી પણ ત્યા રહે છે. આસપાસ બીજા અનેક ગામો હતાં અને તેનો સમાવેશ ધીમે ધીમે પુના શહેરમાં થતો ગયો. લોહગામ કરીને એક ગામમાં તુકારામનું સાસરૂં

ગણપતિ પાસે હતી. તેને રાજમહેલ કહેતા અને બહારના બગીચાને રાજબાગ કહેતા. શિવાજી ન્હાનપણથી જ સાહસપ્રિય હતા. ડુંગરોમાં ભટકવામાં તથા ગામડાના લોકોની સોબત કરી ટાઢ તરસ વેઠી સવારી કે શિકાર કરવામાં તે હંમેશાં મચ્યા રહેતા. માહિતગાર માણસોને સાથે રાખીને પોતાની જાગીરની તથા આસપાસની દરેક મહત્ત્વની જગા અને કિલ્લાઓ તેણે બારીકાઇથી જોયેલાં. દરેક કિલ્લા ઉપર કેવો બંદોબસ્ત છે તેની માહિતી મેળવેલી, ખૂણાખોચરાઓમાં ભટકીને કેડીઓ તથા છુપા રસ્તાઓ જોયેલા. ઘણા દેશમુખો સાથે ઓળખાણ તથા મમતા કરેલી, અને કોણ આપણને ઉપયોગી થઈ પડશે તથા કોણ અડચણ કરશે તે જોઇ રાખેલું. આ રીતે તેની તૈયારી થતી હતી. શિવાજીનાં આ સાહસો જોઇ દાદોજીને ધાસ્તી લાગતી, પણ પછીથી એ ધાસ્તી નીકળતી ગઇ. તેને લાગ્યું કે શિવાજીમાં અપૂર્વ ગુણો છે, અને તે જે કરવા ધારે છે તેમાં નિષ્ફળતા મળે, તોપણ તે ભૂષણરૂપ છે. જ્યારે શિવાજીએ કિલ્લાઓ વગેરે કબજે લઈ તોફાન ઉઠાવ્યું, ત્યારે વિજાપુર દરબારને દુભવાથી આપણું સર્વસ્વ નાશ પામશે એ ધાસ્તીથી તે ગભરાયા. વળી તે વખતે શિવાજીની ઉમર પણ તેટલી હિમ્મત અને સાહસિકતાને લાયક નહોતી. તેથી તેણે જાગીરની વ્યવસ્થાનું ઘણું ખરૂં કામ શિવાજીને માથે નાંખ્યું, અને તેમ કરીને તેમાં તેને રોકી રાખવા ધાર્યું. એ નવીન કામમાં શિવાજીને ઠીક અનુભવ મળ્યો અને તે આગળ ઉપર તેને બહુ ઉપયોગી થયો.

શિવાજીએ આ વ્યવસ્થા કરતા કરતા આટલી વાતો પર વિશેષ

હતું, અને તે ગામમાં તેના કીર્તન વખતે શિવાજી જતા. એ લોહગામ અને તેની આસપાસનો ભાગ પુનાકરબો કહેવાતો. એ કસ્બાના દેશમુખ શિતોલે અને દેશપાંડે હોતપ હતા. હાલ પણ તેના વંશનો ત્યાં જ રહે છે. પેશવાના વખતમાં પુનાનો વિસ્તાર ઘણો વધી પડયો ને તેની અનેક પેઠો નિર્માણ થઇ.

લક્ષ આપ્યુ કે (૧) જમીનવેરો લોકો ઉપર કેવી રીતે લાગુ કરવો, (૨) વેરાની રકમ કેવી રીતે વસુલ કરવી, (૩) રાજ્યકારભાર કેવી રીતે ચલાવવો અને (૪) લોકોના ટંટા કેમ પતાવવા. અનુભવ પરથી તેને એમ જણાયુ કે પ્રજાને ખેતીવાડી કરવામા આનંદ લાગવો જોઇએ, અને દરેક ગામને પોતપોતાનો કારભાર ચલાવવાને પૂરેપૂરી છૂટ હોવી જોઈએ. એથી સરકારની જવાબદારી ઓછી થાય છે અને લોકોને સંતોષ મળે છે. શિવાજીએ સ્વરાજ્ય પછીથી પણ એજ ધોરણ પકડયુ. એમની જાગીરમા ચાર પ્રકારની સુધારણા કરવાની જરૂર હતીઃ—(૧) બંદોબસ્ત માટે લશ્કર રોકવું, (૨) વાઘ વરૂ જેવાં જંગલી જનાવરોથી ખેતીને તથા લોકોને થતો ઉપદ્રવ બંધ કરવો, (૩) મહેસુલ નક્કી કરીને તથા સવલતા આપીને ખેતી સુધારવી અને (૪) ટંટા બખેડા સમાવી દઈ લોકોને ઉદ્યોગ ધંધે લગાડવા.

(૧) લશ્કરઃ—શાહજીની મૂળ જાગીર પુના તથા સુપા પ્રાંતની હતી અને પાછળથી કર્ણાટકની કામગિરી બદલ તેને બારામતી, ઇંદાપુર અને માવળ પ્રાંત મળ્યા. માવળા દેખાવમા મનસ્વી પણ પ્રામાણિક, મહેનતુ અને ચપળ હતા. એ લોકો શિવાજીને બહુ ગમ્યા અને દાદોજીએ દેશના બંદોબસ્ત માટે તેનો સારો ઉપયોગ કર્યો. બિનકવાયતી એક પાયદળ લશ્કર તેણે તૈયાર કર્યું અને તેના ઉપર હકુમત રાખવાના દરજ્જા ઠરાવી આપ્યા. ગામેગામ ચોકી પહેરા ગોઠવીને ચોરોની ભીતિ મટાડી, અને પોતાની હદના કિલ્લા વગેરે દુરસ્ત કરી તેના ઉપર લશ્કર ગોઠવ્યુ.

(૨) લોકોને જાહેર કર્યું કે જે કોઈ વાઘ વરૂને મારી લાવશે તેને ઇનામ આપવામા આવશે. એટલે ઘણા વાઘ વરૂ મરાયા અને તેનો ઉપદ્રવ મટયો.

(૩) ખેતી સુધારવાને માટે દાદોજીએ ઘણા ઉપાય કર્યા. ગામેગામ ફરીને તેણે મલીકંબરની પેઠે જમીનની માપણી તથા જાતવારી કરી

અને પાકના પ્રમાણમાં મહેસુલ લેવાનો ઠરાવ કર્યો. ઘણાં વર્ષો સુધી કરની માફી આપવાથી લોકોએ ખેતીમાં ઘણો વધારો કર્યો. ગામની તથા લોકોની માલિકીની હદ ઠરાવી આપી, અને જૂદા જૂદા કામ માટે જવાબદાર માણસો નીમ્યા. આ રીતે દાદોજીએ સઘળી વ્યવસ્થા કરી, *તેથી જ્યાં ગાઢ જંગલ હતું ત્યાં પણ બાગાયત થઇ.* વસ્તી વધી અને દશ વર્ષમાં તો મુલક આબાદ તથા ફળદ્રુપ થઇ વસુલ પણ ઘણું આવવા લાગ્યું. એટલે જે મુલક અહંમદનગર તથા વિજાપુરના કલહને લીધે ઉજડ થઈ ગયો હતો, તે ઘણું જ ઉત્પન્ન આપનારો થોડા વખતમાં થઈ પડ્યો.

(૪) ટંટાઓના નિકાલની કેટલીક હકીકત પ્રથમ આપેલી છે. એ વખતે સરકારની વ્યવસ્થા બરાબર ન હોવાથી લોકોમાં સગાં સગાંના તથા વતનના કજીઆ સેંકડો વર્ષ ચાલતા, અને એ કજીઆ-ઓમાં જ તેમનું સઘળું બળ વપરાઇ જઇ બીજો ધંધો સૂઝતો નહીં. શિવાજીની સમક્ષ પુરાવા લઇ દાદોજીએ લોકોના આવા ટંટાનો સમાધાનકારક નિકાલ કર્યો. દશ વર્ષની અંદર ટંટાનું મૂળ નીકળી ગયું અને દેશમાં સ્વસ્થતા થઇ. લોકો તેથી ખેતીવાડીના સુધારા ઉપર લક્ષ આપવા લાગ્યા. ટંટાઓનો નિકાલ અંદર અંદર આ રીતે કરી શકાય તે લોકોને પછી સૂઝયું અને તે ધોરણે બીજાં કામોમાં પણ સંઘશક્તિનો ઉપયોગ થવા લાગ્યો. સૈન્યની પહેલાં જેવી રીતે માણસો જઇને જંગલો વગેરે કાપી સૈન્યને માટે રસ્તો સાફ કરે છે તેવી જ રીતે દાદોજીએ રાજ્યવ્યવસ્થાનું આ આરંભનું કામ કર્યું.

(૫) તે વખતના અમલદારો પણ ખેતીવાડીની આબાદીનું આ કામ કાળજીપૂર્વક કરતા. લોકોને જણાવવામાં આવતું કે "નવીન ફળ-ઝાડો ઉછેરવામાં આવે તો દશ ઝાડે એક ઝાડ ઇનામ આપવું અને બાકીનાં નવાં ઝાડો પૈકી રાજભાગ ત્રીજો લેવો (જો પાક ઉતરે તો). વડિલોએ વાવેલાં ઝાડો દેશમુખોને ઇનામ તરીકે ગણવાં. આ બાબત કોઇએ અંદેશો ન રાખતાં નવીન ઝાડો ઉછેરી સુખી થવું."

આટલું કામ થયા પછી શિવાજીના મનમાં આવ્યું કે સઘળા મરાઠાઓનું એક સામ્રાજ્ય કરવું. તોરણા કબજે કરીને અને વિશેષ બલવાન્ સરદાર ઉપર કર બેસાડીને તેની શરૂઆત તેણે કરી. વિજાપુર દરબારને તેટલા ઉપરથી શક પડયો. સામ્રાજ્યની આ કલ્પના તેને સન ૧૬૪૪ ના સુમારે એટલે સત્તર વર્ષની વયે આવી. રોહિડેશ્વર સમક્ષ તે માટે પ્રતિજ્ઞા લીધાની હકીકત અગાઉ આવેલી છે. એટલે સામ્રાજ્યની કલ્પના પરિપક્વ થયા પછી એ કિલ્લો લીધેલો. શરૂઆતમા દાદોજીએ કરી રાખેલું આ કામ ઘણું ઉપયોગી થયું. ઓગણીશ વર્ષની ઉમરે તોરણાનો કિલ્લો તેણે લીધો તે વખતથી સામ્રાજ્યનો આરંભ થયો. રાજ્યનો આરંભ તો તે પહેલાંજ થયો હતો. શિવાજી આ આરંભને માટે યોગ્ય અને સર્વ રીતે તૈયાર છે તે જોઇને તથા તેનો ઉદ્યોગ સફળ થવાનો છે એવી ખાત્રી રાખીને દાદોજી સન ૧૬૪૭ માં ઘણી શાંતિથી મરણ પામ્યો. અર્થાત્ તેનો શિવાજી સાથે એ બાબતમાં મતભેદ હતો અને તેથી તેણે વિષપાન કર્યું એ હકીકત કેવળ કાલ્પનિક છે. દાદોજી પછીથી તેનું કામ તેનો દીકરો કૃષ્ણાજી કરતો હતો.

૧૦. **સ્વરાજ્યની કલ્પના કોની ?**—આપણે આપણા સ્વપરાક્રમથી ઉદ્યોગ કરી નામ કહાડીએ, એવી વૃત્તિ જે ભોસલે કુળની હતી, તે માલોજીએ સિદ્ધ કરી બતાવી. પછી શાહજીએ તેમા કેટલો ઉમેરો કર્યો તે અગાઉ જણાવેલું છે. પ્રત્યક્ષ સ્વરાજ્યની કલ્પના તો શિવાજી અને માતા જિજાબાઇના મનની જ હોવી જોઇએ. કોઈ કોઈ કારકુનો તથા માવળાઓ તેમાં સામેલ હતા. દાદોજીની બધી કળા તેની પોષક હતી. ગુપ્ત મસલતોમાં પણ તે ઘણા ભાગે સામેલ હશેઃ કદાચ ન પણ હોય.

સન ૧૬૨૬ થી ૩૬ સુધીનાં દશ વર્ષ શાહજીએ નિઝામશાહીના નામથી પણ વસ્તુતઃ પૂર્ણ સ્વતંત્રતાથી રાજકારભાર કર્યો. અનેક પ્રપંચો રચ્યા. આદિલશાહી તથા કુતુબશાહી સાથે કોઈ વખત

સમાધાન રાખીને અને કોઇ વખત દબાણ કરીને તેણે પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું તથા શાહજહાં જેવા પરાક્રમી મોગલ બાદશાહને પણ દશ વર્ષ સુધી દાદ આપી નહીં. એ દશ વર્ષ સુધી મોગલોની લાખ બે લાખ ફોજ તેની છાતી ઉપર હતી. શાહજી પાસે નિજામ-શાહીના માણસો શિવાય પોતાનાંજ ૪૦-૫૦ હજાર માણસો હંમેશા તૈયાર રહેતાં. હાથમા મુબલક દ્રવ્ય હોય, તો દેશનાજ લડવૈઆ લોકોને નોકરીમાં રાખીને તેની મદદથી હિંદુસ્તાનમા રાજ્ય સ્થાપન કરવું શક્ય છે, એ મોટી શોધ જે પછીના સો વર્ષે ડુપ્લે તથા ક્લાઇવે જગતને બતાવી, તે શાહજીએ પોતાની મેળે જ તે વખતે અમલમા આણી હતી. તેનો પરાભવ શાહજહાંથી કદી જ થઇ શકયો નહી. તેવો જ પ્રકાર શિવાજી અને ઔરંગજેબ વચ્ચે બન્યો. જે કામ લડાઇથી થયું નહીં, તે યુક્તિથી શાહજહાંએ કર્યું. વિજાપુરને વચમાં નાખીને શાહજીનું કોઇ પણ રીતે સમાધાન કરી તેણે નિજામશાહી ડુબાડી. આદિલશાહીની વહેંચણીમાંથી મળેલો મુલક વિજાપુરે શાહજીને જાગીર તરીકે આપ્યો; કેમકે તે મુલક તેની પાસેથી લેવો શક્યજ નહોતો; અને તેની રાજવ્યવસ્થા પણ તે પ્રદેશ વિકટ હોવાથી કરવી શક્ય નહોતી. એજ પ્રદેશમાં શાહજીની વડિલોપાર્જિત જાગીર હતી. એ જાગીરમાંજ શિવાજીએ પ્રથમનાં દશ વર્ષે માતા સાથે ગાળ્યાં. આ રીતે સ્વતંત્ર રાજ્યસ્થાપનાનો પ્રયોગ શાહજીથી જ શરૂ થયેલો. પણ તે વ્યક્તિ પુરતો અગર તો કુટુંબ પુરતો હતો. સ્વરાજ્યની વિસ્તૃત કલ્પના તેના મનમાં નહોતી જ.

શાહજીનો જન્મ મુસલમાની રાજ્યમાં થયો. તેનાં બધાં પરાક્રમો અને બધી હિકમતો મુસલમાની રાજ્યોને તારવામા વપરાયાં. અને મુસલમાની ધર્મ માટે તેના મનમાં વૈર નહોતું. શિવાજી જે ગોબ્રાહ્મણ પ્રતિપાલક થયા તે તેની કલ્પનામાં નહોતું. બહુ બહુ તો દક્ષિણમાં મોગલોને પેસવા ન દેવા, બધાં રાજ્યોએ મળી તેમને હરાવવા, તથા તે રાજ્યોમાં પોતાના જેવા સરદારનું પ્રબળ જમાવવું,

એટલો જ તેનો વિચાર હતો. મુસલમાનોને કેવળ હાંકી કાઢવા એવો વિચાર તેનો નહીં: એ વિચાર તો શિવાજીને જ પ્રથમ આવ્યો.

તે વખતના મુસલમાની રાજ્યમાં ન્યાય અપવાદ રૂપ હતો. એટલું અંધેર ચાલતુ કે કલ્પનામાં પણ ન આવે. પૈસા મળે એટલે એકનું વતન બીજાને અપાતું. સ્ત્રીઓ ઉપર બળાત્કાર, હિંદુઓનાં ખુન, દેવળો ભાગવા, ગોવધ કરવો, વગેરે અપકૃત્યો ખુલ્લી રીતે થતા. જિજાબાઇના પિતા તથા ભાઇને નિજામશાહે ઠાર મારેલા. તેને પોતાને પણ પકડી લઇ ગયેલા. ખેલોજીને પણ ઔરંગજેબે ઠાર મારેલો. આબરૂસર ધંધો કરી સ્વતંત્રપણે નિર્વાહ ચલવવાનું કે ધર્માચરણ કરવાનું કોઈ સ્થળ રહેલું નહીં. આવી સ્થિતિમાં સન ૧૬૪૨-૪૩ માં શિવાજીને વિજાપુર જતાં ગોવધ વગેરે જોઇ જૂદીજ કલ્પના આવી. એજ સમયમાં શિવાજીના સસરા મુધોજી નિંબાલકર મરાયા અને તેના દીકરા બજાજીને મુસલમાની ધર્મ સ્વીકારવો પડ્યો. શિવાજીને તેથી પણ ગુસ્સો આવ્યો. મુસલમાની રાજ્ય માટે લોકોના મનમાં ધાસ્તીભરી છાપ હતી અને એ છાપ ઉપર એ રાજ્ય નભતું હતું. વાસ્તવિક રીતે તેની કેટલી શક્તિ હતી તે તો શાહજીએ જોઇ લીધું હતું. વિચાર કરતા એ છાપ અને ઉપરથી દેખાતો ડોળ શિવાજીના મનમાંથી નીકળી ગયાં, અને તેણે જૂદીજ દિશા પકડી. સ્વાભિમાન તથા સ્વતંત્રતા તેનામાં જાગૃત થયાં.

એ જાગૃતિમાં માતા જિજાબાઇ તેની સાથે સમ્મત હતી. એ બાઇની સ્થિતિ એકંદરે કેવળ નિરાધાર હતી. બાપ અને પતિ બંને સાથે વિરોધ હોવાથી તેનું બધું જોર શિવાજી ઉપર હતું. ઉત્તમ કુળથી પણ ચડી જાય એવું કંઇ પણ અલૌકિક પરાક્રમ શિવાજી કરે તો જ આપણી ઉન્નતિ છે અને જીંદગીનું સાર્થક છે એમ તેને લાગતું. આ સ્થિતિમાં આસપાસનાં માણસો સાથે એજ ચર્ચા કરીને તેણે ભવિષ્યના ઉદ્યોગનો માર્ગ ધીમે ધીમે વિચારી કાઢ્યો. શિવાજીની આ વિચાર તથા ચર્ચામા હંમેશા આગેવાની હતી. તેની માતાએ

તેજ ધોરણે તેનો બાલપણથી ઉછેર કર્યો હતો. બાલપણનાં તેના ચિહ્નો જોઈ તેના મનની વૃત્તિ વિશેષ થતી ગઈ, એટલે જે હકીકત શાહજીએ પ્રત્યક્ષ કરી બતાવી, તેજ જિજાબાઈએ ઉપાડી અને તેમા પોતાનો ઉમેરો કરીને તે પાર પાડવા તેણે શિવાજીને સોંપી.

શિવાજીના આરંભનાં કાર્યોની યથાયોગ્ય માહિતી અદ્યાપિ મળી નથી. અગાઉ આવેલાં નામો ઉપરાંત બીજા પણ દેશમુખો તેની મદદમા હશે. સામાન્ય લોકોની આજસુધીમાં એવી સમજ થઈ હતી કે શિવાજી અને તેના સોબતીઓ લૂંટફાટ કરીને ભટકતા ફરતા. પણ તે સમજ હવે દૂર થવા લાગી છે. ન્હાનપણમાં શિવાજીની ટોળી લૂંટફાટ કરતી ફરતી નહોતી, પણ વ્યવસ્થિત રાજ્યપદ્ધતિ હયાત ન હતી. એ માટે તેણે ઘણા પુરુષો સાથે મસલતો કરેલી, ડુંગરો, કિલ્લાઓ વગેરે ફરી ફરીને જોયેલા, અને જૂદા જૂદા ઠેકાણાની અવ્યવસ્થા મટાડીને વ્યવસ્થા કરેલી. મુખ્ય દેશમુખ શિવાજીના પક્ષમાં આવતો એટલે ત્યાંનો દેશપાંડે તથા ગામના પટેલ અને કુલકર્ણીઓ આપોઆપ આવતા. વિરૂદ્ધ પડેલા દેશમુખો માટે શિવાજીએ બીજો જ માર્ગ લીધેલો. દાદાજી નરસ પ્રભુ અને કાનોજી જેધે વગેરેને સાથે લઇને શિવાજીએ યુક્તિ પ્રયુક્તિથી બધા દેશમુખોને ફોડેલા, એ હકીકત અફઝુલખાન જાણતો હતો. અને તેથી શિવાજી ઉપર તે ખળી રહ્યો હતો. એ બંને વચ્ચે એકદમ કલેશ તેથી જ ફાટી નીકળ્યો.

**૧૧. પ્રથમારંભની સફળતા**—આ પ્રમાણે શિવાજીને ઉત્કૃષ્ટ રાષ્ટ્રીય શિક્ષણ મળ્યું તે દાદોજી કોંડદેવની કુશળતાથી. તે ઉપરાંત કેટલાક-કારકુનો અને માવળાઓ તેના મિત્ર હતા. એ બધા મસલતો કરતા ને કારસ્થાનો રચતા. આબાજી સોનદેવ, રઘુનાથ બલ્લાળ કોરડે તથા બાલકૃષ્ણપંત મજમુદાર એ કારકુનો અને યેસાજી કંક, તાનાજી માલુસરે, બાજી પાસલકર, કાનોજી જેધે, તથા ગોમાજી પાનસબળ એ માળવા બંધુઓ તેના મિત્રો હતા. એ બધા મળીને મુલકમાં ફરતા, વિકટ માર્ગો જાણતા, દેશસ્થિતિ જોઇ લેતા અને

લાયક માણસોની ઓળખાણ કરી લેતા. આ બધા માણસો ઉપર શિવાજીનું વજન સારૂં પડતું તેના મનમાં આવેલું કે "વડિલોએ મેળવેલું ખાવું તે યોગ્ય નથી, પણ સ્વપરાક્રમથી નવી દોલત મેળવવી જોઇએ. એમ કરે તોજ જીવતરની સાર્થકતા. નસીબ ઉપર આધાર ન રાખવો. પુરુષપ્રયત્ન બળવાન છે, નશીબ તો પાંગળું છે. જે પ્રયત્ન કરે છે તેનેજ ઇશ્વિર સહાય કરે છે, માટે પ્રયત્ન કરવો. પરિણામ પ્રભુ આપશે." દાદોજીની સલાહ લેતા તેમણે કહ્યું કે, "વડિલોએ જે મેળવ્યું છે, તેટલું જાય નહી એ ખાસ જોતા રહેજો." શિવાજીએ આ શિખામણનો ગુણ માત્ર પકડી લીધો, દોષ જોયો જ નહીં. મિત્રોની મસલત પ્રમાણે પછી લોકોની મુલાકાતો તેણે લેવા માંડી. કોઇને પત્ર લખી તેડાવ્યા અને કોઇને જાતે જઈ મળ્યા. અમારા પ્રયત્નમાં અનુકૂળ થાઓ એવી તેણે બધાં પાસે માગણી કરી. ઘણાઓએ તેમાં સંમતિ આપી અને સાથે જોડાઇ કામ કરવાનું સ્વીકાર્યું. આ પ્રમાણે શિવાજીએ બધાને પોતાના તરફ વાળી લીધા.

સન ૧૬૩૮ માં તેણે શરૂઆત કરી. પ્રથમ માવળના બાર પ્રાંતો કબજે કર્યા. એ પ્રાંતના દેશમુખોને પત્રો લખી બોલાવી મસલત કરી પક્ષમા લીધા. જેઓ અનુકૂળ થયા તેમને સનદો આપી અને અનુકૂળ ન થયા તેમને હરકોઈ ઉપાયે તોડી પાડયા. સન ૧૬૪૬ સુધીમાં આટલું કામ થયું. આ કામમાં જે મુત્સદીએ શિવાજીને મદદ આપી તેને ડબીર ( યુક્તિકુશળ ) એવો હોદ્દો આપ્યો. આ રીતે સોનોપંત 'ડબીર' કહેવાયો. જે માણસે એ લોકોને મેળવી લીધા તેને પેશવા ( મુખ્ય પ્રધાન ) નો હોદ્દો મળ્યો. એ રીતે શામરાજ નીલકંઠ પેશવા થયો, અને જે નાના સરખા લશ્કરની મદદ વડે કેટલાકને લડાઇમાં હરાવ્યા, તે લશ્કરની વ્યવસ્થા રાખનારને સબ-નીસનો હોદ્દો મળ્યો. એ રીતે રઘુનાથ બલ્લાળ કોરડે સબનીસ થયો. આ પ્રમાણે દેશ તાબે આવતાં ઉપજ ખર્ચનો હિસાબ રાખવાની પણ જરૂર જણાઇ, અને તે માટે અમાત્યનો હોદ્દો ગોઠવવામાં આવ્યો. એ

રીતે બાલકૃષ્ણપંત અમાત્ય થયો. આ અધિકારીઓ સન ૧૬૪૩ ના સુમારે નીમાયા. સન ૧૬૪૬ સુધી શિવાજી પાસે હયદળ-ઘોડેસ્વાર લશ્કર નહોતું, માત્ર પાયદળ હતું. સન ૧૬૪૧ માં શાહજી વિજાપુર આવેલા, તેની મુલાકાતે શિવાજી ગયેલા અને ત્યાં એવી કોઇ હકીકત બનેલી કે શિવાજીએ ત્યાંથી પરત આવ્યા બાદ પોતાનો ઉદ્યોગ વિશેષ બળથી ઉપાડયો.

શાહજી, જિજાબાઇ, શિવાજી અને દાદોજી કોંડદેવ તથા માવળા દેશમુખો, તેના પ્રભુ દેશપાંડેઓ અને સરદાર કુટુંબોઃ આ બધામાં એક વિશિષ્ટ રાષ્ટ્રિય ભાવના ઉત્પન્ન થઇ હતી, અને તે રીતે મહારાષ્ટ્રનું વાતાવરણ તૈયાર થયું હતું. તેનું પરિણામ શિવાજીના પ્રારંભને પોષક થયુ અને તેથી સાહસિક રાષ્ટ્રકાર્યો થઈ શકયા. એ બધાનો જો કે બુદ્ધિપુરઃસર એક હેતુ માટે પ્રયત્ન ન કહેવાય, તોપણ તે પરસ્પર માર્ગદર્શક અને સહાયક તો થયાં જ. શાહજીના પ્રયત્નથી સ્વરાજ્યનો નમૂનો લોકોના લક્ષમાં આવ્યો, દાદોજીએ મુલકની વ્યવસ્થા અને પ્રજાની આબાદી કરી, સરદારોએ ઐહિક કાર્યો અને પારમાર્થિક હેતુઓની સાકળ જોડી તથા પોતાની ઉજ્જવલ નિસ્પૃહ વાણીથી લોકોમાં આત્મપ્રત્યય અને વીર્યતેજની પ્રેરણા કરી, અને જિજાબાઇએ સંકટો વેઠી જે નિશ્ચય કરેલો તે નિશ્ચયના જોરથી તેણે શિવાજીને અપ્રતિમ પ્રોત્સાહન આપ્યું. શિવાજીના અંગનો પ્રત્યેક કણ આ પરિસ્થિતિથી બંધાયો અને તેથી પ્રચંડ કામ ઉપાડવાનું તેનામાં સામર્થ્ય આવ્યું, અને તેને માટે જોઇતાં સાધનો તથા માણસો તેણે મેળવ્યા. આ રીતે જે તૈયારી થઇ તે કોઇપણ કસોટીને માટે પુરેપુરી અને યોગ્ય હતી.

સન ૧૬૪૬ સુધી મુલકી તથા ન્યાય ખાતાં કાઢેલા નહોતાં. કોઈ કિલ્લો હજી કબજામાં આવેલો ન હોવાથી કિલ્લેદારો રાખવાની પણ હજી જરૂર પડી નહોતી. માવળાઓનો જે મુલક કબજામાં આવ્યો તેમાં બે સત્તા શરૂ થઇ. શિવાજીએ જે અધિકારીઓ નીમ્યા,

તે સિવાય શાહજીના નીમેલા અધિકારીઓ તેમાં ચાલુ હતા જ. શિવાજીનો પ્રધાન શામરાજ નીલકંઠ, ત્યારે શાહજીનો દાદોજી કોંડદેવ હતો; અને શિવાજીનો અમાત્ય ( મજમુદાર ) બાલકૃષ્ણપંત ત્યારે શાહજીનો નરસો સુંદર હતો. માવળા દેશમુખોને વશ કરવાનું કામ તો શિવાજીનું ચાલુ જ હતું. દેશમુખો એ સત્તાના ખરા પ્રતિનિધિ હતા અને તેને હાથમા લેવાની પ્રથમ જરૂર હતી. તેઓ હાથમાં આવ્યા એટલે સત્તાનો ખરો પાયો નખાયો. માત્ર એ વાત વિજાપુર દરબારને પસંદ કેમ પડી તે સમજાતું નથી. નહીં તો તેણે એકદમ જ શિવાજીપર સ્વારી કરી હોત. પછી શિવાજીને કિલ્લાની જરૂર જણાઇ તેથી તેણે તોરણાનો કિલ્લો પ્રથમ કબજે કર્યો. બાંદલને વશ કરવામાં એ કિલ્લો બહુ ઉપયોગી થયો.

માવળા પૈકી વજનદાર દેશમુખોની મદદ શિવાજીને તરત જ મળી. ઘાટ ઉપરના માવળાઓને બાજી પાસલકરે અને નીચેનાઓને તાનાજી માલુસરેએ વશ કર્યા. કોકણના આ દેશમુખો 'રાવ' કહેવાતા અને મૂળ ક્ષત્રિય હતા. શિવાજીએ તેનો પણ ઉપયોગ કર્યો. આ રીતે માવળ પ્રાંત તાબામાં આવ્યો અને તેમાં ખેતીવાડીની વ્યવસ્થા થઈ. શિવાજીના રાજ્યનો આ મૂળ પાયો થયો. એ પ્રાંતમાં સેંકડો વર્ષથી અંધાધુંધી ચાલતી હતી, તે મટાડી દાદોજી કોંડદેવના ધોરણ પ્રમાણે શિવાજીએ તેની વ્યવસ્થા બાંધી દીધી. આ રીતે રાજ્ય-સ્થાપનાનો પહેલો પ્રયોગ થયો અને તે શાહજી તથા વિજાપુર દરબારને પણ પસંદ પડયો. તે પહેલાં કદાપિ આ વિકટ પ્રદેશમાં વ્યવસ્થા થઈ નહોતી.

સારાંશ કે હાલના પુના જિલ્લાને લગતી જે શાહજીની જાગીર હતી, તેટલા ભાગમાં એક ન્હાનું પણ વ્યવસ્થિત અને નમૂનાદાર, નામનું પરતંત્ર પણ વસ્તુતઃ બધી રીતે સ્વતંત્ર, એવું રાજ્ય ઇ. સન ૧૬૩૯થી ૧૬૪૧ સુધીમાં સ્વતંત્ર સ્થપાયું. તે એટલું વ્યવસ્થિત થયું કે વિજાપુરના કરતાં લોકોને તેમાં વધારે સુખ અને વધારે વિશ્વાસ લાગ્યાં.

લોકોની સ્થિતિ સુધરી, લૂંટ, ચોરી તથા ધાડો બંધ પડી શાંતિ થઇ અને સરકારી કર વખતસર આવવા લાગ્યો. આ પ્રમાણે શિવાજીની ધારણા પ્રમાણેનું ન્હાનું રાજ્ય સ્થપાયું અને ભવિષ્યના વિસ્તૃત ઉદ્યોગનો પાયો નખાયો. તેનું સ્વરૂપ જો કે ગર્ભમાં હતું, તોપણ શિવાજીને તેના ભવિષ્યની કલ્પના હતી. શાહજી કે દાદોજીને તેની કલ્પના ન હોતી પછી શિવાજીએ પ્રધાનો વગેરે નીમી સર્વ વ્યવસ્થા સંપૂર્ણ કરીને સન ૧૬૪૬માં 'છત્રપતિ' એવી પદવી ધારણ કરી.

## પ્રકરણ ૬ ઠું
## રાજ્યસ્થાપનાની તૈયારી અને પરિસ્થિતિ.

**૧. પાયાની મજબૂતી તથા વ્યવસ્થા**—શિવાજીનો પ્રથમારંભ સન ૧૬૪૫માં પૂરો થયો. પછીનાં સાત વર્ષ પાયો મજબૂત કરવામાં ગયાં. પ્રથમારંભ માત્ર પોતાની જાગીર પુરતો હતો. પણ આસપાસનો બધો મુલક પણ તેવો જ હતો એટલે તે બધો મુલક જોડીને કિલ્લા, લશ્કર રાજ્યવ્યવસ્થા વગેરે ગોઠવવાનું હતું. જુન્નરથી વસઈ, વસઇથી રાજાપુર, રાજાપુરથી ઇંદાપુર, અને ઇંદાપુરથી જુન્નર એટલો પ્રદેશ આ સાત વર્ષમા મેળવ્યો. એના કિલ્લા મજબૂત કરી સંરક્ષણની પુરતી તૈયારી કરી, લશ્કર વધાર્યું અને રાજ્યવ્યવસ્થા બાંધી. આટલું કરવામા વિજાપુર તથા મોગલો સાથે તેને કેવી અથડામણ થઈ અને તેનું કેવું પરિણામ આવ્યું તે આ પ્રકરણમાં દર્શાવવામા આવશે.

સન ૧૬૪૬મા નવીન ઉદ્યોગની શરૂઆત થઇ. તે પછી તરતજ દાદોજી મરણ પામ્યો. એ વખતે શિવાજીની ઉમર ૧૯-૨૦ વર્ષની હતી. તેના આયુષ્યની પ્રથમ વિશી એ વખતે પૂરી થવા આવી હતી. હવે પછીના બધા વર્ષો તેણે સ્વરાજ્ય સ્થાપના માટે ગાળ્યાં. શિવાજી

સ્વતંત્ર કારભાર કરે છે એવું જાહેર થતાં જ લોકો પોતાની મેળે તેની તરફ આવવા લાગ્યા. તેમાં કેટલાક તો આશ્રય મેળવવા માટે આવવા લાગ્યા. હવે પછીનો પ્રયત્ન તેણે બહુ જ વ્યવસ્થા પૂર્વક અને ઘણી સાવધતાથી કર્યો. માત્ર વિચાર કરીને તે બેસી રહ્યો નહીં, પણ જેમ જેમ સિદ્ધિ મળતી ગઇ તેમ તેમ પ્રયત્ન વધતો ચાલ્યો. લોકોનાં મન તેણે આકર્ષી લીધા. દેશકાલ, પરિસ્થિતિ, અને બલાબલ જોઇ તેણે એવા પ્રયત્નો કર્યા કે પાછા પડવાના પ્રસંગો આવ્યા જ નહીં. વળી દરેક કાર્ય અમુક મુદતમાં જ પાર પાડવું એવો પણ તેનો નિર્ણય હતો. હંમેશા સાવધ અને સાશંક રહીને તથા સહાયકોની સલાહ લઇને લાંબો વિચાર કરીને દરેક કામ હાથમાં લેતો. ભવિષ્યમાં પણ તેણે એજ પદ્ધતિ ચાલુ રાખેલી. જે તે વખતના કાગળો જોતાં તે આપણને જણાઇ આવે છે.

વિજાપુરની સાથે હવે ખુલ્લું વેર થયું. તે પહેલાં પણ વિરોધ તો હતો જ. પણ તે વિરોધને માત્ર અણબનાવ કહી શકાય. તે અણબનાવ શાથી થયો તે પ્રથમ જાણવું જોઇએ. શિવાજીએ શરૂઆત કરી તે વખતે ઘાટ ઉપરના કિલ્લાઓ ઉપર લશ્કરો નહોતાં, તેમ તે કિલ્લાઓની દુરસ્તી પણ નહોતી. એ કિલ્લેદારો બહારના રાજાઓને ન ગણકારતાં આસપાસના પ્રદેશ ઉપર પોતાની સત્તા ચલાવતા. નિજામશાહી પડી ભાગતાં આ અવ્યવસ્થા વધી પડી. તેવામાં મોગલો અને વિજાપુર વચ્ચે લડાઇ ચાલી. એ લડાઈ મોટે ભાગે શિવાજીની જાગીરને લગતા ભાગોમાં ચાલતી હતી. તેથી આ કિલ્લેદારોને હાથમાં લેવાનો શિવાજીએ વિચાર કર્યો. એવા હેતુથી કે આ કિલ્લેદારો તાબામાં આવે તો તે કિલ્લાઓની દુરસ્તી કરી બંદોબસ્ત ગોઠવવાથી થોડા ખર્ચે અને થોડા ભોગે આપણી જાગીરનું સંરક્ષણ થાય, અને આપણો ઇષ્ટ હેતુ પાર પાડવાનો પાયો મજબૂત થાય. પ્રત્યક્ષ મોગલો કે વિજાપુરની સાથે સીધો પ્રસંગ શિવાજીએ આ શરૂઆતમાં લીધેલો નહોતો. બીજો વિચાર એ કરેલો કે આસપાસના મરાઠા સરદારોને

વશ કરવા. તેમની સાથે સ્નેહસંબંધ જોડવો અગર તેમને તાબે કરવા. આ દ્વિવિધ ધોરણ ઉપર તેણે આરંભ કર્યો અને તે તેણે હવે પછી જણાવવામાં આવશે તે પ્રમાણે પાર પાડ્યો.

૨. વિશિષ્ટ કૃત્યો:—(૧) તોરણાનો કબજો (.૧૬૪૬). પુનાથી સુમારે વિશ મૈલ ઉપર તોરણાનો કિલ્લો છે. પાછળ જણાવેલા ત્રણ અનુયાયીઓની મદદથી ત્યાંના કિલ્લેદારને સાધી તે કિલ્લો હસ્તગત કર્યો, અને તેની દુરસ્તી ઝપાટાબંધ કરી તથા માવળા લોકોને એ કહ્યા કરી બંદોબસ્ત ગોઠવ્યો. એ કિલ્લામાંથી વળી જે દ્રવ્ય મળી આવ્યું તે તેને બહુ ઉપયોગી થઇ પડ્યું. દેવી ભવાનીએ પ્રસન્ન થઈ સહાય કરવા માટે જ આ દ્રવ્ય આપ્યું એમ તેને લાગ્યું. પછી તેણે દારૂગોળો પણ લઈ ત્યાં રાખ્યો અને એ કિલ્લાનું નામ પ્રચંડગઢ ઠરાવ્યું.

(૨) રાજગઢ બાંધ્યો—પછીથી તરતજ શિવાજીએ તોરણાથી ત્રીશ માઈલ ઉપર રાજગઢ નામે બીજો કિલ્લો બાંધ્યો. એનું બાંધકામ મોરોપંત પિંગળેની દેખરેખ નીચે થયું, હવે વિજાપુરને સંશય પડ્યો. પણ જાગીરના રક્ષણ માટે આ કિલ્લાઓની જરૂર છે અને તેને લીધે તેમને પણ લાભ છે એવું શિવાજીએ તેમને જણાવ્યું. વિજાપુર દરબારે શાહજીને પૂછ્યું પણ તેણે જણાવ્યુ કે મારી એ બાબતમાં સંમતિ લીધેલી નથી. તેણે દાદોજી કોંડદેવને લખ્યું કે શિવાજીને સમજાવવો. આ બનાવ ૧૬૪૬ મા બન્યો હોવો જોઇએ. એ પરથી એમ સમજાય છે કે રાજગઢ બાંધવાની શરૂઆત તોરણાનો કબજો મળતાં પૂર્વે કરેલી હોવી જોઇએ. કેમકે તેવો કિલ્લો કાંઇ એક વર્ષમાં બાંધી શકાય નહીં, અને રાજગઢ બાંધતાં તોરણા સહજ મળી આવ્યો જણાય છે. એ કિલ્લો બાંધવાનું કે તાબામાં લેવાનું કારણ એવું હતુ કે બાંદલ દેશમુખ શિવાજીને અનુકૂળ નહોતો અને તેને કબજે કરવા માટે કિલ્લાની જરૂર હતી. આ રીતે આ બે કિલ્લાથી મહારાષ્ટ્ર રાજ્ય (સામ્રાજ્ય)નું મુહૂર્ત થયું.

(૩) **શંભાજી મોહિતે**—સન ૧૬૪૭ માં દાદોજી મરણ પામ્યા, અને શિવાજીએ જાગીર પેટે કંઇ પણ રકમ **શાહજી**ની માગણી છતા મોકલી નહીં, તેથી તથા પુત્રના આ કામોમાં મારો કંઇ હાથ નથી એમ વિજાપુરને બતાવવા **શાહજી** વિજાપુર છોડી તંજાવર ચાલ્યો ગયો. અહીં પુનામાં પણ કેટલાંક **શાહજી**નાં માણસો હતા. તેને શિવાજીનું વર્તન પસંદ નહોતું અને તેઓ તેને માનતા ન હોતા. તેમાં **શંભાજી** મોહિતે (શાહજીની બીજી સ્ત્રીનો ભાઈ) સુપાની જાગીરની દેખરેખ ઉપર હતો, તે અગ્રણી હતો. તેણે શિવાજીને મહેસુલ મોકલ્યું નહીં તેમ મુલાકાતે પણ આવ્યો નહીં. તેની પાસે ત્રણસો સવારોની પાગા હતી. શિવાજીએ એક દિવસ માવળા લોકોને એકઠા કરી મધરાતે તેના ઉપર છાપો માર્યો અને તેને કેદ કરી તેનો મુલક તથા પાગા આંચકી લીધાં. તેના ખજીનામાંથી દ્રવ્ય, જવાહિર, વસ્ત્રો વગેરે ઘણું મળ્યું. શિવાજીએ એ મોહિતેને પોતાના પક્ષમાં રહેવા સમજાવ્યું. પણ તેણે ના પાડી તેથી તેને કર્ણાટક મોકલી દીધો.

(૪) **ફિરંગોજી નરસાળા અને આકણુ**—હવે શિવાજીની છાપ જેના તેના પર સજ્જડ પડવા માંડી. લોકોએ જાણ્યુ કે, "કેવળ નીતિથી વર્તશે તેનું જ એ રાખશે. અન્યથા વર્તનારને તો હાનિ જ કરશે. ખુદ મામાની પણ તેણે મર્યાદા રાખી નહીં. આજ્ઞા પાળશે તેને જ એ સંભાળશે." પુનાની ઉત્તરે આકણુ કિલ્લો ફિરંગોજી નરસાળાના તાબામાં હતો. પુનાના રસ્તામાં એ કિલ્લો હોવાથી તે લેવાની જરૂર જણાઈ તેથી ફિરંગોજીને મેળવી એ કિલ્લો લીધો, અને ફિરંગોજીને જ ત્યાંનો કિલ્લેદાર રાખ્યો. તે આખર સુધી વફાદાર રહ્યો.

(૫) **કોંડાણા અથવા સિંહગઢ** (૧૬૪૮ ?)—કોંડાણાનો મજબૂત ને વિકટ કિલ્લો એક મુસલમાન કિલ્લેદારના તાબામાં હતો. શિવાજીએ એ કિલ્લેદારને પૈસા આપી કિલ્લો છોડાવ્યો અને પોતાના કબજામાં લઈ સિંહગઢ નામ આપ્યું. આ બધું સલુકાઇથી રક્તપાત થયા સિવાય બન્યું.

(૬) પુરંદર ( ૧૬૪૮ )—આ કિલ્લો નીલકંઠ નાઇક નામના બ્રાહ્મણ કિલ્લેદારના તાબામાં હતો. તે દાદોજી કોંડદેવનો સ્નેહી હતો, અને શિવાજીના કુટુંબ સાથે પણ તેને સારો સંબંધ હતો. એને પિલોજી અને શંકરજી નામે બે ભાઇ હતા. એ બે ભાઇ વચ્ચે ટંટો થતાં તેનો નિકાલ કરવા તેમણે શિવાજીને વિનંતિ કરી. શિવાજીએ સુપા પ્રાંત તરફ જવાનું બ્હાનું કાઢી લશ્કર લઇ પુરંદર ઉપર ચડાઇ કરી અને કિલ્લો કબજે લઇ ત્રણે ભાઇઓને વતન બાંધી આપ્યાં.

(૭) કલ્યાણ પ્રાંત તથા તેના કિલ્લા ( ૧૬૪૮ )—પછી ધીમે ધીમે વધારે હિમ્મતભર્યાં કૃત્યો થવા લાગ્યાં. નિજામશાહી પડી ભાગતાં કોકણનો આ ભાગ ( કલ્યાણપ્રાંત ) વિજાપુરના તાબામાં આવ્યો હતો. તેમના તરફથી ત્યાં મુલ્લાં અહંમદ રહેતો. તેના તાબામાં ઘણા કિલ્લા હતા; પણ બંદોબસ્ત સારો નહોતો. એક વખત કોકણમાંથી કેટલોક ખજીનો વિજાપુર જતો હતો તેના ઉપર શિવાજીએ અચાનક છાપો માર્યો અને ખજીનો રાજગઢ લઇ ગયો. તેનીજ સાથે કાંગારી, તિકોના, લોહાગઢ વગેરે કિલ્લાઓ પણ કબજે કરી ઉત્તર માવળ પ્રાંત પણ હસ્તગત કર્યો. બીજી બાજુ આબાજી સોનદેવે કલ્યાણ પ્રાંત ઉપર હલ્લો કર્યો, અને તે પ્રાંત તથા કિલ્લાઓ કબજે લીધા. શિવાજી જાતે પણ કલ્યાણ આવ્યો અને આબાજીની હોશિયારી જોઇ તેને ત્યાંનો સુબેદાર નીમ્યો. આબાજીએ એ કિલ્લેદારની પુત્રવધૂ શિવાજીને ભેટ ધરી; પણ તેને તેણે ઘણાજ માન સાથે પાછી મોકલી આપી. શિવાજીના ઉચ્ચ વર્તનની આથી સૌ ઉપર છાપ પડી.

(૮) દક્ષિણ કોકણ અને કિલ્લાઓ—શિવાજીએ કોકણ ઉપર સવારી કરી તે વખતે જંજીરામાં ફત્તેખાં શીદી કરીને અધિકારી હતો. તેની પાસેના કેટલાક સરદારોએ શિવાજીની હકીકત સાંભળી તેને કહેવરાવ્યું કે આ તરફ આવો તો તળે તથા ઘોસાળાના કિલ્લા આપને અપાવીએ. તે ઉપરથી શિવાજીએ એ બે કિલ્લાઓ મેળવ્યા અને ત્યાંની વ્યવસ્થા કરી બિરવાડીમાં કિલ્લો બાંધ્યો. ત્યાંથી દરિ-

હરેશ્વરના દર્શન કરી પરત આવતા ગોવળકાડાના સાવંતની મુલાકાત થઇ. તેની કદર કરી નોકરીમા રાખ્યા અને તેની પાસે ત્રણસો હોનની કિમ્મતી તલવાર હતી, તે પૂરી કિમ્મત તથા બક્ષિસ આપીને લીધી અને તેનું નામ 'ભવાની' રાખ્યુ તે મળ્યા પછી શિવાજીને ઘણો યશ મળ્યો માટે તેની હમ્મેશા પૂજા થતી એ જ સવારીમા રાયરીનો ડુંગર સીદી પાસેથી લીધો અને તેના ઉપર ન્હાનો કિલ્લો હતો તેને બદલે લિંગાણા નામે મજબૂત કિલ્લો બાધ્યો એ જ કિલ્લાનું પછી ૧૬૬૨ મા રાયગઢ નામ આપ્યુ

દક્ષિણ કિનારા ઉપર રાજાપુર નામે નગર તે વખતે દ્રવ્યવાન હતુ. પણ શીદીના અમલથી ત્યાની પ્રજાને ત્રાસ હતો સન ૧૬૪૮ મા શિવાજીએ તેના પર સવારી કરી તે કબજે લીધુ અને ગુનેહગારોનો ઇન્સાફ કરી સત્તા બેસાડી એ વખતે વિજયદુર્ગ, સુવર્ણદુર્ગ, રત્નાગિરિ, ખારાપાટણ વગેરે ઠેકાણે પણ તેની સત્તા થઈ, અને વિજયદુર્ગમા નવો કિલ્લો બાધ્યો

(૩) આ કૃત્યોના લાભ—(૧) બાળાજી આવજી ચિટનિસ--આવાજી હરિ ચિત્રે નામનો એક પ્રભુ જંજીરાના શીદી પાસે દિવાન હતો તેના ઉપર ઇતરાજી થતા તેને તથા તેના ભાઇને શીદી સરકારે ઠાર માર્યા અને તેના સ્ત્રી પુત્રાને મસ્કતમા ગુલામ તરીકે વેચવા હુકમ કર્યો આવાજીની સ્ત્રી ગુનબાઇ ઘણી ચતુર હતી તેણે ખલાસીઓના મન મેળવી લઈ પોતાને મસ્કત ન લઇ જતા રાજાપુર લઈ જવા સમજાવ્યુ. રાજાપુરમા ગુલબાઇના ભાઇ વિસાજી શંકર મોટા વેપારી હતો તેણે આ માણસોને ઓળખાણ ન કાઢતા ખલાસીઓ પાસેથી વેચાતા લીધા ગુલબાઇને ત્રણ દીકરા હતા બાલાજી, ચિમનાજી અને શ્યામજી એ ત્રણેને વિસાજીએ સારૂ શિક્ષણ આપ્યુ શિવાજીની સવારી વખતે બાલાજી એક કારકુનનુ કામ કરતો શિવાજી માટે તેણે સાભળેલુ અને તેણે પોતાની હકીકત શિવાજીને જણાવેલી રાજાપુરમા ગુનેહગારોનો ઇન્સાફ ચાલતો તેને

તે વખતે બાલાજી પણ તેમાં આવ્યો અને તેણે પોતાની હકીકત કહી. તેજ વખતે તેની મા પણ દોડતી આવીને પગમાં લોટી પડી ને તેણે બધી પૂર્વ સ્થિતિ વિદિત કરી. શિવાજીએ તે વખતથી આ કુટુંબને પોતાને આશ્રયે લીધું અને બાલાજીની હોંશિયારી જોઇ તેને ચિટનીસનું કામ સોંપ્યું (૧૬૪૮). પછીના દરેક વ્યવહારમાં એ હાજર હતો.

(૨) લોક સંગ્રહ—શિવાજીના હાથ નીચે કલ્યાણથી રાજાપુર સુધીનો કોંકણનો ભાગ અને તેના કિલ્લાઓ આ ત્રણ ચાર વર્ષમાં આવી ગયા. ગંકટ સમયે પક્ષભેદ મટી જાય છે અને જે આગેવાન થાય છે તેને બધા સહાય કરે છે તેનું આ ઉદાહરણ છે. શિવાજીને તેથી જ એકદમ યશ મળ્યો અને તેની સત્તા બધે ઠેકાણે પ્રસરી. વળી દ્રવ્યનો સંગ્રહ વધવાથી તેણે માણસો પણ વધાર્યાં. સહ્યાદ્રિનો પ્રદેશ ઘણો વિકટ, ત્યાંના રહેવાસી માવળા તથા કોંકણીઓ વરસાદમાં પણ કિલ્લા ઉપર ચઢી શકે અને ગાઢ ઝાડીમા પેસી શકે. દ્રવ્ય આપી રાજી કરીને એ લોકોને રોક્યા. તેના આગેવાનો યેસજી કંક, તાનાજી માલુસરે, પાસલકર, દેશપાંડે વગેરેને સરદારી તથા કિતાબો આપ્યા અને લશ્કર જમાવ્યું. લાયક માણસો જ્યાંથી મળે ત્યાંથી આણ્યા, અને તેની સાથે રહીને કિલ્લાઓ વગેરે લીધા. ઘાસના ભારા લઇ માણસો કિલ્લા ઉપર રોજ જાય, તેની સાથે એવા ભારામાં તરવારો સંતાડી પોતે પણ ગયા, અને એવી રીતે હલ્લા કરી કોઇ પણ યુક્તિપ્રયુક્તિથી કિલ્લા લીધા. જેમ કિલ્લા લેવાના ગયા, તેમ તેના ઉપર બંદોબસ્ત માટે હવાલદાર, સરનોબત વગેરે અધિકારીઓ ગોઠવ્યા. આ પ્રમાણે શિવાજી પાસે સારા સારા માણસો પુષ્કળ એકઠા થયા અને તેને યોગ્ય જગાએ ગોઠવી દીધા. આબાજી સોનદેવને તો કલ્યાણના સુબા તરીકે નીમ્યો હતો. તેના ભાઇ નિલા સોનદેવને મજમુદાર બનાવ્યો. આન્નાજી દત્તોને સરનિશી આપી. અને ગંગૂ મંકાજીને વાકનિશી આપી. માણકોજી દેશમુખ સરનોબત હતો તે મરણ પામતાં તે જગાએ નેતાજી પાલકરને નીમ્યો અને લશ્કર ઘણું વધાર્યું. રૂપોજી ભોસાળ

કોરડે લશ્કરનો સબનીસ હતો અને ચેસજી કંકને પાયદળનો સરનોબત બનાવ્યો. બાલાજીના ભાઇ ચિમનાજીને ફડનિશી ( દફતરનું કામ ) આપી અને બીજા ભાઈ શ્યામજીને રાયગઢના કામ ઉપર રાખ્યો. શ્યામરાજ નીલકંઠને હાથી, ઊંટ, તોપખાનું, વગેરે સરંજામનું કામ આપ્યું એજ શ્યામરાજ પછીથી પેશવા થયો.

આ અરસામાં વિજાપુરના પાંચસો સાતસો પઠાણ શિવાજી પાસે નોકરી માટે આવ્યા. શિવાજીની ઇચ્છા તેમને રાખવાની ન હોતી, પણ ગોમાજી નાઈકની સલાહ લેતાં તેણે કહ્યું કે, " તમારી કીર્તિ સાંભળીને એ લોકો આવ્યા છે, માટે તેને પાછા વાળવા એ યોગ્ય નથી. આપણે હિંદુઓને જ રાખવા અને બીજી જ્ઞાતિનાઓને ન રાખવા એ નિયમ પણ સારો નથી. રાજાને તો અઢારે વર્ણ અને ચારે જાતિ બધાં સરખાં. સૌ પોત પોતાના ધર્મ પ્રમાણે વર્તે." એ સલાહ શિવાજીએ સ્વીકારી અને તે માણસોને નોકરીમાં રાખ્યા.

૪. **શાહજીની કેદઃ**—સન ૧૬૪૬માં શાહજી વિજાપુરની કર્ણાટકની સવારીમાં ગયો. તે પહેલાં શિવાજીએ તોરણાનો કિલ્લો લીધાના ખબર મળેલા, પણ તેનો કંઇ નિકાલ આવેલો નહીં. પછીથી શિવાજીનાં એક પછી એક પરાક્રમો બહાર આવતાં ગયાં. ખજીનો લૂટયો, કિલ્લા લીધા, અને કલ્યાણના સુબેદારને કેદ કરી તે પ્રાંત લીધો. આ ખબરો મળતાં વિજાપુરના શાહની આંખ ઉઘડી. મુલ્લાં અહંમદે પણ વાતો કરી. શાહને લાગ્યું કે શાહજીની સંમતિથી આ બધું થાય છે, માટે શાહજીને દબાવીએ, એટલે શિવાજી ઠંડો પડી જશે. વળી રણદુલ્લાખાન પરત આવ્યા પછી કર્ણાટકમાં પણ શાહજીનું પ્રબળ વધ્યું હતું એટલે તે કારણથી પણ શાહજીને બોલાવી લેવાની જરૂર હતી. તેથી શાહે બાજી ઘોરપડેને તેને પકડી લાવવા માટે ગુપ્ત હુકમ મોકલ્યો. એ ઘોરપડે પણ શાહજીના જેવોજ વિજાપુરનો એક સરદાર હતો અને કર્ણાટકમાં રહેતો હતો. તેણે શાહજીને

પોતાને ઘેર જમવા બોલાવ્યો અને દગો કરી પકડીને વિજાપુર -આણ્યો (૧૬૪૭). શાહે તેને કેદ રાખ્યો. શાહજીની શિવાજી-નાં આ કામો માટે સંમતિ ન હોતી એમ કેટલાકોનું માનવું છે, પણ હાલમાં મળી આવેલા કેટલાક કાગળો પરથી તેની છુપી સંમતિ હતી એમ માનવા કારણ રહે છે. વળી ઘોરપડેએ તેને દગો કરીને પકડ્યાના સંબંધમાં પણ મતભેદ છે. પણ શાહજીએ એ ઘોર-પડેનું વેર લેવા શિવાજીને જણાવેલું, અને જ્યારે શિવાજીએ તેને ઠાર માર્યાના ખબર મળ્યા ત્યારે તેને સંતોષ થયેલો, એવી હકીકત મહીસુરના અંગ્રેજ લેખકે લખેલા ઇતિહાસમાંથી મળે છે.

શાહજીની કેદના ખબર મળતાં શિવાજીને ભારે વિચાર થઈ પડયો. તેને પોતાને પણ વિજાપુરના શાહે તેડું મોકલ્યું હતું. પણ તેનાં માતુશ્રી અને મિત્રોની સલાહ થઈ કે ત્યાં જવું નહીં. શિવાજીની સ્ત્રી સઇબાઇએ પણ ત્યાં જવા ના પાડી તેથી શાહજીને છોડવવા તેણે એક યુક્તિ ઘડી. મોગલ સરકાર સાથે હજી તેને બગડયું ન હોતું. ઇરાદાપૂર્વક તેણે બગાડયું નહોતું. ભવિષ્યમાં આવો પ્રસંગ આવશે અને તે વખતે મોગલોનો ઉપયોગ કરવાનો છે એવી તેની ધારણા હતી. શાહજહાંને દક્ષિણનાં આ નાનાં રાજ્યો તોડવાં હતાં અને શિવાજીનાં આ તોફાનો તેથી તેને ભાવતાં હતાં. શિવાજીએ તેના તરફ વકીલ મોકલી પોતે નોકરી કરવા ઇચ્છા દર્શાવી. શાહજહાં તથા ઔરંગઝેબ બંને શાહજીને ઓળખતા હતા અને શિવાજીની હકીકત પણ તેમણે સાંભળી હતી. એમને લાગ્યું કે આ લોકોને હાથમા લેતા વિજાપુર એકદમ હાથમાં આવશે. એટલે શિવાજીની માગણી તેમણે તરત જ સ્વીકારી અને શાહજીની બધી ભૂલો માફ કરી તેને નોકરીમાં રાખવા તથા શિવાજીને પાંચ હજારની મનસબ-દારી આપવા જણાવ્યું. શિવાજીએ તેની જ સાથે પોતાની વડિલો-પાર્જિત સરદેશમુખી તથા ચોથાઇની માગણી કરી. પણ બાદશાહે જણાવ્યું કે તમે જાતે આવીને મળો ત્યારે તેનો નિકાલ થશે. શાહ-

જીને છોડી મૂકવા માટે બાદશાહે વિજાપુરના શાહને લખી મોકલ્યું (૧૬૪૯) અને બાદશાહનો હુકમ થવાથી શાહજીને પૂરી ગખવાની વિજાપુરના સુલતાનની છાતી ચાલી નહીં વળી તેના તથા તેના દીકરાના સર્વે પરાક્રમ તે જાણતો હતો, અને બાદશાહ સાથે વેર બાધવાને પણ તે તૈયાર નહોતો સુલતાન જાતે ઘણો શાત અને ભોળો હતો વળી તેને શરીરમા પણ સખ્ત પેઠો હતો એટલે તાકાદ પણ બિલકુલ રહી નહીં સરદાર રણદુલ્લાખાન તથા મુરારપત પણ શાહજીને છોડવવા ઇન્તેજાર હતા આ ઉપરથી સુલતાને જામીન લઇ તેને કેદમાથી છૂટો કર્યો અને વિજાપુરમાજ રહેવા હુકમ કર્યો આ પ્રમાણે ચાર વર્ષ તે વિજાપુરમા રહ્યો સન ૧૬૫૩ મા તેને કર્ણાટક જવાની રજા મળી આટલા સમયમા શિવાજીએ વિજાપુરને કઇ ત્રાસ આપ્યો નહીં, અને વિજાપુર તરફથી શિવાજીને પણ કઇ તાકીદ થઈ નહીં દિલ્હીની નોકરી સ્વીકારવાનુ પણ તેણે લખાણ કર્યું માત્ર એ યુક્તિથી આવેલુ સકટ ટળ્યુ અને કઇક અવકાશ પણ મળ્યો

૫ બે પ્રસિદ્ધ વ્યક્તિઓના ખેલ—દક્ષિણમા શાહજીની બહાદુરી પૂરી થતા શિવાજીની શરૂ થઇ, તે વખતે તેજ દેશમા શાહજહાના પુત્ર ઔરગજેબની પણ બહાદુરી ચળકવા લાગી સન ૧૬૩૬ પછીથી હિદના ઇતિહાસમા આ બન્નેના ખેલ શરૂ થાય છે. એમના દાવપેચથી મોગલ-મરાઠા ઇતિહાસમા જ નહીં પણ આખા હિંદના ઇતિહાસમા મહત્વનો ફેરફાર થઇ ગયો છે એ બન્નેના સ્વભાવ, આશય અને પરસ્પર વચ્ચે રચાયલા પ્રપચો જેટલા ખુલ્લા થશે તેટલો વિશેષ પ્રકાશ મળશે ઔરગજેબ નવ વર્ષે મોટો હતો અને શિવાજીની પછી પણ સત્તાવીશ વર્ષ જીવ્યો જગતના ઇતિહાસમા મોગલ બાદશાહોના જેટલા પરાક્રમી અને વૈભવી બાદશાહો બીજા કોઇ થયા નથી બસો વર્ષ સુધીમા તે ગાદીએ આવેલા એક પછી એક છયે બાદશાહ સરખા પરાક્રમી થયા એવો પ્રકાર કયાય જોવામા આવ્યો નથી. એ છ પુરુષોમા પણ પ્રજાહિતની દૃષ્ટિથી જો કોઇને પ્રથમપદ આપવુ હોય

તો તે શાહજહાનોજ જણાય. એ જેટલો પરાક્રમી હતો તેટલોજ પ્રજા-પાલનમાં દક્ષ હતો. તેના પુત્રોમાં બધાથી નામાંકિત ઔરંગઝેબ હતો અને તે શિક્ષણ, અનુભવ, ધર્માભિમાન, મહત્વાકાંક્ષા, નિર્વ્યસન વગેરે બાબતમાં શિવાજીની સમાન હતો. એ બંને વચ્ચે ભિન્નતા પણ ઘણી હતી. બંને કપટી હતા, પણ, ઔરંગઝેબ પોતાનું કપટ બીજાને દુભવવામાં વાપરતો ત્યારે શિવાજી પોતાનું કપટ બીજાને સુખી કરવામાં વાપરતો.—ઔરંગઝેબે એ કપટના પરિણામે સત્તર વર્ષનો પરિશ્રમ છતાં પોતાનો, કુટુંબનો અને રાજ્યનો કાયમને માટે નાશ વહોરી લીધો, જ્યારે શિવાજીએ સૌજન્ય અને કાપટ્યનો પાત્રિસ વર્ષ યોગ્ય ઉપયોગ કરીને જેવાની સાથે તેવા થઇને પોતાનું, કુટુંબનું અને રાષ્ટ્રનું દીર્ઘકાળનું કલ્યાણ કર્યું. આ રીતે આ બે વ્યક્તિઓનો ખેલ આકર્ષક અને બોધપ્રદ છે. એની હકીકતો જેમ જેમ વિશેષ જણાતી જશે, તેમ તેમ વિશેષ ખુલાસા મળતા જશે. ઔરંગઝેબની હકીકત મુસલમાની રિયાસતમાં આપેલી છે. સન ૧૬૩૬થી ૧૬૪૪ સુધી અને સન ૧૬૫૨ થી ૧૬૫૭ સુધી તેર વર્ષ પર્યંત તે દક્ષિણના કારભાર ઉપર હતો અને તે વખતની રીત પ્રમાણે તે સ્વતંત્ર અધિકારી હતો એમ કહીએ તો પણ ચાલે. શિવાજી પણ તે સમયમાં આરંભિક આરંભ કરતો હતો. એ આરંભની હકીકત સમજવા પહેલાં ઔરંગ-ઝેબની ખટપટ સ્પષ્ટ ખ્યાલમાં રહેવી જોઇએ. એક બાજુ શાહજહાં અને બીજી બાજુ વિજાપુર તથા ગોવળકોંડા સાથે તે કેવી રમત રમતો હતો એ ખ્યાલમાં આવે, તો શિવાજીએ પણ તેને ઓળખીને વખતોવખત કેવી કેવી રચના કરી તે તરત સમજી શકાશે.

૬. ઔરંગઝેબનો દક્ષિણનો કારભાર—સન ૧૬૩૬ થી ૧૬૪૪ સુધી પ્રથમ આઠ વર્ષ તેણે કારભાર કર્યો. એ આઠ વર્ષમાં તેને મરાઠા સાથે વિશેષ સંબંધ પડ્યો નહીં. વિઠોજીના દીકરા ખેલોજી ભોસલેને તેણે હાર માર્યો અને બાગલાણ પ્રાંત જીત્યો. તેના હાથ નીચે મુર્શિદ કુલીખાન કરીને દિવાન હતો. પણ મોટા ભાઇ

દારા ઔરંગઝેબના કારભારની ખામીઓ ગણાવીને પિતા પાસે હંમેશાં ચાડી કરતો તેથી શાહજહાનનું મન ધીમે ધીમે બદલાતું ગયું. તેવામાં મોટી દીકરી જહાનઆરા બિમાર પડી અને તે સારી થતાં બાદશાહે આનંદોત્સવ કર્યો તેમા લાભ લેવાને ઔરંગઝેબ દિલ્હી ગયો (૧૬૪૪). બાદશાહે ત્યા જ તેની સુબેદારી ખેંચી લઇ તેની નીમણુક પણ બંધ કરી. ઔરંગઝેબે તેથી રાજીનામું આપ્યુ. પણ નવરો થઈ તે દારાની સાથે લડવા લાગ્યો, અને તેથી બાદશાહને ત્રાસ થયો. એટલે બાદશાહે તેને ૧૬૪૫માં ગુજરાતના સુબા તરીકે મોકલ્યો. ત્યા તે બે વર્ષ રહ્યો અને ત્યાં ચાલતા બખેડા બળથી સમાવી દીધા. એ પ્રાંતમા તેણે એવો દાબ બેસાર્યો કે અફગાનિસ્તાન સાથે લડાઇનો પ્રસંગ આવતાં તેને જ ત્યા મોકલવો ઠીક લાગ્યું. સન ૧૬૪૮માં ત્યાંથી તે પરત આવ્યો અને તેને મુલતાનના સુબા તરીકે મોકલ્યો. ચાર વર્ષ તે ત્યાં રહ્યો. ત્યાંથી ફરી સન ૧૬૫૨ માં તે દક્ષિણના સુબા તરીકે આવ્યો. આ વખતે તેને ત્રાસ આપવાની ખાતર જ આ નીમણુક થયેલી. એ નીમણુક પ્રમાણે તે પાંચ વર્ષ દક્ષિણમાં રહ્યો. તેટલા વખતમાં તેણે જે જે કામો કર્યાં તેની બધી વિગતો સમજતાં શિવાજીની યુક્તિ પ્રયુક્તિઓ પણ સમજી શકાશે. શાહજહાંની માંદગીના ખબર મળતાં તે રાજ્ય મેળવવાની ખટપટ માટે સન ૧૬૫૮ માં દિલ્હી ગયો તે પછી તે દક્ષિણમાં સન ૧૬૮૨ સુધી પરત આવ્યો જ નહીં.

આ પાંચ વર્ષ સુધી ઔરંગઝેબે મરજી મુજબ કારભાર કર્યો. ઔરંગાબાદ નજીક તે હંમેશાં હરણ, નીલગાય વગેરેના શિકારે જતો. વળી ખંડોબાનું દેવળ તેણે તોડી પાડ્યું. હિંદુ ધર્મનો ઉચ્છેદ અને બધા ઉપર અવિશ્વાસ આ બે મુખ્ય દોષોને લીધે ભવિષ્યમાં તેનો વિનાશ થયો. આ દોષોનો પાયો દક્ષિણના આ કારભાર વખતે નખાયો. શિવાજીને પણ આ કારણોથી અને ખાસ કરીને હિંદુ ધર્મ તથા રજપૂતો પ્રત્યે તેણે કરેલા જુલમથી તેને માટે વધારે ચીડ આવી.

ઔરંગાબાદમા તળાવને કાંઠે તેણે એક હવેલી બાંધી જે આજમખિંગી મહેલ કહેવાય છે વળી ત્યા તેની સ્ત્રી દિલરાસબાનુની એક કબર તાજમહેલના નમૂના ઉપર બાંધી. તેને જણાઇ આવ્યુ કે મોગલાઇ સત્તા અહીં જામી નથી જો કે આ સમયમા લડાઇઓ વગેરે ચાલેલી નહોતી, તો પણ ખેતીનો વધારો થઇ દેશ આબાદ થયેલો નહીં. ઉલટુ દેશ ઉજડ થઇ પડ્યો હતો અને ઉત્પન્ન ઓછુ આવતુ હતું. તેનું કારણ એ હતુ કે અધિકારીઓની બદલીઓ વારવાર થતી હતી અને નાલાયક માણસો આવતા હતા ખાન ડોહાન, જયસિંગ, ઇસ્લામખાન, શાહ નવાજખાન, મુરાદબક્ષ અને શાહિસ્તખાન એ અધિકારીઓ ૧૬૪૪ થી ૧૬૫૨ સુધીના આઠ વર્ષમા આવેલા. બીજી બાજુ શિવાજીનુ કામ એકજ હાથે સપાટાબંધ ચાલતુ હતું. આ મોગલ અધિકારીઓની જગોએ જો કોઈ પણ એક બળવાન માણસ આટલા વર્ષમા આવ્યો હોત, તો કદાચ શિવાજીને વધારે અડચણ થઇ હોત. ખાનડોહાન વૃદ્ધ અને ક્રૂર હતો તેણે રૈયતને એટલો ત્રાસ આપેલો કે તેના મરણની બાતમી મળતા સૌએ આનંદાત્સવ કરેલો. ઇસ્લામખાન તો વળી એટલો વૃદ્ધ હતો કે ઘોડા ઉપર પણ બેસી શકતો નહીં. તેણે પણ કઠોર વર્તનથી પ્રજાનુ વેર વધાર્યું હતું. તે એટલો દ્રવ્યલોભી હતો કે દ્રવ્યને માટે તેણે કિલ્લામા ભરી રાખેલી લડાયક સામગ્રી પણ વેચી નાખી. શાહનવાજખાન અને મુરાદબક્ષને તો બન્યુ જ નહીં. એક વર્ષમા એ બંનેએ એટલુ ધાંધલ મચાવ્યુ કે તેને ખસેડવા પડયા. આવા અમલદારોથી મુલક આબાદ થવાને બદલે ઉજડ થયો અને બાદશાહને પણ નુકસાન થયુ. પ્રદેશ પહાડી અને જંગલમય હોવાથી ખેતીવાડી પણ ઘણે ઠેકાણે થતી નહોતી. વરસાદ વખતસર ન થતા દુકાળ પણ વારવાર પડતા, અને વસુલ પૂરૂ પાધરૂ કદી આવતુ નહીં બદોબસ્ત માટે ખર્ચ ઉલટુ વિશેષ રાખવુ પડતુ. શાહજહાના વખતમા તપાસણી કરી વસુલની રકમ બાર લાખ ઓછી કરી હતી, પણ તે સુદ્ધા પૂરી આવતી નહીં એકંદર ચાર

જિલ્લા હતા અને તેનો આકાર ત્રણ કરોડ બાસઠ લાખ રૂપિયા હતો. સન ૧૬૫૨ મા તેમાથી એક કરોડ રૂપિયા મુશ્કેલીથી આવ્યા. આ ભાગમાથી રૂપિયા ૩૭ા લાખની ઉપજનો મુલક ઔરંગજેબને અને તેના કુટુંબને જાગીર તરીકે આપેલો હતો એવી જ જાગીરો બીજા પણ કેટલાકને અપાઇ હતી એ જાગીર ઉપરાંત રોકડ પગાર પણ ઔરંગજેબને મળતો જાગીરનુ ઉત્પન્ન વખતે ઓછુ આવતુ, પણ આ રોકડ પગાર તો કાયમનો હતો

આ પ્રમાણે સ્થિતિ હોવાથી ઉપજ થોડી અને ખર્ચ વધારે હતુ અને દરસાલ બાદશાહને કેટલીક રકમ ઉલટી દક્ષિણમા મોકલવી પડતી શાહજહાને તે બિલકુલ ગમતું નહોતુ તેથી ઔરંગજેબને તેણે ખાસ તાકીદ આપેલી કે ખેતી સુધારી ઉત્પન્ન એટલુ કરો કે ત્યાનુ ખર્ચ ત્યાથી જ મળી આવે એમના આવવાને વખતે એકંદર ખર્ચ ૩૧ લાખ હતો તે પૈકી ૨૫ લાખ તેનો પોતાનો અને ૬ લાખ બીજો ખર્ચ હતો જમીન મહેસુલ ૨ા લાખ આવતુ, અને ખંડણી ૯ લાખ આવતી. બાકીના લગભગ ૨૦ લાખની તૂટ પડતી. આ તૂટ દોલતાબાદના કિલ્લામા ભરી રાખેલી રકમમાથી પૂરી કરતા. એ કિલ્લામા ૮૦ લાખ રૂપિયા શાહજહાએ એકઠા કરી રાખ્યા હતા. તેમાથી હવે ૪૦ લાખ રહ્યા હતા. આ રૂપિયા ઉપાડવાના સબંધમા તેને શાહજહા સાથે વાધો પડયો. હાથ નીચેના માણસો પણ નાખુશ થયા અને તેની ફરિયાદ શાહજહા પાસે ગઈ. શાહજહાને લાગ્યુ કે ઔરંગજેબ માણસોને હેરાન કરે છે અને પૈસા ખાઈ જાય છે. ખેતીની કે જમીનની સુધારણા કંઇ વર્ષ ૭ મહિનામા થઇ જાય નહીં એ સુધારણા માટે મુર્શિદ કુલીખાને ટોડરમલના જેવી પદ્ધતિ લાગુ કરી, પણ તેને બે ત્રણ વર્ષ લાગ્યા. વળી લશ્કરમા તેમજ બીજી નોકરીમા નાલાયક માણસો ભરાયા હતા તેને દૂર કરી તેણે લાયક માણસો ભર્યા તથા તેના પગાર વધારી આપ્યા. તોપખાનામા તેણે સુધારો કર્યો એ રીતે ઔરંગજેબે ઘણી

મહેનત કરી, પણ બાદશાહને ગંતોષ થયો નહી. ઉત્તરોત્તર તેનો સંબંધ બગડતો જ ચાલ્યો. તેના ભાઈઓને તથા તેનાં છોકરાં છૈયાંને જન્મ દિવસ વગેરે નિમિત્તે કંઈ કંઈ બક્ષિસો મળતી. પણ ઔરંગજેબને કે તેનાં છોકરાને કોડી પણ મળતી નહીં. તેની કેટલીક નીમણૂકો તથા વ્યવસ્થા પણ બાદશાહે મંજુર રાખી નહી. ઔરંગજેબની વળી બીજી એક માગણી હતી કે વિજાપુર અને ગોવળકોંડાના સુલતાન સાથેનો પત્રવ્યવહાર બારોબાર વકીલો મારફત ચાલતો તે તેની મારફત ચલાવવો. કેમકે તે સુલતાનો કરાર બરાબર પાળે છે કે નહીં તે જોવાની તક ઔરંગજેબને જોઈતી હતી. પણ તે માગણી બાદશાહે કબુલ રાખી નહીં અને વિજાપુર તથા ગોવળકોંડા સાથે જે વર્તન ઔરંગજેબે ચલાવ્યું તે તેને પસંદ પણ પડ્યું નહીં. આમ ચાલતાં આખરે ઔરંગજેબ કંટાળી ગયો અને મુઝાયો. તેનો વિચાર વિજાપુર અને ગોવળકોંડાનો જડમૂળથી નાશ કરી આખો દક્ષિણ દેશ જીતી લઈ હિંદનો શહેનશાહ થવાનો હતો.

૭. ઔરંગજેબની ભયંકર આકાંક્ષા અને ગોવળકોંડા ઉપર તરાપ—ગોવળકોંડાનું રાજ્ય નાનું પણ ધનાઢ્ય હતું. મુલક ફળદ્રુપ, નહેરોનાં પાણી અને માણસો ઉદ્યોગી હતાં. તેની રાજધાનીનું શહેર હૈદરાબાદ હીરામાણેકના વેપારનું આદિસ્થાન હતું, અને આખા હિંદુસ્તાનમાં એટલો ઝવેરાતનો વ્યાપાર બીજે કોઈ જગાએ ન હોતો. નિર્મળ તથા ઈંદારમાં પોલાદના શસ્ત્રો, તલવારો, ભાલા વગેરે થતાં અને આખા હિંદુસ્થાનમાં વપરાતાં. મચ્છલીપટ્ટણના વણકરોના મોટા પગારો આપી બરાનપુર તથા દિલ્હીના બાદશાહી કારખાના-

વગેરેના વેપારથી લક્ષ્મીનો તો ત્યાં ભંડાર ભર્યો રહેતો.

ઔરંગજેબ આવ્યો કે તરતજ તેને ગોવળકોંડાના સુલતાન સાથે વિરોધ પડયો. તેની ખંડણી બે લાખ હોન હતી પણ તે પૂરેપૂરી કદી આવતી નહી અર્ધી રકમ રોકડ અને અર્ધી રકમના હાથી લેવા ઠરાવેલું હતું પણ તે પ્રમાણે કદી આવતું નહીં ઔરંગજેબે ખંડણીના બદલામાં કેટલેક મુલક કાયમ તરીકે રાખવા માગ્યો. હોનની કિમ્મત પ્રથમ ૪ રૂપિઆ હતી અને હાલ ૫ રૂપિયા હતી પ્રથમના ભાવ પ્રમાણે ખંડણી ૮ લાખ રૂ થતી ઔરંગજેબે ૧૦ લાખ રૂ. માગ્યા અને પાછલા વર્ષોના દેવા પેટે વિશ લાખ રૂ એકી સાથે આપવા માગણી કરી જે વાર્ષિક ખંડણી પણ પૂરી આપવા નાગજ, તે વિશ લાખ રૂ એકી સાથે કેમ આપે? એ ઉપરાત એ સુલતાને તે વખતમાં કર્ણાટકનો શ્રીરંગરાયનો કેટલેક મુલક પરવાનગી સિવાય જીતી લીધો હતો માટે મોટી રકમનો દંડ ઔરંગજેબે માગ્યો તેવામાં એ સુલતાનના દિવાન મીર જુમ્લાના કારસ્તાનનું એક નવીન પ્રકરણ ઉપસ્થિત થયું.

મીરજુમ્લાનું મૂળ નામ મહમદ સૈયદ એ સન ૧૬૩૦ ના સુમારે ઇરાનમાંથી આવી દક્ષિણમાં હીરાનો વેપાર કરવા લાગ્યો. તેમાં તેને સારો નફો મળ્યો અને તે પ્રધાન થયો હરકોઇ કામ આગ્રહથી પાર પાડવાનો તેનામાં ગુણ હતો અને તે લડાઈમાં પણ કુશળ હતો સુલતાને તેને કર્ણાટકનો પ્રદેશ જીતવા મોકલ્યો તેણે યુરોપિયનો પાસે નવી તોપો કરાવી કર્ણાટકપર ચડાઈ કરી. કડાપા પ્રાંત તથા ગંડીકોટા કિલ્લો જીતી લીધા અને તે ભાગના અનેક મોટા મોટા મંદિરો લૂટી પુષ્કળ સંપત્તિ મેળવી મંદિરોમાંની તાંબાની મૂર્તિઓ ગળાવી તેની તોપો બનાવી અને હીરાની નવીન ખાણો ખોદાવી તથા જૂની ખાણોમાં નવીન કામ કરાવી તેણે અપરંપાર દ્રવ્ય મેળવ્યું પછી તેણે લશ્કર તથા તોપખાનું વધાર્યું અને જાગીર વધારી કર્ણાટકનો જાણે સ્વતંત્ર રાજા બન્યો તેની સંપત્તિ તથા

શક્તિ ત્યારપછી સુલતાનની આંખમા ખૂચવા લાગી અને એ બને વચ્ચે વૈમનસ્ય થયુ જીતેલા મુલકનો તથા મેળવેલી સપત્તિનો ભાગ તે સુલતાનને આપતો નહોતો અને આટલી સત્તા મળ્યા પછી દિવાન-ગીરીની તેને કઇ ગરજ નહોતી સુલતાને તેને પકડી તેની આંખો ખેચી લેવા પ્રયત્ન કર્યો, પણ તે ચેતી જઈ કર્ણાટક ચાલ્યો ગયો અને ગોવળકોંડા બહાર આવ્યો જ નહી તેને જીતવા માટે સુલતાને તેના ઉપર લશ્કર મોકલ્યુ એટલે **મીરજુમ્લા** આશ્રયસ્થાન શોધવા લાગ્યો વિજાપુરના આદિલશાહને નજરાણો આપી તેણે તેને વશ કર્યો અને ઈરાનના શાહ જોડે પણ વહેવાર ચલાવ્યો તેની ઈચ્છા એવી હતી કે કોઇપણ ઉપાયે મેળવેલી સંપત્તિ લઇ ઇરાન પહોંચી જવુ ચંદ્રગિરીના રાજા જોડે પણ તેણે સ્નેહ બાધ્યો પ્રથમ તો તેણે કુતુબશાહના લશ્કરને લાચ આપી થડુ પાડ્યુ અને બીજી બાજુ મોગલ શહેનશાહની મદદ માગી ઔરગઝેબ તો ગોવળકોંડાને તોડી પાડવા તત્પર હતો અને તેમા **મીરજુમ્લાના** મીઠા વચનોથી તે વિશેષ લલચાયો **મીરજુમ્લાએ** એકદમ ઔરગઝેબને ન વળગતા **શાહ-જહાંને** પોતાને નોકરીએ રાખવા લખ્યુ આ રીતે પ્રપચ કર્યો, પણ **શાહજહાની** નોકરીમા તે જનાર છે એમ જાણી કુતુબશાહ અને **આદિલશાહ** બને ચીડાયા અને એ બનેના લશ્કર તેમના ઉપર ચડ્યા **મીરજુમ્લાનો** દીકરો મહમદ અમીન તથા તેનું કુટુબ ગોવળકોંડામા હતુ તેને સુલતાને કેદ કરી તેની મીલકત જપ્ત કરી (૧૬૫૫) ઔરગ-ઝેબને આવુ કારણ જોઇતુ જ હતું તેણે તરતજ એ કુટુબને છોડવવા ગોવળકોંડાપર સવારી કરવા બાદશાહની પરવાનગી માગી આ પહેલાજ બાદશાહે તેની નીમણૂક કરી મોકલી હતી અને તેને તાબડતોબ આવવા જણાવ્યુ હતું એ હુકમ ઔરગઝેબે કુતુબશાહ તરફ મોકલ્યો અને મીરજુમ્લાને તથા તેના કુટુબને સપત્તિ સાથે સુરક્ષિતપણે દિલ્હી મોકલવા જણાવ્યુ સુલતાન કદાચ ના પાડશે એમ માનીને ઔરગ-ઝેબે પોતાના દીકરા મહમદને લશ્કર લઇને પણ તાબડતોબ તેની

સાથે મોકલ્યો. સુલતાને તરત તો હુકમ માન્યો નહીં. તેણે આદિલશાહને મદદે બોલાવ્યો. આદિલશાહે લશ્કર તૈયાર કરાવ્યું પણ મોકલ્યું નહીં. પછી ઔરંગઝેબ જાતે તેના ઉપર ચડયો. એજ વખતે શિવાજીએ મોગલોના મુલક ઉપર પહેલવહેલી સવારી કરી જુન્નર શહેર લૂટયું. પણ ઔરંગઝેબને તે વખતે શિવાજીનું કાંઈ મહત્ત્વ ન હોતું. રાજ્ય ઉપર લશ્કર આવેલું જોઇ કુતુબશાહે મીરજુમ્લાનાં માણસોને છોડી મૂક્યા અને બાદશાહની માફી માગી. પણ ઔરંગઝેબે લશ્કર પાછું ન વાળતા તોપોનો મારો શરૂ કર્યો, અને લશ્કરે તે શહેર લૂટયું. કુતુબશાહ ચેતીને ન્હાસી ગયો એટલે બચ્યો. પછી ગોવળકોંડાને ઘેરો ઘાલ્યો. કિલ્લામા અને બહાર લડાઇ શરૂ થઈ. બિચારા કુતુબશાહે તે માટે વિનંતિ કરી પણ ઔરંગઝેબની મરજી તેનું રાજ્ય આખું ગળી જવાની હોવાથી એ વિનંતિ પર તેણે લક્ષજ આપ્યું નહીં. તેણે બાદશાહને લખ્યું કે, આ પ્રદેશ ઘણો સુંદર અને ફળદ્રુપ છે. આવો પ્રદેશ આ મૂર્ખ રાજાના હાથમાં રહે એ દુર્ભાગ્ય!" તેણે તે જીતી લેવા પરવાનગી માંગી. તેણે વળી લખેલું કે, "કુતુબશાહ નીચ છે, ધર્મભ્રષ્ટ છે, દયાની તેને કદર નથી. રૈયત તેનાથી કંટાળેલી છે, મુસલમાનોને તે હેરાન કરે છે, વ્યસની પણ ઘણો છે, તેને શિક્ષા ન કરીએ તો આપણા કર્તવ્યમાં ખામી ગણાય. એ રાજ્ય ચાલુ રાખવાની ભૂલ હવે ન કરવી જોઇએ. એજ. આવો વખત ફરી આવશે નહીં."

શાહજહાંને એ વિચારો ગમ્યા નહીં. તેને લાગ્યું કે કુતુબશાહ આપણા જેવોજ રાજા છે. દિવાન બંડ કરે તો તેને સજા કરે તેમાં તેનો શો વાક? અને એ માટે તેનું રાજ્ય ખાલસા કરી લેવું એ તો મોટું પાપ ગણાય. શાહજહાં પાસે શાહજાદો દારા હતો તે ઔરંગઝેબ જેવો દુષ્ટ નહોતો. ગોવળકોંડાના વકીલે તેની મારફત બાદશાહને બધી હકીકત સમજાવી તેથી બાદશાહે દંડ લઈ તહ કરવા જણાવ્યું. એ હુકમ આવ્યો તે વખતે કુતુબશાહ કેવળ આજીજી કરી

રહ્યો હતો. તેની વૃદ્ધ મા ઔરંગઝેબને પગે પડી હતી. તે બધી બાકી આપતો હતો, અને દંડ દેવા પણ તૈયાર હતો. પણ ઔરંગઝેબે બાદશાહના હુકમના ખબર કુતુબશાહને આપ્યા જ નહીં, અને તેની પાસેથી એક કરોડનો દંડ માગ્યો. આટલી મોટી રકમ તેનાથી અપાય તેમ નહોતું. તેણે ઔરંગઝેબનાં બધાં કાળાં કામો દારાની મારફત બાદશાહને જણાવ્યાં. બાદશાહને તેથી બહુ ગુસ્સો ચડયો અને તેણે જાહેર હુકમ મોકલ્યો કે, " આ પત્ર દેખતાં ગોવળકોંડા છોડી ચાલ્યા જવું." આ હુકમ વાંચી ઔરંગઝેબને કેવું લાગ્યું હશે?

તે ઘેરો ઉઠાવી કેટલેક અંતરે જઇ રહ્યો. અને કુતુબશાહે બાદશાહને લખી જણાવ્યું કે આ વખતે તમારો હુકમ બરાબર પળાયો છે. એટલે બાદશાહે જણાવ્યું કે ગોવળકોંડાનું રાજ્ય ચાલુ રાખવું. દંડ ૨૫ લાખ પ્રથમ કહેલો, પણ પછીથી તેમાંથી ૧૦ લાખ માફ કર્યો. બાકી વિશ લાખની હતી તેની પણ માફી આપી. ઔરંગઝેબ ત્યાંથી નીકળી પછી ઔરંગાબાદ ગયો. ત્યાં મીરજુમ્લા તેને મળ્યો. તેનો ભભકો એ વખતે પણ સ્વતંત્ર રાજા જેવો હતો. સાથે ૬ હજાર સવાર, ૧૫ હજાર પાયદળ, અને ૧૫૦ હાથી તથા તોપખાનું હતું. ઔરંગઝેબને અને તેના પુત્રને તેણે પુષ્કળ નજરાણું કર્યું. તે પછી તે તરતજ દિલ્હી ગયો અને બાદશાહ પાસે ૧૫ લાખનું નજરાણું કર્યું. વઝીર રહુદુલ્લાખાન તે વખતે મરણ પામ્યો હતો એટલે બાદશાહે તેની વઝીરની જગાએ નીમણુક કરી.

૮. **ઔરંગઝેબની આદિલશાહી ઉપર તરાપ**—મહંમદ આદિલશાહના હાથ નીચે વિજાપુરના રાજ્યમાં સારો વધારો થયો હતો અને દિલ્હીના બાદશાહ તેની સાથે મિત્રભાવે વર્તતા હતા. મીરજુમ્લા વઝીર થયા પછી તેણે ન્હાના મોટા સઘળા અમલદારોને હીરામાણેક અને રત્નોથી વશ કરી લીધા અને ખુદ બાદશાહને પણ એમ લાગવા માંડયું કે આવા રત્નો જે દેશમાં પાકે છે તે દેશ આપણે કબજે કેમ ન હોય? બીજાના હક ઉપર તરાપ મારવી

નહીં એવી દારાની સલાહ હવે તેને નકામી લાગી, અને ઔરંગજેબને મીરજુમ્લા સાથે સારૂં હોવાથી તેની સલાહ પસંદ પડવા માંડી. મીરજુમ્લાને દક્ષિણ દેશની સંપૂર્ણ માહિતી હતી તેમ અહીંનો કયો માણસ એ પ્રદેશને માટે લાયક હતો એ પણ તે જાણતો હતો. તેથી દરેક બાબતમાં તેનાં કારસ્થાનો હવે ફાવવા લાગ્યાં. બાદશાહે તેની સલાહ માનીને ઔરંગજેબના માર્ગે ચાલી પોતાના વંશનું તથા દેશનું ભાવી બદલાવી નાખ્યું. ઔરંગજેબે હવે ગોવળકોંડાનો બદલો વિજાપુર પાસેથી લેવાની ધારણ કરી. મહમંદશાહ મરણ પામતા તેની જગાએ તેની બેગમે અલીશાહને ગાદીએ બેસાર્યો. એ બહાનું કાઢી ઔરંગજેબે બાદશાહને લખ્યું કે "અલી એ મહંમદશાહનો ખરો દીકરો નથી માટે મને વિજાપુર ઉપર સવારી કરી તે પ્રદેશ કબજે લેવા પરવાનગી આપો." તેણે સરહદ ઉપર લશ્કરનો પણ જમાવ કર્યો.

વિજાપુરના અધિકારીઓને તેણે લાલચો આપી ફોડવા માંડયા અને કેટલાક અધિકારીઓ તે પ્રમાણે એ પક્ષમાં ભળી પણ ગયા. શિવાજીએ પણ વકીલ મોકલી વિજાપુરને છતવામાં મદદ કરવાથી શું મળશે તે માટે પૂછાવેલું. એટલામાં દિલ્હીથી પરવાનગી આવી અને ઔરંગજેબને તે માટે સઘળી સત્તા મળી. મદદમાં શાહિસ્તખાન પણ આવ્યો અને મીરજુમ્લા જાતે પણ આવ્યો. વિજાપુર ઉપર ચડાઇ કરવાનું વાસ્તવિક કાંઇ કારણ નહોતું. તે સ્વતંત્ર રાજ્ય હતું અને તેનો વારસ પસંદ કરવાનો તેને અધિકાર હતો. દિલ્હીના બાદશાહની પરવાનગીની પણ તેમાં જરૂર નહોતી. પણ મીરજુમ્લા દક્ષિણમાં આવી પહોંચતાં જ તે તથા ઔરંગજેબ વિજાપુર ઉપર ચડયા અને બેદર શહેરને ઘેરો ઘાલ્યો. એ શહેર તે વખતે ઘણું આબાદ હતું. શીદી મર્જાન નામનો સરદાર તેનું રક્ષણ કરતો હતો. તેણે ત્રીશ વર્ષથી સામગ્રી એકઠી કરીને કિલ્લો જમાવ્યો હતો. તો પણ કેટલાક દિવસ પછી મોગલોના મોટા લશ્કર અને

તોપો આગળ એ કિલ્લો ખળભળવા લાગ્યો. સીદી મર્જાન લડતાં મરાયો અને કિલ્લો કબજે થયો. તેમાંથી બાર લાખ રૂ. રોકડા અને આ. લાખ રૂ. નો દારૂગોળો મળ્યો. શિવાજીને એ સંબંધમાં ઔરંગઝેબે જણાવેલું કે, "કોઇથી નહીં જીતાયલો બેદરનો મજબુત કિલ્લો ઇશ્વરકૃપાથી થોડા જ વખતમાં જીતાયો છે બીજાને તે જીતતાં વર્ષો ગયાં હોત." વિજાપુરનું લશ્કર લઈ ખાનમહમદ તથા અફઝુલખાન આવેલા, પણ તેને મોગલ સરદાર મહોબતખાન તથા દિલીરખાને હરાવ્યા. પછી કલ્યાણીના કિલ્લાને ઘેરો નાખ્યો. બહારથી વિજાપુરનું લશ્કર પણ ચઢી આવ્યું. મોગલ પક્ષના રજપૂત સૈન્યે તેની સાથે લડાઇ કરી ઘણું શૌર્ય બતાવ્યું. પુષ્કળ રજપૂતો મરણ પામ્યા પણ છેવટે વિજય થયો. ત્રણ મહિને એ કિલ્લો હસ્તગત થયો. આ રીતે બે મહત્ત્વના કિલ્લા આવતાં હવે વિજાપુર લેવાની પણ તૈયારી હતી. તેવામાં વિજાપુરના સુલતાનની ખટપટથી બાદશાહનો હુકમ આવ્યો કે વિજાપુર સાથે તહ કરી એકદમ પરત આવવું. ઔરંગઝેબને તેથી બહુ લાગી આવ્યું, પણ શું કરે? નિરુપાયે તે તહ કરી પાછો ફર્યો. તહમાં દોઢ કરોડ રૂ. દંડ, પેરો અને બેદર કલ્યાણી વગેરે કિલ્લાઓ તથા નિજામશાહીના કિલ્લાઓ અને બાગીપ્રાંત મોગલોને આપવા ઠર્યા. એ દંડ પૈકી અર્ધો કરોડ રૂ. બાદશાહે માફ કર્યા. પછી થોડા જ વખતમાં શાહજહાં અચાનક ભયંકર માંદગીમાં સપડાયો અને ઔરંગઝેબને તે સ્થિતિમાં દક્ષિણમાં પડી રહેવું ઠીક લાગ્યું નહીં.

૮. **શિવાજીનો મોગલો સાથે સંબંધ—** વિજાપુર સાથે લડવાની તૈયારી ચાલતી હતી તે વખતે શિવાજીએ વકીલ મારફત ઔરંગઝેબને જણાવ્યું કે, "વિજાપુરના તાબામાં કોકણનો જે ભાગ છે તે મને આપવાનું વચન આપો તો હું તમને મદદ કરવા તૈયાર છું." આનો જવાબ ઔરંગઝેબે ઉડાઉ આપ્યો. શિવાજીને ગમ્યું નહીં. તેથી તેણે વિજાપુરનો પક્ષ લીધો અને મોગલોનો

જુન્નર વગેરે ભાગ લૂંટયો. એક રાત્રે જુન્નર ઉપર છાપો માર્યો અને દોરીની નીસરણીથી ગઢ ઉપર ચઢી અંદરના પહેરેગિરોને કાપી નાખ્યા. તેમાથી એકહજાર ફોજ, ૨૦૦ ઘોડા તથા ઝવેરાત કાપડ વીગેરે ઘણું મળ્યુ. મરાઠાની ટોળીઓ તે પછી મોગલ મુલકમા ફરવા લાગી અને ખુદ અહમદનગર સુધી લૂંટ ચલાવી. અહમદનગર પણ લૂટત પરન્તુ ત્યાંના માણસો વખતસર ચેતી ગયાં. ઔરંગજેબે પણ તે તરફ તરત જ મદદ મોકલી અને અધિકારીઓને સખત તાકીદ કરી. તેણે જણાવ્યું કે "શિવાજીના ગામો જમીન દોસ્ત કરો, લોકોને કાપી નાખો. દયા રાખશો નહીં. તેનું સર્વસ્વ લૂંટી લાવો. પુના તથા ચાકણને મૂળમાથી ઉખેડી નાખો. તેને મદદ કરનારા પટેલો તથા કુલકર્ણી વગેરેનાં માથાં ઉડાડી મૂકો." સિવા તેણે સરહદ ઉપર પણ લાયક સરદારો ગોઠવ્યા અને તે સા જાને પુષ્કળ લશ્કર આપ્યું. તે બધાને જણાવ્યું કે, "લાગ મળતાં મરાઠી મુલક ઉપર હુમલાઓ કરવા. સરહદ ઉપર ખાલી પડી રહે નહીં." સરદાર નાસિરખાને તે પ્રમાણે જબરો હુમલો કરેલો અ પુષ્કળ લૂંટ મેળવેલી. એ નાસિરખાનને એકદમ શિવાજીની પાછ પડવા પણ ઔરંગજેબે જણાવેલું. પણ ચોમાસું આવી લાગતા મોગ લશ્કરથી એ પહાડી પ્રદેશમાં આગળ વધાયું નહીં અને પરત આ પડયું. એજ ચોમાસાની આખરે તો વિજાપુર સાથે તહ થયો. શિવા એ પછી જોયું કે એકલે હાથે લડવામાં કંઈ ફાયદો નથી. એ તેણે વકીલ મોકલી ઔરંગજેબ પાસે માફી માગી. આ વખતે દિલ્હી જવાની ઉતાવળમાં હતો એટલે તેણે પણ સમાધાનીનો જ આપ્યો. શાહ તો એ શિવાજીને બરાબર ઓળખતો હતો અને ક્યારે દગો દેશે તેનો તેને ભરોસો નહોતો તેથી તેણે હાલ તરત શક્ય તેટલો બંદોબસ્ત રાખવા જણાવ્યું કે "તમારાં કૃત્યો વિસ યોગ્ય નથી, પણ તમે પશ્ચાતાપ દર્શાવો છો, તેથી તે દરગુજર કર છીએ. તમારી જે માગણી છે તે માટે વકીલ મારફત દિલ્હી લ

અને દેશમાં બંડ બખેડા વગેરે ન થાય તેવો બંદોબસ્ત કરાવશો એટલે તે પ્રમાણે કરવામાં આવશે."

૧૦ ઔરંગઝેબ અને શિવાજીના વિરોધી કાવાદાવા— ઔરંગઝેબ દિલ્હી તરફ વળ્યો કે વિજાપુર અને ગોવળકોંડાએ ફરી માથું ઉંચક્યું. તેમની સાથે લડવામાં જે પૈસો તથા શ્રમ વપરાયાં, તે વ્યર્થ ગયાં. વિજાપુર પાસેથી દંડ અને મુલક લેવાનો હતો, પણ હાજરી વગર તે શેનો આપે? ઔરંગઝેબે હવે દ્વિધા પ્રયોગ શરૂ કર્યો. મનમાં કંઇ હતું અને બતાવવા કંઇ માંડ્યું. મીરજુમ્લા ઉપર ઔરંગઝેબે લખેલા ગુપ્ત પત્રોમાંથી આ હકીકત મળી આવે છે. તેની ધારણા એવી હતી કે બાદશાહની માંદગી જાહેર થાય તે પહેલા એ દંડ તથા મુલક લઇ લેવો. તેટલા માટે તેણે મીરજુમ્લાને પરિંડાનો કિલ્લો લેવા પણ મોકલેલો. બીજી બાજુ મહોબતખાન તથા રાજા છત્રસાલને બાદશાહના હુકમથી દિલ્હી જવાનું આવ્યું, અને નાસિરખાનને કલ્યાણ છોડી માવળા જવાનું આવ્યું. આ બધા સરદારો દિલ્હીના તાબાના હતા; ઔરંગઝેબના તાબાના નહોતા. આ રીતે એ સરદારો જતા વિજાપુર અને ગોવળકોંડાને છૂટ મળી અને તેનું લશ્કર બહાર પડયું. તે પોતાનો મુલક સહેલાઇથી પાછો લઇ લેવા માંડયું. વિજાપુરનો સરદાર અફઝુલખાન બેદર તથા કલ્યાણી લેવા ચઢ્યો. એવામાં ઔરંગઝેબનો મીરજુમ્લા ઉપર લખેલો એક પત્ર અફઝુલખાનના હાથમાં આવ્યો. તેમાં શાહજહાંની માદગીના તથા પછીથી ઉઠાવવાના તોફાનના કેટલાક છુપા ખબર હતા. ઔરંગઝેબને એ હકીકત ખાસ છુપાવવાની હતી, પણ તે એકાએક જાહેર થઈ ગઇ અને લોકો તેનો ભેદ જાણી ગયા. અહીં ઔરંગાબાદમાં તેની સ્ત્રી દિલરાસબાનુ મરણ પામી. મીરજુમ્લા પરિંડા લેવા ગયો હતો, પણ બાદશાહની માદગી જાહેર થતાં તેનું કોઇએ માન્યું નહીં અને તેટલામાં તેને દિલ્હી ચાલ્યા આવવાનો હુકમ થયો. તે ઔરંગઝેબને મળ્યો. પરિંડા લેવાનો રહ્યો.

વિજાપુર પાસેથી દંડ લેવાનો પણ રહ્યો; અને મીરજુમ્લાને દિલ્લી જવાનું આવ્યું. દારાએ ત્યા ઔરંગજેબ વિરુદ્ધ વાતો ચલાવી હતી તેથી યુક્તિ કરી ઔરંગજેબે મીરજુમ્લાને કેદમાં રાખ્યો અને પોતે તેને સાથે લઇ દિલ્લી આવવા નીકળ્યો. નીકળતાં પહેલાં તેણે વિજાપુરને લખ્યું કે, " બાકી રહેલો મુલક હવે છોડી દઇએ છીએ, દંડ પણ ૩૦ લાખ રૂ. માફ કરીએ છીએ. તમે દેશનું સંરક્ષણ કરી સારી વ્યવસ્થા રાખશો. શિવાજી કિલ્લા દબાવી બેઠો છે તેને હાંકી કાઢશો. તેને નોકરી આપવી હોય તો કર્ણાટકમા આપશો, પણ એ પહાડી પ્રદેશમા આપશો નહી. તમારા વડિલે અમારા પક્ષમા લશ્કર મોકલવા વચન આપેલું છે તે પ્રમાણે દશહજાર લશ્કર અમારી સાથે દિલ્લી મોકલો, એટલે અમે તમને બાણગંગા સુધીનો ભાગ અપાવીશું. શાહજીને અમે કદાપિ નોકરી આપીશું નહીં, તમારા રાજ્ય ઉપર કોઈ પણ હુમલો કરશે તો હું જાતે ચઢી આવી તમારૂં રક્ષણ કરીશ." આ બધા મીઠા શબ્દો કેટલી કિંમતના છે તે સુલતાન જાણતો હતો. ઔરંગજેબ તે પછી ઉત્તરમાં ગયો અને સાથે કેટલાક મરાઠા સરદારોનું લશ્કર પણ લેતો ગયો.

ઔરંગજેબને શિવાજી માટે બહુ બીક લાગતી હતી. તેના બંદોબસ્ત માટે પોતાના મોટા દીકરા મોઆજમને ખાસ તેણે રોકયો અને તાકીદ કરી કે, "બરાબર હોંશિયારી રાખવી. હું દૂર ગયો છું એમ જાણીને તે ગમે તેવું સાહસ કરશે." ઔરંગજેબ હવે બાદશાહ નરીકે વર્તતો હતો. તેનો સસરો શાહ નવાજખાન તેનાં તોફાનોમા સંમત નહોતો તેથી તેને કેદમાં નાખ્યો અને પછીના થોડા જ માસમા તે બાદશાહ થયો.

ઔરંગજેબનો ઉદ્દેશ જેમ નિશ્ચિત હતો, તેમ શિવાજીનો પણ નિશ્ચિત હતો. માત્ર શિવાજીનો હેતુ ઉદાત્ત હતો. નર્મદાની દક્ષિણનો ભાગ ઇ. સ. ના આરંભથી ત્યાના રહીશોના જ હાથમાં હતો. વચમાં જો કે બ્રાહ્મણી રાજ્ય થયું પણ તે રાજ્ય ધીમે

ધીમે પરકીય મટી સ્વકીય થઇ ગયું હતું અને ઠેકઠેકાણે મરાઠા સરદારો સ્વતંત્રપણે વર્તતા હતા. તેમાં ભોસલેનું વિશેષ મહત્ત્વ હતું. **શાહજી** અને **શિવાજીની** ધારણા એવી હતી કે "દક્ષિણનો કારભાર દક્ષિણવાસીઓ જ કરે. મોગલોની એ ભાગમાં જરૂર નથી." **શાહજીને** હાથે આ ધારણા પાર પડી નહીં, પણ તે પાર પાડવાનું શિવાજીએ હાથમાં લીધું. તે સફળ કરવા તેને જે જે ઉપાય સૂઝયા તે તે તેણે લીધા. અદ્‌ભુત-સાહસો ઉઠાવવામાં પણ તેણે પાછી પાની કરી નહીં. ઔરંગજેબને પણ આખો હિંદુસ્તાન તાબામાં લેવાની તેના વડિલની ધારણા પરિપૂર્ણ કરવાની ઘણી હોંશ હતી. એ પાર પાડવામાં તેને આદિલશાહ અને કુતુબશાહ કરતાં પણ શિવાજીની વિશેષ ધાસ્તી હતી. તેની ધારણા એવી હતી કે પ્રથમ વિજાપુર અને ગોવળકોંડા તાબે કરી શક્તિ તથા માણસોનો સંચય થયા પછી શિવાજીને તાબે લેવો. તેના મનમાં એમ પણ હતું કે ભાઈઓના ટંટામાં દિલ્હીનું રાજ્ય જો આપણા હાથમાં ન આવે, તો દક્ષિણનું રાજ્ય સ્વતંત્રપણે રાખવું.

દક્ષિણનો પ્રદેશ વિશેષ સધન અને ફળદ્રુપ હતો, અને તે તાબામાં આવ્યા પછી ઉત્તર હિંદુસ્તાન તાબામાં લેતાં વાર પણ શી? અને કદાચ ઉત્તર દેશ ન જીતાયો તો દક્ષિણ દેશ કયાં કમી હતો? એ જ હેતુથી તેણે પોતાના કુટુંબને રહેવા કરવાની વ્યવસ્થા મૂળથી ઔરંગાબાદમાં કરી હતી. દક્ષિણ દેશ માટેની આ કાળજી તેના પછીના કારભારમાં પણ જણાઈ આવે છે, તેટલા જ માટે તેણે ગાદીએ બેસતાંની સાથે વિજાપુર તથા ગોવળકોંડાનાં રાજ્યો હસ્તગત કરવા ઉતાવળ કરી. બાદશાહ વચમાં બિમાર ન પડયો હોત, તો તેણે એ બંને રાજ્યો જીતી પોતાના બાપની વિરુદ્ધ ખુલ્લું બંડ ઉઠાવી દક્ષિણમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપન કર્યું હોત.

શિવાજીની ધારણા એવી હતી કે વિજાપુર અને ગોવળકોંડા પોતાના કબજામાં લેવાં. એ રાજ્યો હવે સ્વતંત્ર રહેવા યોગ્ય ન

હતા. કોઈનો પણ તે ભોગ થઈ પડવાનાં હતાં, તેને હાથમાં લઈ ઔરંગઝેબ સામે ખુલ્લું પડવું એવી શિવાજીની ધારણા હતી. એ બે રાજ્યોની સંપત્તિ હાથમાં આવે, તો ચપળ અને શૂરા મરાઠાઓની મદદથી આ વિકટ પ્રદેશમાંથી ઔરંગઝેબને હાંકી કઢાય એમ તેનું ધારવું હતું. ઔરંગઝેબ ઉત્તર દેશમાં જતાં કેટલોક વખત શિવાજીની મોટી મુશ્કેલી દૂર થઈ અને તેને તેટલી છૂટ મળતાં તે વિજાપુર તરફ વળ્યો. વિજાપુરમાં તે વખતે અફઝુલખાન જ મુખ્ય સરદાર હતો. તેને જીતી લેવાય તો વિજાપુર પડ્યા જેવું હતું. પણ તેને જીતતાં પહેલાં ઔરંગઝેબને ગાદી મળી અને ઇતિહાસ બદલાયો. ઔરંગઝેબને ગાદી મળતાં વિલંબ થયો હોત, તો શિવાજીએ બે બે રાજ્યો જીતી લીધાં હોત. તોપણ ગોવળકોંડા તો તેણે લગભગ જીતી લીધો. પણ ઔરંગઝેબ ગાદીએ આવતાં તેની પ્રથમની ધારણા બદલવી પડી. ઔરંગઝેબે તેનો પીછો પકડ્યો અને એને પ્રત્યક્ષ જોવા માટે શિવાજીએ દિલ્હી જવાનું સાહસ ખેડ્યું. ઔરંગઝેબ પણ એ બે રાજ્યો ગળી જવા તેટલોજ આતુર હતો, અને અડચણો આવી ન હોત તો તે જાતે જ તે માટે ચડી આવ્યો હોત. તે જો દક્ષિણમાં સ્વતંત્ર થયો હોત, તો શિવાજી સાથે તેને દ્વંદ્વ યુદ્ધ થયું હોત, અને ખુદ ઔરંગઝેબને પણ બે હાથ બતાવવાની તક શિવાજીને મળી હોત.

---

## પ્રકરણ ૭ મું.

### વિજાપુર સાથે વિગ્રહ.

૧ **જાવળીના મોરેનો પરાભવ**—હવે શિવાજીએ પોતાની આડે આવનારા સરદારોને વશ કરવાનું કામ હાથમાં લીધું. શાહજી નજરકેદમાં વિજાપુર હતો, ત્યાં સુધી આદિલશાહ ગુસ્સે ભરાય તેવું

કોઇ કાર્ય કર્યું નહીં. પણ શાહજી છુટીને કર્ણાટક તરફ જતાં જ સન ૧૬૫૫ માં જાવળીના મોરેને જીતવાનું મહત્ત્વનું પગલું લીધું.

શિવાજીને દબાવવા બાજી શ્યામરાજ નામના એક સરદારને વિજાપુર તરફથી મોકલવામાં આવેલો, તે વખતે શિવાજી મહાડમાં હતો અને તેની નજીકમાં જ જાવળીના મોરેનું રાજ્ય હતું. બાજી આ મોરેને આશ્રયે રહ્યો અને એ બંનેએ મળી શિવાજીને પકડવાની બાજી રચી. પણ શિવાજીને તેની બાતમી મળી ગઈ એટલે તેણે એકાએક તુટી પડી બાજીને હઠાવ્યો (૧૬૫૨), અને મોરેની મદદથી બાજી વિજાપુર પહોંચી ગયો. આથી મોરેને માટે શિવાજીને ઘણું લાગ્યું. તેનું રાજ્ય છેક જ સરહદ ઉપર હોવાથી તેને અનુકુળ કરી લેવાની ઘણી જરૂર હતી. પણ સામોપચારથી તે માન્યો નહીં. તેને એમને એમ રહેવા દેતાં ઇષ્ટ હેતુ પાર પડે તેમ નહોતો અને તેની સામે ખુલ્લી લડાઇમાં જીત મળવી શક્ય નહોતી તેથી કંઇ પણ યુક્તિ કરીને તેને વશ કરવાની જરૂર હતી.

શિવાજીએ રઘુનાથ બલ્લાળ તથા શંભાજી કાવજી નામના બે સરદારને થોડાં માણસો સાથે મોરે તરફ તેની દીકરી વેરે સગાઇ કરવાના નિમિત્તે મોકલ્યા. અંદરથી હેતુ એવો હતો કે જાવળીપ્રાંતની અને મોરેની બધી માહિતી મેળવવી. તેઓ જાવળી ગયા. અને ત્યાં જોયું કે મોરે વ્યસની છે, અને તેનાં અંદરનાં માણસોમાં પણ ફાટફુટ છે. એટલે તેમણે મોરેને ઠાર મારવાનો ઘાટ ઘડ્યો, અને મદદ માટે આજુબાજુ માણસો ગોઠવવા તેમણે શિવાજીને લખ્યું. એક દિવસ સંકેત પ્રમાણે તેમણે ચંદ્રરાવ મોરે તથા તેના ભાઈ સૂર્યરાવને એકાંતમાં વાતચીત કરવા માટે એક બાજુ બોલાવ્યા, અને ત્યાંજ તેમને ઠાર કર્યા. મોરેનાં માણસોએ આ બંને ઉપર હુમલો કર્યો, પણ તેઓ જંગલમાં નાસી આવ્યા અને આજુબાજુ ગોઠવી રાખેલાં માણસોથી શિવાજીએ જાવળી ઉપર હલ્લો કર્યો. ચંદ્રરાવના પુત્ર બાજીરાવ અને કૃષ્ણરાવ તથા દિવાન હનુમંતરાવ

બહાદુરીથી લડયા. પણ હનુમંતરાવ તેમાં મરાયો અને બાકીનું બધું કુટુંબ તથા રાજ્ય શિવાજીના તાબામાં આવ્યું. જામીન લઇ તેનો નિકાલ કરવો એવી શિવાજીની ધારણા હતી, પણ તે કુટુંબે વિજાપુર તરફ નાસી જવાનો વિચાર કર્યો. તેના કાગળો વગેરે પકડાતાં શિવાજીએ એ બંને ભાઇઓનો શિરચ્છેદ કરાવ્યો અને બાળકો તથા બૈરાંને છોડી મૂકયા. મોરેનો સઘળો સંગ્રહ શિવાજીના હાથમાં આવ્યો, અને તેનો કિલ્લો પણ મળ્યો (૧૬૫૫).

મોરેને આવી રીતે મારવા બદલ શિવાજી દોષપાત્ર ઠરે છે; પણ એ પ્રપંચની સઘળી બાજી રાઘોજી બલ્લાળ તથા શંભાજી કાવજીની ગોઠવેલી છે; અને મોરે જેવા પ્રબળ સરદારને દબાવવાની પણ જરૂર હતી. તેને સજ્જડ દબાવવાથી બીજા ઘણા સરદારો ઉપર શિવાજીનો દાબ બેઠો અને રાજ્યસ્થાપનામાં સુગમતા થઇ. જાવળી પ્રાંત હાથમાં આવ્યા પછી એ બધા પ્રદેશના બંદોબસ્ત માટે ત્યાં એક નવીન મજબૂત કિલ્લો (પ્રતાપગઢ) બંધાવ્યો. એ કામ પુરંદરનો કિલ્લો બાંધનાર મોરો ત્રિંબક પિંગળેને સોંપ્યું, ને તે તેણે બહુ જ સારી રીતે પાર પાડયું (૧૬૫૬). આથી તે શિવાજીની પસંદગી મેળવી તેનો જમણો હાથ થયો. તુળજાપુરની દેવીના દર્શને જવાનું હવે બહુ દૂર પડતું હોવાથી આ કિલ્લા ઉપર એ દેવીના જેવી જ એક પ્રતિમા કરાવી સ્થાપના કરી. શિવાજીની એ દેવી ઉપર ઘણી જ આસ્થા હતી.

પછી હિરડસના દેશમુખ ઉપર રાતના અચાનક છાપો માર્યો. તેણે રોહિડા નામનો કિલ્લો મજબૂત બાંધ્યો હતો. તે કિલ્લાને લીધે તેનું ઘણું રક્ષણ થયું. પણ છેવટે તે પોતે મરાતાં કિલ્લો શિવાજીના હાથમાં આવ્યો. તેનો દિવાન બાજી પ્રભુ ઘણો શૂરવીર હતો. શિવાજીએ તેને ઘણા માનથી રાખ્યો અને તેનું વતન ચાલુ રાખ્યું. એ બાજી પ્રભુએ પણ શિવાજીની નોકરી ઘણી વફાદારીથી બજાવી.

આ રીતે પન્નાળગઢ સુધી શિવાજીની સત્તા પ્રસરી અને વાડીના સાવંત, શૃંગારપુરના સુર્વે, દક્ષિણ કોંકણના દળવી વગેરે સરદારો શિવાજીની આજ્ઞામાં વર્તવા લાગ્યા.

પણ આમ થવાથી વિજાપુરના સુલતાન ઘણા જ ચીડાયા અને શિવાજીને નરમ પાડવાનો તેઓ વિચાર કરવા લાગ્યા. શાહજીના તાબામાં તે નથી અને શાહજીની ઇચ્છાથી આ બધું તોફાન ચાલતું નથી એમ તેની ખાત્રી થવાથી શાહજી ઉપર દબાણ કરવું નિરર્થક હતું. વળી તેનો કર્ણાટકમાં સારો ઉપયોગ હતો. તેને ત્યાંથી ખસેડયો હોત, તો કર્ણાટક હાથમાંથી ખોયું હોત. સુલતાન મહમંદશાહ બહુ બિમાર રહેતો અને સ્વભાવે શાંત હતો એટલે તેણે જેમ તેમ ચાલવા દીધું. તેની પછી તેનો જુવાન દીકરો અલી ગાદી ઉપર આવ્યો; પણ તે વખતે કારભારીઓમા ખટપટ હતી એટલે શિવાજી જેવા ઉપર લસ્કર મોકલી શત્રુતા વધારવી એ તેને યોગ્ય લાગ્યું નહિ. વળી ઔરંગઝેબ પણ તે વખતે દક્ષિણમાં ચડી આવ્યો હતો એટલે શિવાજી તેને મળી જાય એવી પણ ધાસ્તી હતી. ઔરંગઝેબે વિજાપુર જીતવા મીરજુમ્લાને મોકલ્યો હતો અને તેણે વિજાપુરને ઘેરો ઘાલ્યો હતો. પણ તેવામાં શાહજહાં માંદો પડવાથી ઔરંગઝેબને એકાએક દક્ષિણ દેશ છોડી જવું પડયું, એટલે મોગલોની બીક હાલ તરત વિજાપુરને રહી નહીં. તેણે હવે શિવાજીને દબાવવાનો વિચાર કર્યો.

૨. અફઝુલખાનનો વધ—અફઝુલખાન વાઈપ્રાંતનો સુબો હતો. વિજાપુરનો એ એક નામાંકિત સરદાર હતો અને મહંમદ આદિલશાહની તેના પર બહુ કૃપા હતી. એમ જણાય છે કે એ મહંમદશાહનો દાસીપુત્ર હતો, અને તેની મા મહંમદશાહની રસોઇ કરતી. અફઝુલખાનના પહેલાં એ પ્રાંતમાં રણદુલ્લાખાન સુબો હતો. અને તે મરણ પામ્યા પછી તે જગા અફઝુલખાનને મળેલી. શાહજી

સાથે તેનો વિરોધ હતો. **શાહજીએ** કર્ણાટકનું કનકગિરિ લેવા તેના પુત્ર **શંભાજીને** મોકલેલો તે વખતે અફઝુલખાન ઉપર વેર લેવાની દાનત હતી, અને તેટલા માટે જ્યારે એ **શિવાજી** ઉપર ચઢી આવ્યો ત્યારે **શાહજીએ** ભાઇનુ વેર લેવા **શિવાજીને** સૂચવેલું કહેવાય છે. **શિવાજી** એ વખતે વાઇપ્રાંતની નજીકની જ પ્રવૃત્તિમા હતો પ્રતાપગઢ, જાળવી વગેરે તેની નજીક આવેલા છે. **શિવાજી** ઉપર ચઢી આવતા પહેલા વિશેષ બાતમી મેળવવા તથા બંદોબસ્ત કરવા અફઝુલખાન વિજાપુર ગયેલો, અને ત્યા તેણે ભરકચેરીમા પ્રતિજ્ઞા કરેલી કે, "**શિવાજી** તો ડુંગરનો ઉંદર, તેને જીવતો અગર મરેલો ગમે તે રીતે પણ પકડી લાવું છું." આવી પ્રતિજ્ઞા કરી તે બાર હજાર ચૂંટી કાઢેલા માણસો સાથે ૧૬૫૯ મા **શિવાજી** ઉપર ચડ્યો. તે પંઢરપુર, તુળજાપુર અને માણુકેશ્વરને રસ્તે વાઇ આવ્યો. **શિવાજી** એ વખતે રાયગઢ ઉપર હતો, પણ તે પુના તરફ અફઝુલખાન ન આવે તેવો બંદોબસ્ત કરી પુરંદરને માર્ગે પ્રતાપગઢ આવ્યો. કેમકે તેનો વિચાર ખુલ્લા મેદાનમા અફઝુલખાન સાથે ન લડતા વિકટ ડુંગરાળ પ્રદેશમાં તેને ગુંચવવાનો હતો. અફઝુલખાન પણ **શિવાજી** પ્રતાપગઢમાં છે એમ જાણી વાઇપ્રાંતમાં આવ્યો. રસ્તામા પંઢરપુરના શ્રી વિઠોબાની મૂર્તિનો તથા તુળજાપુરનાં ભવાની માતાની મૂર્તિનો તેણે નાશ કર્યો. વળી મલવડીના બજાજી નિંબાળકરને પણ પકડી આણ્યો. મંદિરો તોડવાથી લોકોનાં મન બહુ દુભાયાં અને આ લડાઇનું સ્વરૂપ ધાર્મિક થયું. લોકો પણ ખાનનો નાશ ઇચ્છવા લાગ્યા. ખાનના પક્ષવાળા પણ તેજ પ્રમાણે **શિવાજીનું** કાસળ કાઢવા ઇચ્છતા હતા. એટલે આ લડાઇના પરિણામ ઉપર ઘણો આધાર હતો. **શિવાજી** અને તેના મિત્રો તે સારી પેઠે સમજતા હતા અને તેથી તેણે જીત મેળવવા જબરી તૈયારી કરી. વાઇના કુલકર્ણી કૃષ્ણાજી ભાસ્કરને ખાને **શિવાજી** પાસે વકીલ તરીકે મોકલ્યો, અને તેજ પ્રમાણે **શિવાજીએ** પણ પોતાના કારકુન પંતાજી ગોપીનાથને ખાન પાસે મોકલ્યો. **શિવાજી**

પાસે એક વિશ્વાસરાવ નાનજી નામનો સરદાર હતો, તેણે ફકીરના વેશે ખાનના લશ્કરમાં રહી વખતો વખતની બધી બાતમી શિવાજીને આપી. એ બાતમી પરથી તથા વકીલોની વાતચીત પરથી શું કરવું તેની ગોઠવણ શિવાજીએ કરી. એ વારંવાર ખાનને કહેવરાવતો કે, "તમારા મોટા લશ્કર સાથે લડવાની મારામાં તાકાત નથી. મારો અપરાધ માફ કરી મને જીવતદાન મળશે, તો હું બધો મુલક છોડી દેવા તૈયાર છું." આથી ખાનને લાગ્યું કે આપણને જરૂર યશ મળવાનો છે. વાઇપ્રાંતની વિકટતા તે જાણતો હતો અને લડાઇમાં કેટલી મુશ્કેલી પડે તે તે સમજતો હતો. એટલે વગર લડાઇએ જો શિવાજી નરમ પડી જાય તો તેમ કરવા તે તૈયાર હતો. વળી દગાબાજીથી શિવાજીને પકડવાની પણ તે પેરવી કરતો હતો. રોહિડ ખીણના દેશમુખ ખોપડે અને જેધે વચ્ચે અણબનાવ હતો. એ પૈકી જેધે શિવાજીના પક્ષમાં હતો એટલે ખાને લાલચો બતાવી ખોપડેને પોતાના પક્ષમાં લીધો. એ ખોપડેએ શિવાજીને પકડી લાવવાની કબુલત આપી. ગમે તે રીતે શિવાજીને કિલ્લામાંથી બહાર કાઢવો, અને બને તો પકડીને વિજાપુર લઇ આવવો એવી તેની ધારણા હતી. તેનું લશ્કર વાઇથી મહાબળેશ્વર સુધી ફેલાયલું હતું. શિવાજી પાસે તેટલાં માણસો નહોતાં, અને જેટલાં હતાં તેટલાં પણ ગીચ ઝાડી, ખીણ કે ડુંગરોમાં ભરાયલાં રહેતાં, એટલે એકદમ દેખાતાં નહીં. શિવાજીએ ખાનને જણાવ્યું કે હું શરણે આવવાને તૈયાર છું. ખાનના વકીલ કૃષ્ણાજી ભાસ્કરની તેણે સારી બરદાસ કરી અને પોતાના ઉચ્ચ હેતુ માટે સમજુતી કરી, એ બ્રાહ્મણનું ધર્માભિમાની દિલ વાળી લીધું. કૃષ્ણાજીને દેશાભિમાનની ખાતર પણ શિવાજીને મદદ કરવાનું યોગ્ય લાગ્યું. બંનેએ મળી ખાનને મળવા બોલાવવાની ગોઠવણ કરી અને એ યોજના પંતાજી ગોપીનાથને પણ ગમી. ખાનને પણ લાગ્યું કે એ દુબળો મને શું કરવાનો છે ? વકીલોએ તેને સમજાવ્યું, એક વાર તેની ખાત્રી થશે એટલે તે કહેશો ત્યાં તમારી સાથે ચર્ચાત

તે માટે પ્રચલિત વાર્તાઓ અને કલ્પના ઉપર જ આધાર રાખવો પડે છે. ખાન અને શિવાજી બન્ને એકમેકને પહોચે તેવા હતા. કોઇ પણ એક હાર્યા સિવાય નિકાલ થવાનો નહોતો જ. ખાનનો નિકાલ થાય તો શિવાજીની ધારણા પાર પડે તેમ હતી, અને શિવાજીનો નિકાલ થાય તો વિજાપુરની મોટી આફત ટળે એમ હતી. છતાં બંનેનો વિચાર એવો હતો કે શત્રુને બનતા સુધી જીવતો પકડવો. પણ તેમ થવું સંભવિત ન હતું. એમ માનીએ કે ખાનનો વિચાર શિવાજીને જાનથી મારવાનો ન હતો, તોપણ તેની ઇચ્છા શિવાજીને પકડી લેવાની હતી એ તો નક્કી જ. અને તેના હાથમાં ન સપડાવું એવો શિવાજીનો નિશ્ચય હતો. ખાન તો શિવાજીના હાથમાં જીવતા પકડાવાનું શક્ય જ નહોતું. છતા તે ખાનની અસાવધાનતાથી શક્ય થયું. ઓરેનો બનાવ તાજો હતો, અને શિવાજી હિંદુ ધર્મના રક્ષક તરીકે ગમે તેવું કાર્ય કરતો એ પ્રસિદ્ધ હતું. છતા તેના પર વિશ્વાસ રાખી ખાન મુલાકાતે આવ્યો, એ તેનો પ્રમાદ હતો. લડાઇના વખત-માં આવા પ્રસંગો આવે છે, અને અણીના વખતે પોતાની ખરી હકીકત છુપાવી શત્રુને ફસાવવાની કળા પણ જાણીતી છે. ઇતિહાસમાં તેવાં અનેક ઉદાહરણો છે. એટલે ખાન અસાવધપણે ગુમાનભર્યો અને બેફીકરપણે વર્ત્યો. એક લડાયક સરદારને માટે તે ઘટિત નહોતું. તેનું ફળ તેને મળ્યું.

શિવાજીને મારવો અગર જીવતો પકડવો એવી ખાનની ધારણા હતી એ તો નિર્વિવાદ હતું; કેમકે તેણે દરબારમાં એવી પ્રતિજ્ઞા લીધી હતી. શિવાજીને ખાત્રી હતી કે જો ખાનના પંજામાં સપડાઉં, તો જીવની તેમજ રાજ્યની આશા છોડવી જ. અને તે કોઈ પણ રીતે બચાવની પેરવીમાં જ હતો. માર્ગ બે જ હતા, એક ખુલ્લી રીતે ખાન સાથે લડવું, અને બીજો યુક્તિથી તેને સપડાવવો. પહેલો માર્ગ ખાને લીધો નહીં, એટલે બીજો માર્ગ લેવાની જ શિવાજીને જરૂર પડી. પણ તેમાં પણ ખાનનું ખૂન કરવાનો તેનો ઇરાદો ન

હોતો. એવો જો તેનો ઇરાદો હોત, તો તે માટે પોતાનો જીવ જોખમ-માં નાખવાની તેને જરા પણ જરૂર નહોતી. તે તો તેનાં એક બે માણસોજ જઇને કરી શકત, અને મુલાકાત વખતે તેવાં માણસોને જ તેણે આગળ કર્યાં હોત. પણ તેમ ન કરતાં તેણે જાતે મુલાકાત લેવાનું પોતાનું વચન પાળ્યું, તેમાં તેની ધારણા એવી હોવી જોઇએ કે ખાનને બોલાવી રાજરીત પ્રમાણે મળવું અને તેની સાથે વાટાઘાટ કરી લાભકારક સંધિ કરવી. પણ સંધિ ન કરતાં તે હઠ કરે તો તેને પકડવો અને તેના લશ્કરને તેની સંમતિ લઇ પાછું કાઢી મૂકવું. અગર જો એ સંમતિ ન આપે તો એ લશ્કરને હાથ બનાવવો; અને એ રીતે ખાનને હરાવી તેને સુખરૂપ વિજાપુર પહોંચાડવો. ખાનને જીવતો પકડી વિજાપુર મોકલવાથી જેટલો લાભ શિવાજીને થાત, તેટલો લાભ તેના વધથી વાસ્તવિક રીતે હતો જ નહીં. પણ તે ધારણા ખાને પાર પડવા દીધી નહીં. મુલાકાતના મંગળાચરણમાંજ ખાને તેના ઉપર હુમલો કર્યો, એટલે શિવાજીને તેના ઉપર હાથ ઉપાડવો જ પડ્યો. આવા પ્રસંગ માટે તે તતક્ષણ તૈયાર થઇ ગયો, એ માત્ર તેની સાવધાનતા ને સમયસૂચકતાનું પરિણામ છે. અર્થાત્ તેના ઉપર ખૂનનો અથવા દગાનો આરોપ ઘટતો નથી. શિવાજીએ ખાનને કહેવરાવેલું કે, " હું શરણે આવવા તૈયાર છું. આપ મારે ત્યાં આવી મારૂં સાંભળો અને સમાધાની કરો. " આ સંદેશો પાળવાનો તેનો ઇરાદો નહોતો એમ માનવાને કાંઈ કારણ નથી. માત્ર ખાને એ સંદેશા પ્રમાણે વર્તવામાં બે ભૂલો કરી. કાં તો એ સંદેશો ખરો માનીને તેણે તે રીતે જ વર્તવું જોઇતું હતું અને કાં તો તેમાં લુચ્ચાઇ છે એમ માનીને તેણે એકલા ન જતાં ખુલ્લી રીતે માણસો સાથે આગળ વધવું જોઇતું હતું. એ સંદેશામાં ખાનને લુચ્ચાઇ જણાઇ નહીં, કેમકે તેને પોતાના બળ માટે ગુમાન હતું; અને મુલાકાત વખતે તેણે દિલમાં કપટ રાખી શિવાજીનો ઘાટ ઘડ-વાનો વિચાર કર્યો. ખુલ્લી રીતે લઢીને શિવાજીને કબજામાં લેવાનું

તે માટે પ્રચલિત વાર્તાઓ અને કલ્પના ઉપર જ આધાર રાખવો પડે છે ખાન અને શિવાજી બન્ને એકમેકને પહોચે તેવા હતા કોઇ પણ એક હાર્યા સિવાય નિકાલ થવાનો નહોતો જ ખાનનો નિકાલ થાય તો શિવાજીની ધારણા પાર પડે તેમ હતી અને શિવાજીનો નિકાલ થાય તો વિજાપુરની મોટી આફત ટળે એમ હતી છતા બન્નેનો વિચાર એવો હતો કે શત્રુને બનતા સુધી જીવતો પકડવો પણ તેમ થવુ સભવિત ન હતુ એમ માનીએ કે ખાનનો વિચાર શિવાજીને જાનથી મારવાનો ન હતો, તોપણ તેની ઇચ્છા શિવાજીને પકડી લેવાની હતી એ તો નથી જ અને તેના હાથમા ન સપડાવુ એવો શિવાજીનો નિશ્ચય હતો ખાન તો શિવાજીના હાથમા જીવતા પકડાવાનું શકય જ નહોતુ છતા તે ખાનની અસાવધાનતાથી શકય થયુ મોરેનો બનાવ તાજો હતો, અને શિવાજી હિંદુ ધર્મના રક્ષક તરીકે ગમે તેવુ કાર્ય કરતો એ પ્રસિદ્ધ હતુ છતા તેના પર વિશ્વાસ રાખી ખાન મુલાકાતે આવ્યો, એ તેનો પ્રમાદ હતો લડાઇના વખત મા આવા પ્રસગો આવે છે, અને અણીના વખતે પોતાની ખરી હકીકત છુપાવી શત્રુને ફસાવવાની કળા પણ જાણીતી છે ઇતિહાસમા તેવા અનેક ઉદાહરણો છે એટલે ખાન અસાવધપણે ગુમાનભર્યો અને બેપીકરપણે વર્ત્યો એક લડાયક સરદારને માટે તે ઘટિત નહોતુ તેનુ ફળ તેને મળ્યુ

શિવાજીને મારવો અગર જીવતો પકડવો એવી ખાનની ધારણા હતી એ તો નિર્વિવાદ હતું કેમકે તેણે દરબારમા એવી પ્રતિજ્ઞા લીધી હતી શિવાજીને ખાત્રી હતી કે જો ખાનના પજામા સપડાઉ, તો જીવની તેમજ રાજ્યની આશા છોડવી જ અને તે કોઈ પણ રીતે બચાવની પેરવીમા જ હતો માર્ગ બે જ હતા, એક ખુલ્લી રીતે ખાન સાથે લડવુ, અને બીજો યુક્તિથી તેને સપડાવવો પહેલો માર્ગ ખાને લીધો નહી, એટલે બીજો માર્ગ લેવાની જ શિવાજીને જરૂર પડી પણ તેમા પણ ખાનનુ ખૂન કરવાનો તેનો ઇરાદો ન

તેને શક્ય લાગેલું નહીં. તેથી તેણે આવો માર્ગ લીધો, અને તેનું પરિણામ તેને ભોગવવું પડ્યું.

અફઝુલખાનને શિવાજી ઉપર એટલો બધો ગુસ્સો આવવાનું પણ કારણ હતું. શિવાજી જે પ્રદેશ જીતતો હતો તે અફઝુલખાનની જાગીર પૈકીના હતા અને તેના જમીનદાર વગેરેને તેણે ખાન વિરુદ્ધ ઉસ્કેર્યા હતા. ખાનને તેથી વસુલ બિલકુલ આવતું નહીં અને તેથી બીજા અમલદારો કરતાં તેને શિવાજી માટે વિશેષ ગુસ્સો આવ્યો હતો. શિવાજીને હરાવ્યા શિવાય તેનો છૂટકો જ ન હોતો. વળી તે બહુ બળવાન્ હતો અને એ પ્રદેશનો ઘણો માહિતગાર હતો, એટલે તેણે શિવાજીને માટે વિજાપુર દરબારનું બીડું ઝીલેલું. શિવાજીને ગુસ્સે કરવા તેણે દેવળો વગેરે પણ તોડેલાં. શિવાજીને એ ખુલ્લું લડવા માટેનું આમંત્રણ જ હતું. પણ શિવાજીની કુશળતા આગળ તે હાર્યો. તેનો નાશ થતા મરાઠા સરદારોમાં ઘણું બળ આવ્યું, અને પ્રજામા પણ અભિમાન જાગ્યું. ડહાપણ, ચતુરાઈ, વ્યવસ્થા અને દીર્ઘદૃષ્ટિથી શિવાજીની જીત થઇ.

માતા જિજાબાઇએ આ પ્રસંગના "પોવાડા" બનાવરાવ્યા અને તે માટે ઇનામો આપ્યાં. એ પોવાડા શિવાજી તથા જિજાબાઇએ પણ સાંભળેલા એટલે તેમાંની હકીકતની સત્યતા માટે ખાત્રી રહે છે. ઐતિહાસિક વિગતો સાચવી રાખવાને તે વખતમાં એવાંજ સાધનો હતાં. એ પોવાડા ઉપરથી જણાય છે કે શિવાજીના તાબામાં તે વખતે ૪૦-૫૦ કિલ્લા હતા, અને તેનું રાજ્ય લોકપ્રિય હતું. લોકોમાં તેને માટે 'મહારાજ' અથવા 'છત્રપતિ' એવાં વિશેષણો વપરાતાં. દ્રવ્ય સામગ્રી પણ શિવાજી પાસે પુષ્કળ હતી અને આદિલશાહ જેટલો લગભગ તેનો દાઠ હતો.

પણ તેથી બહુ સારું લાગેલું. શિવાજીએ પોતાને મળેલા વિજય માટે ઘણું દાન કર્યું, જે માણસોએ ઘણું પરાક્રમ કર્યું હતું, તેને મોટી મોટી બક્ષિસો આપી રાજી કર્યા. મરાઠી રાજ્યની ખરી સ્થાપનાનો આ વિજયથી પ્રાયો નખાયો. લોકો ઉપર તેની સત્તા ખૂબ બેસી ગઇ. અપૂર્વ કલ્પના, સાહસ, સમયસૂચકતા વગેરે મહાન્ પુરુષ માટેના ગુણો તેનામાં છે એવી ખાત્રી થતાં એ અદ્વિતીય પુરુષ છે એમ ૈ માનવા લાગ્યા, અને તે ધારશે તે કરશે એવી સૌની માન્યત્વખત

૩. બાજી પ્રભુનું પરાક્રમ—અફ્ઝુલખાનના વધનેતે એ લેવા હવે શિવાજી મોટા લશ્કર સાથે બહાર આવ્યો. પ્રથમ તેણે પુર પ્રાંતમાં પેસી પન્નાળાનો મજબુત કિલ્લો તેણે યુક્તિથી 'ફ્ત્યો કર્યો. તે વખતે કોલ્હાપુરમાં વિજાપુરનો સુબો રૂસ્તુમજ જમાન હતો અને તેના હાથ નીચે થાણદારો તથા કિલ્લેદારો હતા. ઘણા ભાગે હિંદુ નોકરોથી જ એ પહાડી પ્રદેશનો બંદોબસ્ત બરાબર રહી શકતો હતો. પન્નાળા, પવનગઢ, વિશાળગઢ, ખેલણા અને રાંગણા એટલા કિલ્લા એ પ્રાંતમાં પ્રસિદ્ધ હતા. શિવાજી તે પ્રદેશ કબજે લેવાને ઘણા વખતથી ઉત્સુક હતો. અફ્ઝુલખાનનો વધ થતાંજ પન્નાળાના હિંદુ કિલ્લેદારને ફોડી તેણે અન્નાજી દત્તો મારફત એ કિલ્લો હસ્તગત કર્યો. તેજ પ્રમાણે પવનગઢ પણ તેને મળ્યો, અને કૃષ્ણા નદીના કાંઠાના ભાગમાં તેણે ખંડણી લેવા માંડી. પછી ખેલણા અને રાંગણા એ કિલ્લા ઘણી બહાદુરીથી લઢીને લીધા. રૂસ્તુમજ જમાન આ બધું જાણી વિજાપુરના સુલતાનનો હુકમ મેળવી શિવાજી ઉપર ચઢી આવ્યો. પણ તેની પાસે વધારે માણસો નહીં હોવાથી શિવાજીએ તેને કૃષ્ણા નદીને પેલે પાર હાંકી કાઢયો અને પોતે ખંડણી ઉઘરાવતો ઠેઠ વિજાપુર પર્યંત ગયો. તે ત્યાંથી એટલી ઉતાવળે પાછો ફર્યો કે કોઇ તેની પુઠ પકડી શકયું નહીં. આ રીતે ઘણી લૂટ મેળવી શિવાજી ૧૬૬૦ માં રાયગઢ પાછો આવ્યો. તેના સરદારોએ રાજાપુર તથા દાભોળ કબજે કર્યાં.

આદિલશાહને હવે ચિંતા થઇ પડી કે શિવાજીનો બંદોબસ્ત કેમ કરવો **શીદી** જૌહર નામનો એક સરદાર કર્ણાટકમાં કર્નુલની દેખરેખ ઉપર હતો આદિલશાહની પ્રથમ તેના ઉપર ઇતરાજી હતી, કેમકે તે તેના ધણીના છોકરાને રખાવી પોતે બળજોરીથી કારભાર લઇ બેઠો હતો તેને આદિનશાહે બોલાવીને કહ્યું કે શિવાજી-ઉર્ફને તુ ટરાવે, તો તારી ઉપરની અમારી ઇતરાજી દૂર થાય બીજા જૌહરે તે કબુલ્યું આદિલશાહે તેને ‘સલાબતજંગ’ એવો હતો શિ આપ્યો અને દશ હજાર સવાર તથા ચૌદ હજાર પાયદળ બહુ બળ રડયો સાથે અફઝુલખાનનો દીકરો પણ બાપનું વેર લેવા શિ આટલી તૈયારી જોઈ જજીરાના શીદી તથા વાડીના સાવંત કુ સુ તેમાં સામેલ થવા તત્પર થયા પણ શિવાજીએ તેથી ન ગભરાતાં બરાબર બંદોબસ્ત ગોઠવ્યો અને ભરોસાદાર સરદારોને ખોળી ખોળી તેણે જેના તેના તરફ મોકલ્યા નેધો બલ્લાળને શીદી તરફ મોકલ્યો બાજી પાસલકરને વાડીના સાવંત તરફ મોકલ્યો પુરંધર, સિંહગઢ, અને પ્રતાપગઢ તરફ મોરોપંત પિંગળેને રાખ્યો અને કલ્યાણ પ્રાંતમાં આબાજી સોનદેવ હતો જ આ રીતે બંદોબસ્ત ગોઠવી તે જાતે પન્નાળાના કિલ્લા ઉપર રહ્યો પણ એ કિલ્લો ધારવા જેટલો મજબુત નહોતો **શીદી** જૌહર ઠેઠ ત્યાં સુધી આવ્યો, અને ચોમાસું છતાં તેણે મોરચા ગોઠવી ઘેરો ઘાલ્યો બહારના માણસો સાથેનો વહેવાર તેથી બંધ પડયો **શીદી**એ ધાર્યું કે શિવાજી હવે આપણા સકંજામાં સપડાયો છે, અને તેથી તેણે ઘેરો બરાબર સંભાળવા કાળજી રાખી શિવાજીએ તેને કહેવરાવ્યું કે હું કિલ્લો તમને સોંપી દેવા તૈયાર છું, અને અભયવચન મળે તો નીચે આવી જાતે પણ હાજર થાઉં **શીદી**એ તે સ્વીકાર્યું અને એક મોરચા આગળ શિવાજીએ તેની મુલાકાત લીધી એ મુલાકાતમાં બીજે દિવસે કિલ્લો તેને સોંપી દેવો એમ ઠર્યું શિવાજી તે પ્રમાણે ગોઠવણ કબુલ કરી પાછો ઉપર ગયો, અને તે રાતે વિજાપુરના માણસો તહ થયો એમ

સમજી ગાફેલ રહ્યાં. મધરાતે માવળાઓની એક ટોળી લઇ અંધારા-માં શત્રુના ચોકી પહેરા ચૂકાવી શિવાજી કિલ્લા નીચે ઉતર્યો, અને વિશાળગઢ તરફ ચાલતો થયો. કેટલાક કલાક સુધી વિજાપુરના લશ્કરને તેની ખબર પણ પડી નહીં. જ્યારે ખબર પડી ત્યારે અફઝુલખાનનો દીકરો ફાઝલ મહંમદ તથા શીદી જૌહરનો દીકરો શીદી અજીજ ઉતાવળે પાછળ પડયા. પણ સવારને ઘણો વખત થઇ ગયો ત્યારે તેને શિવાજીનો પત્તો મળ્યો. પરંતુ એ વખતે એ વિશાળગઢ ઉપર ચડતો હતો. શત્રુઓને આવી પહોંચેલા જોઇ તેણે બાજી પ્રભુને કેટલાક માવળાઓ સાથે તે ગઢની ખીણમાં રાખ્યો અને કહ્યું કે હું ઉપર પહોંચું ત્યાં સુધી શત્રુને અટકાવી રાખી ઉપર આવવા ન દેશો. આ રીતે શૂરવીર બાજી પ્રભુ ખીણ વચ્ચે આડો ઊભો રહ્યો. શત્રુનાં માણસો ત્યાં આવી પહોંચ્યાં, પણ બાજી પ્રભુએ અને તેનાં માણસોએ તેમના ઉપર એવો આકરો મારો કર્યો કે તેમને પાછું ફરવું પડયું. ફરી વધારે માણસો આવી પહોંચતાં તેમણે બે વખત હલ્લો કર્યો, પણ તેમાં પણ પાછું જ હઠવું પડયું. પછી બપોરને વખતે ફાઝલખાન નવાં માણસો લઇ ફરી ચડી આવ્યો. બાજી પ્રભુનાં ઘણાં માણસો એ વખતે મરાઇ ચૂક્યાં હતાં છતાં પણ તે ઘણા જુસ્સાથી તેની સાથે લડયો. તેનું સઘળું લક્ષ કિલ્લા ઉપરની તોપ સાંભળવા તરફ હતું. તેનાં અર્ધ કરતાં વધારે માણસો રણમાં પડયા અને તેવામાં તે પોતે પણ ગોળી લાગતાં પડયો; પણ જીવ જતાં પહેલાં તેને શિવાજી કિલ્લા ઉપર સુખરૂપ પહોંચ્યા બદલની તોપનો અવાજ સંભળાયો. આથી મરતાં મરતાં તેને ઘણો સંતોષ થયો કે 'મેં મારૂં કર્તવ્ય બજાવ્યું.' બાજીએ આ પ્રમાણે અદ્ભુત પરાક્રમ બતાવ્યું. માત્ર પચાસ સાઠ માણસોની મદદથી તેણે શત્રુના મોટા લશ્કરને રોકી રાખ્યું અને બે પહોર સુધી ખીણને નાકે ઉભા રહી જે સામો આવ્યો તેને ઠાર કર્યો. તેને પચીસ જખમો થયા, છતાં તે જરા પણ ન ડગ્યો, અને મરતાં સુધી શત્રુને એક ડગલું પણ આગળ

આવવા દીધો નહીં આ બનાવ સન ૧૬૬૦ મા બન્યો ઇંગ્નડને માટે જીવ આપનાર નેલ્સને પણ મરતી વખતે આવાજ ઉદ્ગાર કાઢ્યા હતા માવળાઓએ બાજીનુ શબ શત્રુઓના હાથમા ન જવા દેતા ઘણી ચાલાકીથી કિલ્લા ઉપર પહોચાડ્યુ શિવાજીને તે વખતે ઘણુ લાગી આવ્યુ અને બાજીની નિસ્સિમ રાજભક્તિ માટે ઘણોજ પ્રેમ થયો

ઇતિહાસમા મરાઠા લોકોનું શૌર્ય બતાવનારા જે નામાંકિત પ્રસગો છે તેમાનો આ એક પ્રસગ પણ ગણી શકાય ગ્રીસના લોકોએ થર્માપેલીની ખીણમા આવીજ બહાદુરી બતાવેલી એક એક નિષ્ઠ સરદારની કર્તવ્યનિષ્ઠાથી આખા રાજ્યનો બચાવ થાય, અને એવી કામગિરી કરતા એ સરદારનો જીવ પણ જાય એવા પ્રસગો ક્વચિત્ જ બને છે મહારાષ્ટ્રીઓમા આ વખતે કેટલો આવેશ આવેલો હતો તેનુ માપ પણ આ પ્રસગ પરથી થઈ શકે છે

બાજી પ્રભુને સાત પુત્રો હતા મોટા પુત્ર બાબાજીને તેની સરદારી આપી અને બીજા છોકરાઓને પણ પાલખી વગેરે આપી માવળાઓની સબનિશી આપી

હાથમા આવેલો શિવાજી આ પ્રમાણે છટકી જતા આદિલશાહ અને તેના બધા સરદારો નિરાશ થઇ ગયા શીદી જૌહરે તેને લાચ લઈ જવા દીધો એવી શકા લઇ તેને પાછો બોલાવ્યો, પણ તે વિજાપુર ન જતા કર્નુલ ગયો આ રીતે વિજાપુરનો બીજો દાવ પણ ખાલી ગયો

૪. આબાજી વિશ્વનાથ પ્રભુ—શિવાજીના આરભમા પ્રભુ મડળીની તેને ઘણી સહાય મળી છે બ્રાહ્મણો કરતા પણ પ્રભુના સાહસ કદાચ તેને વિશેષ ઉપયોગી થયા આબાજી વિશ્વનાથનો જન્મ ૧૬૩૧ મા થયેલો બાજી પાસલકરની સાથે રહી તે રાજ્યનુ કામ હમેશા કરતો તેની હોશિયારી જોઈ શિવાજીએ સન ૧૬૪૯ મા તેને સરદાર બનાવ્યો, ને ત્યારથી કિલ્લાઓ લેવામા તથા લડાઇઓમા તે હમેશા હાજર રહેતો જાવળી જીતતી વખતે મોરેનુ ખૂન થયા પછી જે

વખતે તેની ફોજ શિવાજીના લશ્કર ઉપર ધસી આવી, અને હાર થવાની તૈયારી હતી, તે વખતે બાજી આગળ ધસ્યો હતો અને માવળાઓને પાછા ફેરવી ઘણા જુસ્સાથી તેણે હલ્લો કર્યો હતો એ હલ્લાના પરિણામે જીત થઈ અને જાવળી કબજે થયુ રોહિડાનો કિલ્લો લેવાનો શિવાજીને વિચાર થયો, તે વખતે પણ આબાજીએ ફકીરના વેશે કિલ્લા ઉપર જઈ બધી બાતમી આણેલી એ કિલ્લાના બંદોબસ્ત માટે તે વખતે બાદલ દેશમુખ અને બાજી પ્રભુ હતા એક દિવસ રાતે શિવાજી એ કિલ્લા ઉપર કેટલાક માવળાઓને લઇને ચડયો પ્રથમ પોતે, પછી આબાજી અને પછી બીજા માણસો ચડયા કિલ્લા ઉપરના માણસો જાગી ઊઠયા અને હાથોહાથની લડાઇ ચાલી ઓળખવાની સવડ થાય તેટલા માટે આબાજીએ એક ઘાસની ગંજી સળગાવી મૂકી આબાજીએ આ પ્રસંગે ઘણ શૌર્ય બતાવ્યુ તેને પુષ્કળ જખમો થયા, પણ તે બિલકુલ પાછો હઠ્યો નહી બાદલ દેશમુખ ઘાયલ થઈને પડયો અને બાજી પ્રભુ પછી લડવા આગળ આવ્યો આબાજીએ તેને કહ્યુ કે, "આપણે આ રીતે અરસ્પરસ લડી નિરર્થક મરી જવુ યોગ્ય નથી" બાજી પ્રભુ તે પછીથી શિવાજીના પક્ષમા આવ્યો, અને શિવાજીએ તેને સરદાર બનાવ્યો એ સરદારે પછી શિવાજીના સરક્ષણ માટે પોતાના પ્રાણ આપ્યા તે આપણે જાણી ગયા છીએ રોહિડા કિલ્લો કબજે થતા ત્યાના જે માણસો નોકરીમા રહેવા કબુલ થયા, તેને નોકરીએ રાખ્યા અને જે કબુલ ન થયા તેને ઘેર જવા દીધા

આબાજીએ શિવાજીની નોકરી ઘણી નિષ્ઠાથી બજાવી શિવાજીના મરણ પછી શંભાજીએ ઘણા સરદારોના વતન લઇ લીધા ત્યારે તેનુ વિન બજાવાયુ તેણે લોકોને ગમે તેમ સમજાવી ઔરંગજેબના લશ્કર સામે બચાવ કર્યો શંભાજીનો હલ્લાવેધક અંત સાભળી તેને બહુ રોષ આવેલો, અને જીવની પરવા ન કરતા તેણે લડવાનુ ચાલુ રાખેલુ તેના પરાક્રમોથી તેને શત્રુઓએ ઇનામો આપેલા

મેગલોનો દાભોળ પ્રાંત લેવા તે શંકરાજી નારાયણ સાથે ગયેલો, ત્યાંની કામગિરીથી પણ શંકરાજીને તેને માટે સંતોષ થયેલો. ઔરંગઝેબના લશ્કરે સન ૧૬૯૪ માં જ્યારે તોરણાને ઘેરો ઘાલેલો ત્યારે પણ તેનું રક્ષણ આબાજીએ ઘણી બહાદુરીથી કરેલું. અને લડતાં લડતાં કિલ્લામાંથી નીકળી જતા તેનું મરણ થયું. તેનું વતન તેના પુત્ર જનાજીને મળ્યું.

૫. ત્રીજી ચડાઈ (૧) બાજી ઘોરપડે—ઉપર પ્રમાણે બેઉ પ્રસંગો વ્યર્થ જતાં અલી આદિલશાહ જાતે હવે બધું લશ્કર લઈ શિવાજી ઉપર ચડ્યો. તેણે પન્નાળા, પવનગઢ વગેરે કિલ્લાઓ લઇ લીધા, અને ચોમાસું આવી લાગતાં કૃષ્ણા નદીને કાંઠે છાવણી નાખી રહ્યો. રાંગણા અને વિશાળગઢ હજી તેના હાથમાં આવ્યા નહોતા. તેવામાં કર્ણાટકમાં બંડ ઊઠ્યું, એટલે તે વિચારમાં પડ્યો કે પ્રથમ શિવાજીનું બંડ શમાવવું કે કર્ણાટકનું ? તેટલામાં વાડીના સાવંતે માગણી કરી કે મને મદદ આપો તો શિવાજીને હું શાસન કરૂં. શાહે તેની મદદમાં બાજી ઘોરપડેને તથા બહિલોલખાનને આપ્યા, અને પોતે કર્ણાટક ગયો. આ વ્યવસ્થા શિવાજીને તો અનુકૂળ થઇ. ઘોરપડેએ સાવંતથી જૂદા પડી પોતાની જાગીર મુધોળમાં હતી ત્યાં ગયો. શાહજીને તેની સાથે મૂળનો વાંધો હતો, કેમકે શાહજીને પકડવામાં તે મુખ્ય હતો. શિવાજી તેને માટે લાગજ જોઇ રહ્યો હતો. એ એકલો મુધોળમાં અસાવધ છે એવી બાતમી મેળવી શિવાજી તાબડતોબ ત્યાં પહોંચ્યો, અને તેને તથા તેનાં માણસોને ઠાર માર્યા. પછીથી તેના પુત્રને બધી હકીકત સમજાવી શિવાજીએ પોતાના પક્ષમાં વાળી લીધો, એ હકીકત આગળ આવશે. શાહે એ ઘોરપડેને બદલે ખલાસખાનને મોકલ્યો, અને તે તથા બહિલોલખાન મળીને કદાચ શિવાજીને હરાવી શકયા હોત. પણ તેમને બંનેને શાહે ઉતાવળે કર્ણાટકમાં બોલાવી લીધા, એટલે સાવંત એકલો હવે શિવાજીના સપાટામાં આવ્યો. તેને શિવાજીએ હેરાન કરી નાખ્યો. પછી તેણે તથા

દળવીએ મળી ગોવાના પોર્ટુગીઝોનો આશ્રય માગ્યો. પણ પોર્ટુગી-ઝોને શિવાજીએ બીજી રીતે ધમકાવ્યા એટલે ત્યાંથી પણ આશ્રય ન મળતાં તે બંને શરણ આવ્યા.

( ૨ ) **વાડીના સાવંત**—વાડીના એલખમ સાવંતને શિવાજીએ ફરી દેશમુખી આપી, અને સને ૧૬૫૯ મા તેની સાથે જે કરાર કરેલા તેજ ફરી કર્યા કે અર્ધોઅર્ધ વસુલ શિવાજીને ત્યા ભરવું, ત્રણ હજાર માણસો નોકરીમા મોકલવા, ગોવા પાસેના કિલ્લાનું રક્ષણ કરવું, સ્વરાજ્ય વધારવા પ્રયત્ન કરવો અને અધિકારી તપાસવા આવે તેને હિસાબ બતાવવો. વળી એમ ઠરાવેલું કે આ કરાર પાળવામાં આવે તો વતન તથા અધિકાર ચાલુ રાખવા.

એ સાવંતની પેઠે દળવીએ પણ શિવાજીની નોકરી સ્વીકારી. બંનેના મુલકમાં શિવાજીએ પોતાની શિબંધી ગોઠવી. આ રીતે આખી કોકણપટ્ટી તાબામા આવી અને ત્યાંના નવીન શરવીર લોકોમાં ભરતી થઈ. એ પ્રદેશમાં વળી કેટલાક નવા કિલ્લા પણ બંધાવ્યા.

( ૩ ) **જંજીરાના શીદી**—વિજાપુરની સત્તા પૈકી કોકણ-નો જંજીરા પ્રાંત શિવાજીના તાબામાં હજી આવેલો નહોતો. કોકણ-ના બીજા કેટલાક કિલ્લા જ્યારે હાથમાં આવ્યા, ત્યારે જંજીરાના શીદી સાથે પણ પ્રસંગ પડયો. જંજીરો એટલે પાણીમાં બાંધેલો કિલ્લો. કિલ્લા બે પ્રકારના, એક ડુંગર ઉપરના અને બીજા પાણી ઉપરના. સમુદ્રની વચ્ચે બેટ ઉપર જે કિલ્લો બાંધવામાં આવે તે જંજીરો કહેવાય. તેના ઉપર મારો કરવો હોય તો જળમાર્ગે વહાણોની મદદથી થઇ શકે. શિવાજીના વખતમાં પશ્ચિમ કિનારા ઉપર એવા ઘણા જંજીરા હતા. હાલ જે જંજીરા સંસ્થાન કહેવાય છે, તે રત્ના-ગિરિ અને કુલાબાની વચમાં પશ્ચિમ કિનારે છે. શિવાજીના વખતમાં રાજાપુર એ દરિયાઇ મથક હતું. અને રાજાપુરી ખાડીના મુખ પાસે એક વિકટ બેટ ઉપર આ જંજીરો બાંધેલો હતો. તેની ઉત્તરે ચવી-

બાગ શહેર અને કુલાબાનો કિલ્લો હતો કુલાબા અને મુબાઈ વચ્ચે આવેલા પાદેરી અને ઉદેરી બેટ ઉપર પણ કિલ્લાઓ હતા. એ સિવાય અવચિતગઢ, બિર્ઝાડી, ઘોસાળગઢ, મંગળગઢ, ચંદ્રગઢ, વગેરે કિલ્લાઓ એ ભાગમા હતા, અને ચૌલ, મરાડ, દંડારાજપુરી, રોહા, શ્રીવર્ધન વગેરે બદરો હતા

શિવાજીની રાજ્યસ્થાપનામા પશ્ચિમ કિનારો તાબામા લેવો એ ઘણી આવશ્યક વસ્તુ હતી શિવાજીને તે જણાઇ આવેલુ અને તે માટે તેણે તથા તેના અનુયાયીઓએ માણસો, પૈસા તથા વખત પુષ્કળ ગાળ્યા. કિનારો હાથમા આવે તો ઇરાન, અરબસ્તાન, આફ્રિકા વગેરે સાથેનો વેપાર હાથમા આવે, અને રાજ્યનુ મહત્વ તથા કીર્તિ એ વેપારને લીધે વધે. વળી મુસલમાનોને હરાવવાનુ પણ એ એક સારૂ સાધન હતુ વિજાપુરના સુલતાન તથા દિલ્હીના મોગલ શહેનશાહને હરાવવાને શિવાજીને જેટલી કાળજી હતી, તેથી વિશેષ કાળજી આ જંજીરાના શીદીને હરાવવા માટે તેને હતી કેમકે અંગ્રેજ, પોર્ટુગીઝ, વલંદા વગેરે દરિયામાર્ગે આવનારા લોકો ઉપર તથા પરદેશથી આવતા મુસલમાનો ઉપર દાબ રાખવા સારૂ તેને તે કિનારાની જરૂર હતી. વિજાપુરના આદિલશાહને તો તેણે ઉડાવી મૂક્યો, અને ખુદ ઔરંગઝેબને પણ તેણે ધાસ્તી પમાડી, પણ આ શીદીનો બંદોબસ્ત તેને હાથે થયો નહીં. તેના મનથી એ મોટું શલ્ય હતું. તે ટળ્યુ નહીં તે પહેલા તેનુ મરણ થયુ. બાપનું અધુરૂ રહેલુ કામ પાર પાડવા શંભાજીએ પણ ઘણી મહેનત કરી અને પછીથી શાહ તથા બળવાન પેશ્વા બાજીરાવે પણ તે માટે પ્રયાસ કર્યો, પણ તે પાર પડ્યુ નહીં નાના ફડનવીસે તે પછી એ શીદીઓ પૈકી બાણુમીયાને સાથમા લઇ સુરતની નજીક તેને થોડી જાગીર આપેલી, જે હાલનું સચીન સંસ્થાન કહેવાય છે છેવટ સન ૧૮૩૪મા એ જંજીરા અગ્રેજોના હાથમા આવ્યુ ત્યા સુધી મરાઠાઓ અને તેમની વચ્ચે લડાઇઓ થયા કરી, પણ કોઇએ એકમેકનો પીછો છોડ્યો નહીં. બંને પક્ષે

લડાઈમાં ઘણી ખુવારી વેઠી. શિવાજી તથા તેના મોટા મોટા સરદારોએ, શંભાજી, શાહુ, અને પેશવાઓએ આંગરે, ધૂળપ તથા બીજા નામાંકિત સરદારોએ, અને છેવટે નાનાફડનવીસ સરખા મુસદ્દીએ એ શીદીનો પરાભવ કરવાને પોતાનું સઘળું બળ અને બુદ્ધિ વાપર્યાં.

બારમા અને તેરમા શતકમાં એ પ્રાંત દેવગિરિના યાદવોના તાબામાં હતો. પછીથી કેટલાક વખતે તે વિજયનગરના તાબામાં આવ્યો અને સને ૧૪૨૯ ના અરસામાં તેના ઉપર બ્રાહ્મણી રાજ્યની સત્તા સ્થપાઈ. પછી તે અહમદનગરના ભાગમાં આવવાથી તેને માટે પોર્ટુગીઝો, ગુજરાતના સુલતાન અને નિઝામશાહ વચ્ચે ઝઘડા થયા. ચૌલમાં પોર્ટુગીઝોનું મુખ્ય થાણું હતું. સન ૧૬૦૦ માં શહેનશાહ અકબરે અહમદનગર જીતવાથી એ પ્રાંત ઉપર મોગલોની સત્તા થઇ. પણ તે પછીથી મલીકંબરે તે પાછો લઇ લીધો. ફરી શાહજહાંના વખતમાં તે મોગલોના હાથમાં આવ્યો, પણ બંદોબસ્ત ન રહેવાથી શાહજીએ તેને પોતાની જાગીરમાં ગણી લીધો. પછીથી આદિલશાહને વહેંચણીમાં નિઝામશાહીનો કેટલોક ભાગ મળ્યો તેમાં આ પ્રાંત પણ મળ્યો. આદિલશાહે તેના બે ભાગ કર્યા. એક કલ્યાણ અને બીજો જંજીરા. પૈકી કલ્યાણ શિવાજીના તાબામાં આવ્યો હતો.

જંજીરો એટલે બેટ ઉપર બાંધેલો કીલ્લો રાજાપુરી ખાડીના મુખમાં એક ન્હાનો સરખો બેટ છે પણ તેનો કિલ્લો મજબુત બાંધેલો છે. રાજાપુરી ખાડી બહુ લાંબી નથી, પણ પહોળી અને ઉંડી હોવાથી તેમાં મોટાં વહાણો રહેવાની સારી સવડ છે. તેનાથી એક મૈલ અંતરે દંડા અને રાજપુરી નામે બે ગામો છે તે દંડા રાજપુરીના એક નામથી ઓળખાય છે. નિઝામશાહીના વખતમાં એ ગામોનો વેપાર ઘણો હતો. તે વખતે આફ્રિકાથી ઘણા હબસીઓ અહીં ખલાસી અથવા સિપાઈ તરીકે આવેલા. ધીમે ધીમે તેની વસ્તી વધતી થઇ, અને તે મોટા અધિકાર ઉપર પણ આવવા લાગ્યા. પ્રસિદ્ધ મલીકંબર પણ એ જાતિનો હતો. બ્રાહ્મણી રાજ્ય સ્થપાતી વખતે શીદી યાકુત નામના

એક સરદારને નિઝામશાહે એ ભાગના બંદોબસ્તનું કામ સોપ્યુ હતું. ત્યારથી જંજીરા ઉપર હબશીઓનો કારભાર થયો. બંદોબસ્તમા તેમને જળમાર્ગના વેપાર ઉપર અને મક્કા જનારા યાત્રાળુઓની આવજા ઉપર દેખરેખ રાખવાની હતી. સન ૧૫૭૧ મા ખાડીના મુખ આગળના ખડક ઉપર એ હબશી સરદારે એક મજબુત કિલ્લો બાધ્યો. સન ૧૬૨૧મા શીદી અંબરના હાથમા કારભાર હતો તે વખતે આખો કોકણ પ્રાત વિજાપુરને મળતા તેના ઉપર વિજાપુરની સત્તા થઈ. આદિલશાહે જંજીરાના આ અધિકારીને વઝીરનો કિતાબ આપ્યો. શીદી અંબર મરણ પામતા તેની જગાએ તેનો દીકરો શીદી યુસફ આધકારી થયો. તે સન ૧૬૫૫ મા મરણ પામતા ફત્તેખા શીદી અધિકારી થયો. આ શીદીઓમા ઘણો સંપ હોવાથી તે સહસા જીતાયા નહીં.

શિવાજીએ દરિયાઈ કાફલો તૈયાર કરી સન ૧૬૬૧–૬૨ માં જંજીરા જીતવા પેશવા શામરાજપંત તથા બાજી ઘૂળપને મોકલ્યો. તેમની સામે શીદી ખેરિયત તથા શીદી કાસમ આવ્યા. શ્યામરાજપંતનો મુકામ રાજપુરીમાં હતો. તે આ શીદીઓ સાથે વાટાઘાટ કરવા જાતે જંજીરાના કિલ્લામાં ગયો, પણ શીદી ખેરિયતે ત્યાં તેને કેદ કર્યો. લશ્કર વગર તે એકલો હોવાથી તેનો કાંઇ ઇલાજ રહ્યો નહીં. એટલે તેણે "પોતે હવે પછી કદી જંજીરા ઉપર ચઢી આવશે નહીં" એવું વચન આપી છુટકારો મેળવ્યો. શિવાજીએ તેને ફરી જંજીરા ઉપર ચડવા કહ્યું, પણ પોતે વચન આપેલું હોવાથી તેણે ના પાડી. શિવાજીએ નારાજ થઈ તેને ઘેર જવા રજા આપી.

શ્યામરાજપંત એ શિવાજીનો પહેલો પેશવા હતો. તેણે લગભગ ૧૬૪૫ થી ૧૬૬૨ સુધી એ કામ કર્યું. તે પછી મોરોપંત પિંગળે પેશવા થયો. એ શ્યામરાજપંતના હાથ નીચે ઘણા પ્રભુઓ કામ કરતા હતા. તેમનાં વતનો તેણે દાબથી અથવા છળથી પડાવી લીધાં હતાં એટલે લોકમાં તે અપ્રિય થઇ પડયો હતો. શિવાજી આગળ

તે માટે ફરિયાદો પણ ગયેલી. પછીના સમયમાં જેનાં તેનાં વતનો પાછાં મળેલાં. હાલ એ શ્યામરાજપંતના વંશજો ભોર સંસ્થાનમાં છે.

શિવાજીએ પછી જંજીરા માટે નીલોપંત તથા રઘુનાથપંતને મોકલ્યા. દરિયા સારંગ, દોલતખાન તથા માયાજી ભાટકર પણ તેની સાથે હતા. શીદી અને મરાઠા વચ્ચે એ વખતે ઘણી આકરી લડાઇ થઈ, પણ તેમા મરાઠા હાર્યા અને તેમને પાછા આવવું પડ્યું. ફરી સન ૧૬૬૧માં વ્યંકાજીની સરદારી નીચે હલ્લો મોકલ્યો. અને પછીથી મોરોપંત પિંગળેને પણ તેની મદદમાં મોકલ્યો. નવા ઉંચાં પ્રકારનાં વહાણો વધારી આ હલ્લો કરેલો, અને લડાઇ ઘણી કુશળતાથી ચલાવી. પણ સામી બાજુ શીદી ખેરિયત પણ કંઇ કમી ન હોતો. કેટલાંક વર્ષ સુધી એ પ્રમાણે મારામારી શરૂ કરી, પણ પરિણામ કંઇ આવ્યું નહીં. સન ૧૬૬૫માં ઔરંગજેબ સાથે તહ થતાં શિવાજીને આ જંજીરા આપવાનું ઠર્યું, પણ શીદી ખેરિયત તથા કાસમખાને બાદશાહ પાસે જઈ ખટપટ કરી અને બાદશાહે એ જંજીરા શિવાજીને આપવાનું નામંજુર કર્યું. સન ૧૬૬૭ માં શીદી ફત્તેહમાં મરણ પામ્યો અને ખેરિયત મુખી થયો.

તેણે ફરી જોરથી લડાઇ શરૂ કરી, પણ બેમાંથી એકે પક્ષ થાક્યો જ નહીં. સન ૧૬૬૧ થી એક સરખાં નવ વર્ષ સુધી વ્યંકોજીએ રાજપુરીમાં પડાવ રાખ્યો અને લડાઇ ચાલુ રાખી. છેવટે શીદીને જણાયું કે બહારની મદદ આવ્યા સિવાય આપણાથી હવે નભાશે નહીં એટલે તેણે ઔરંગજેબ પાસે સુરતના કાફલાની મદદ માગી. એ કાફલો શીદી સંબુળના હાથમાં હતો. તેની મદદ તરતજ મળી. કેમકે ખરી રીતે જોતાં આ લડાઇ હિંદુ મુસલમાન વચ્ચે હતી. શિવાજીએ પણ મોટો કાફલો તૈયાર કર્યો. ન્હાનાં મોટાં ચારસો પાંચસો વહાણો બંધાવી તેનું મુખ્ય થાણું કુલાબામાં કર્યું. તેજ પ્રમાણે વિજયદુર્ગ અને સુવર્ણદુર્ગમાં પણ કેટલાંક વહાણો રાખ્યાં. એ સઘળાં ઉપર દરિયાસારંગ અને કલ્યાણ્‌ક ભંડારીને મુખ્ય

અમલદાર નીમી તેના હાથ નીચે કોળી લોકો ગોઠવ્યા, તથા તોપો પણ તૈયાર કરાવી આ કાફલાથી પોર્ટુગીઝ લોકો ઉપર શિવાજીનો દાબ બેઠો તેમણે વકીલ મોકલી તહ કર્યો કે પોર્ટુગીઝના મુલકને ઉપદ્રવ કરવો નહી, અને તેમણે તોપો, દારૂ ગોળો વગેરે સામગ્રી પૂરી પાડવી

૬. **શાહજી દ્વારા વિજાપુર સાથે તહ** ( ૧૬૬૨ )—એક દરે આ લડાઈઓથી શિવાજીની ધાક આદિલશાહ ઉપર પૂર્ણ રીતે પડી તેને લાગ્યુ કે શિવાજી હવે આપણા સકજામા આવશે નહીં, તેથી તેની સાથે મૈત્રી કરવાનો તેણે મનસુબો કર્યો શાહજી કર્ણાટકમા અને શિવાજી મહારાષ્ટ્રમા બને પ્રબળ હતા તેમની આડે આવવુ કે તેમને કબ્જામા રાખવા એકેય શકય નહોતુ એટલે શાહે વિચાર્યું કે શિવાજી જો સમજે, તો તેના પિતાની મારફત સમજે માટે તેણે શાહજીને બોલાવી શિવાજીને સમજાવવા મોકલ્યો શાહજીના મનમા પણ ઘણા વખતથી પુત્રને મળવાની ઉત્કઠા હતી અફઝુલખાન તથા બાજી ઘોરપડેનુ વેર લીધાથી તેના મનમા શિવાજી માટે માન થયુ હતુ શાહને તેણે કહ્યુ કે, "શિવાજી મારા કહ્યામા નથી, છતા પ્રયત્ન કરી જોઉં" શાહજી ત્યાથી તંજાવર આવ્યો, અને ત્યાથી તુકાબાઇ તથા વ્યંકોજીને સાથે લઇ તે તુળજાપુર આવ્યો ત્યા કુળદેવીના દર્શન કરી ભોસલેના મૂળ ગામ શિંગણાપુરમા આવ્યો અને ત્યાથી પઢરપુર આવ્યો ત્યાથી શિવાજીને મળવા પુના જવા નીકળ્યો શિવાજીએ પણ પિતાની મુલાકાત જેજુરીમા લેવાનુ ઠરાવી તે માટે ઘણી ઉમદા તૈયારી કરી કેટલાક દિવસ સુધી તે પિતાની સામે પગે ચાલતો આવ્યો પછી મોરોપત પિગળેને આગળ મોકલી પોતે મુલાકાતનુ મુહૂર્ત નક્કી કરી જેજુરીના દેવાલયમાજ મુલાકાત લેવાની ગોઠવણ કરી ત્યા રહ્યો ઘણા વર્ષોથી પિતા પુત્રની મુલાકાત થયેલી ન હોવાથી પ્રથમ તેમની મુલાકાત દેવાલયમા વિધિપૂર્વક થઇ પછી શાહજીના ચરણમા શિવાજીએ મસ્તક મૂકયુ અને પિતાપુત્ર અત્યત પ્રેમપૂર્વક ભેટ્યા શાહજીની પાલખી શિવાજી જાતે ઉંચકીને

પિતાને પોતાના તંબુમાં લઇ ગયો. શિવાજીની આવી પિતૃભક્તિ જોઈ સૌને અતિશય આનંદ થયો.

શિવાજી મહારાજે હાથ જોડી પછી પિતાની ક્ષમા માગી. તેની આવી નમ્રતા જોઈ શાહજીનું હૈયું ભરાઇ આવ્યું. તેણે શિવાજીને બાથમાં લઇ ઘણાં વખાણ કર્યા અને તેના પરાક્રમો માટે તથા સદ્‌વર્તન માટે તેને શાબાશી આપી. ત્યાંથી બધાં પુને આવ્યાં. શાહજીને ત્યાં માસ બે માસ રાખી રાજગઢ, પ્રતાપગઢ, રાયગઢ વગેરે કિલ્લા બતાવ્યા પછી રામદાસસ્વામીનાં દર્શને જઈ સૌ પન્નાળા આવ્યા અને ત્યાંથી શિવાજીનો ખુલાસો લઈ શાહજી વિજાપુર પાછો ગયો. વિજાપુર દરબારે શાહજીને તહ કરવા મોકલ્યો, તેથી તેના લાભનો તહ થયો. શાહજીએ શિવાજીને સોગન લેવરાવ્યા કે, " મારા જીવતાં સુધી વિજાપુર સાથે લડવું નહી. " શિવાજીએ જીતી લીધેલો મુલક તેની જ પાસે રહ્યો, અને હવેથી વિજાપુરના મુલકને શિવાજીએ ઉપદ્રવ કરવો નહીં એમ ઠર્યું.

આ રીતે આ દશ વર્ષમાં શિવાજીના હાથમાં ઘણો મુલક આવ્યો. સન ૧૬૬૨માં તેની પાસે પોતાની જાગીર ઉપરાંત આક્રમણથી નીરા સુધીનો ભાગ, તથા પુરંદરથી કલ્યાણ સુધીના સઘળા કિલ્લા એટલોજ મુલક હતો. હવે કલ્યાણથી ગોવા સુધીની આખી કોકણપટ્ટી, અને ભીમા નદીથી વારણા નદી સુધીનો બધો મુલક તેમાં ભળ્યો. એટલે એકંદરે ૧૬૦ માઇલ લાંબો અને ૧૦૦ માઇલ પહોળો પ્રદેશ તેના તાબામાં આવ્યો. ૫૦ હજાર પાયદળ, ૭ હજાર સવાર, અને એ ઉપરાંત દરિયાઈ કાફલો એટલું તેનું લશ્કર થયું હતું. રાયગઢના મજબુત કિલ્લા ઉપર તેણે રાજધાની જેવી સવડ કરીને પોતાની બધી કચેરીઓ તેણે ત્યાં ગોઠવી હતી. વાઈ, કરાડ અને કોલ્હાપુરનાં થાણાં તેના હાથમાં હતાં તથા ઘોરપડે, દળવી અને ઘાટગે જેવા સરદારો ઉપર તેનો દાબ પડી ગયો હતો. મુલકના બંદોબસ્ત માટે તેણે ઠેકાણે ઠેકાણે નવીન કિલ્લા બંધાવ્યા હતા અને

સમુદ્ર કિનારા ઉપર પણ માલવણ, સુવર્ણદુર્ગ, વિજયદુર્ગ, રત્નાગિરિ, જંજીરા, માંદેરી, કુલાબા વગેરે સ્થળે કિલ્લાઓ બંધાવી તેણે પાકો બંદોબસ્ત કર્યો હતો, અને એ બંદોબસ્ત માટે દરિયાઇ કાફલો પણ ગોઠવ્યો હતો. એ રીતે વિજાપુરનું રાજ્ય મોટે ભાગે તેણે લઈ લીધું હતું.

વાસ્તવિક રીતે સ્વરાજની સ્થાપના હવે પૂર્ણ થઈ હતી. વિજાપુર સાથે યુદ્ધ એટલે હિંદુ મુસલમાન સાથે યુદ્ધ નહોતુ. એવું યુદ્ધ તે વખતે શક્ય પણ નહોતુ. શિવાજીની શરૂઆતની અડચણો જૂદી જ હતી. વિજાપુરના તાબામાં મોટા મોટા સરદારો ગુંથાયલા હતા, અને તેમને શિવાજી માટે માન કે પૂજ્યબુદ્ધિ નહોતાં. તે હોવાનું તે વખતે કારણ પણ નહોતું. એ સરદારો વિજાપુરના વંશપરંપરાના નોકર હતા અને સ્વતંત્રતા તેમને સંમત હોય તો પણ તેમાં કોઇ આગેવાન થવાને પાત્ર નહોતો. માવળાઓ શિવાજીને એકદમ મળી ગયા, પણ તેમાં તેમને વિશેષ સ્વાર્થત્યાગ કરવા જેવું નહોતું. શિવાજી નિષ્ફળ થયો હોત તો પણ તેમને કંઇ ખમવાનું હતું નહીં. સરદારોની સ્થિતિ તેમનાથી જૂદી હતી. તેઓ રાજ્ય વિરુદ્ધ જાડે અને શિવાજી સરખા બંડખોરની સાથે સામેલ થાય; અને કદાચ શિવાજી ન ફાવે તો એ બધાની દુર્દશા જ થાય. તેમનાં વતનો ખાલસા થાય, ઘરબાર લૂટાઈ જાય અને વંશપરંપરાની જાગીરો ખેંચાઇ જાઇ તેઓ ભિખારી બને. આ પ્રમાણે શિવાજીના બંડને ઠેકાણે તેનું રીતસર રાજ્ય સ્થપાતાં સુધી એ સરદારો બહુ વિચારમાં રહેલા. અર્થાત્ આ દેશી સરદારોને પોતાની સત્વતા અને સામર્થ્ય બતાવવાનું કામ પ્રથમ તો શિવાજીએ કર્યું. મોહિતે, ઘોરપડે, મોરે, સાવંત, દળવી, સુર્વે વગેરે સરદારો આરંભથી ઓછાવત્તા પ્રમાણમાં શિવાજીની વિરુદ્ધ હતા. તેમને બધાને હવે ખાત્રી થઈ કે શિવાજી આપણું સંરક્ષણ કરવાને યોગ્ય અને સમર્થ છે. વિજાપુર સાથેની લડાઇઓથી એ મુખ્ય અસર થઇ. શિવાજી પણ બીજાઓના જેવો જ વિજાપુરનો સરદાર હતો, પણ એકવાર મનમા નિશ્ચય થતાં જ

તે ખુલ્લી રીતે બંડખોર થયો, અને જલદીથી સ્વરાજ્ય સ્થાપી બંડખોરપણું મટાડ્યું. કેવી ચતુરાઇ અને ખૂબીથી તેણે પોતાનો એ નિશ્ચય પાર પાડ્યો, તે આગળ આવી ગયેલું છે.

**૭. શાહજીનું ઉત્તર ચરિત્ર અને મૃત્યુ (૧૬૬૪)**— શિવાજીને સુરતથી પરત આવતાં સમાચાર મળ્યા કે શાહજી કર્ણાટકમાં અકસ્માત્ ઘોડા ઉપરથી પડતાં મરણ પામ્યા. તે સાંભળી તેને તથા જિજાબાઈને બહુ દુઃખ થયું. આજ સુધી તેની ઓથે રહીને અનેક કામો કરવાની તેને સવડ હતી. હવે દરેક કામની જવાબદારી સીધી પોતાના ઉપર આવી. તેના કાર્યક્રમમાં તેથી કેટલોક ફેરફાર કરવો પડ્યો. રાજ્યની અનેક ઉથલ પાથલ તેણે આજ સુધી કરી, પણ તેમાં શાહજીનું મન દુભવવા જેવું ઇરાદાપૂર્વક કાંઇ જ કરેલું નહી. પણ તે પછી મોગલો સાથે તેણે ખુલ્લી રીતે લડાઈ કરી, અને તેમાં જય મળતાં પોતાના નામના સિક્કા પડાવ્યા, અને સ્વરાજ્યના ચિહ્નો ખુલ્લી રીતે ધારણ કર્યાં.

શાહજીનું પૂર્વ ચરિત્ર પ્રથમ આપેલું છે. તેની કેદ, તેને છોડાવવા શિવાજીએ કરેલી યુક્તિ અને શાહજીએ શિવાજીને મળીને કરી આપેલો તહ એ બાબત પણ અગાઉ આવેલી છે. હવે કર્ણાટકમાં તેણે કરેલું પરાક્રમ અને તેની યોગ્યતા સંબંધે કેટલુંક કહેવાનું રહે છે.

સન ૧૬૩૮ થી ૧૬૪૭ સુધી તેણે કર્ણાટકમાં વિજાપુરની સત્તા સ્થાપીને નવીન મહારાષ્ટ્રીય રાજ્ય પદ્ધતિ શરૂ કરી. બેંગલુરમાં તેણે રહેવાનું નક્કી કર્યું અને આસપાસના લોકોને જીતી લીધા. પછી કોલાર પ્રાંત જીતી ત્યાં મોટા પુત્ર શંભાજીને રાખ્યો. શંભાજી પછી તેનો પુત્ર સુરતસિંગ પણ ત્યાં રહેતો. તે વખતે તંજાવરમાં રઘુનાથ નાયક, જિંજીમાં વ્યંકટ નાયક, અને ત્રિચિનાપલ્લીમાં ત્રિમલ નાયક રાજ્ય કરતા હતા, અને અંદર અંદર લડતા હતા. એ લડાઇનો લાભ લઈ શાહજીએ તે ભાગ હસ્તગત કરી લીધો. સન ૧૬૪૯ માં મુસ્તફાખાને જિંજી જાગીર વિજાપુર સાથે જોડી દીધી. પણ સન

૧૬૫૨ મા કેદમાંથી છૂટી શાહજી ફરી કર્ણાટક ગયો તે વખતે તેણે પછીનાં દશ વર્ષમા એ બધા પ્રાંતોમાં રાજ્યવ્યવસ્થા ફરી બાંધી. દેશના વિભાગ અને પેટા વિભાગ કરી તેના ઉપર જૂદા જૂદા અધિકારીઓ નીમ્યા ને તેને દેશમુખ, દેશપાંડે, કુલકર્ણી, વગેરે નામો આપ્યાં. હિસાબ માટે શિરસ્તેદારો રાખ્યા અને બધો વ્યવહાર મરાઠી ભાષામા કરવા ઠરાવ્યું. તંજાવર પ્રાંત તેણે કઇ સાલમા જીત્યો તે નક્કીપણે જણાયું નથી, તો પણ ૧૬૭૫ સુધી તેનો સંપૂર્ણ કબજો વ્યંકોજીને મળેલો નહોતો એમ જણાયું છે. એ સાલમાં વ્યંકોજીએ તેના રાજાને સદંતર દૂર કર્યો, અને ત્યાનું પ્રાચીન સિંહાસન હસ્તગત કર્યું.

વિજાપુરની નોકરી શાહજીએ ઉત્તમ પ્રકારે બજાવી, તેથી તે દરબારમાં તેનું માન વિશેષ હતું. મુરાર જગદેવ, રણદુલ્લાખાન, વગેરે સરદારોનો તેને ટેકો હતો. શરૂઆતમાં રાય રાવળ નામે હિંદુ રાજા કર્ણાટકમાં પ્રબળ હતો તેની સાથે શાહજીએ બે મોટી કટોકટીની લડાઇઓ કરી;અને તેને પરિણામે કોલાર, બંગલુર, ઉસ્કોટા, બાલાપુર તથા શિરાપ્રાંત જીતાયા, અને તે શાહજીને જાગીર તરીકે મળ્યા. પછીથી તરતજ રતનપુર, દેવગઢ, રાજદુર્ગ વગેરે પરગણાં શાહજીને મળ્યાં. આપાખાન નામનો સરદાર કનકગિરિમાં હતો, તેની સાથેની લડાઇમાં શાહજીનો મોટો પુત્ર શંભાજી મરાયો. પછી શાહજીએ તેનું વેર લેવા કનકગિરિ કબજે કર્યું. તંજાવરના અધિકારી વિજય રાઘવને ત્રિચિનાપલ્લીના અધિકારી સાથે ટંટો ચાલ્યો. તેમાં શાહજીએ ત્રિચિનાપલ્લીને સહાય કરી તંજાવર મેળવી લીધું. એ જગા સારી હોઈ સર્વાનુમતે પસંદ કરી ત્યાં તુકાબાઈ, વ્યંકોજી તથા તેની સ્ત્રી દીપાબાઇને રાખ્યાં, અને તેમના રહેવાની જગા બંધાવી. પછીથી તરતજ ત્રિચિનાપલ્લી પણ તેને મળ્યું.

સન ૧૬૬૨ થી ૧૬૬૪ સુધી બેદનુરના ભદ્રાપા નાઇક અને શિવાપા નાઇક સાથે તેને લડાઈ ચાલી હતી. એ ભદ્રાપા ધનાઢ્ય

હોઇ વિજાપુરને ઉપદ્રવ કરતો હતો, તેથી સુલતાને તેના ઉપર ચડાઇ મોકલેલી. તેમા શાહજી તથા સન્તેખાન મુખ્ય હતા. ભદ્રાપાએ લડાઈ ચલાવી, પણ શાહજી આગળ તે હતવીર્ય થયો અને શરણ આવ્યો. એટલે વિજાપુરનો મુલક તેની પાસેથી લેઈ લઈ આજીવિકા પુરતો તેની પાસે રહેવા દીધો અને બાકીનો ખાલસા કર્યો સુલતાનને આ વિજયના ખબર મળતા તેને બહુ સતોષ થયો, અને તેણે પત્ર લખી પોશાક, અલંકારો, હાથીઘોડા વગેરે મોકલી બધા અમીર ઉમરાવોમા ઘણી તારીફ કરી શાહજીને બહુ માન આપ્યું. આ વિજય મેળવ્યા પછી બીજા કેટલાક બખેડા સમાવવા શાહજી તુંગભદ્રાને તીરે બસવપટ્ટણમા આવ્યો. ત્યા શિકાર કરવા નીકળતા હરણની પછવાડે દોડતા ઘોડાનો પગ ખાડામા પડયો. અને ઘોડો તથા પોતે બંને એક સાથે ગત પ્રાણ થયા (૧૬૬૪). પાછળ રહેલા માણસો પછી આવી વ્યંકોજીને તેડી આવ્યા, ને તેણે ઉત્તરક્રિયા યથાવિધિ કરી. આદિલશાહ તરફથી દિલાસાપત્ર આવ્યો અને વ્યંકોજીના નામની મનસબદારી આપી શિવાજીને ખબર મળતા તેને તથા જિજાબાઇને પણ બહુ ખેદ થયો તેના મરણની જગાએ છત્રી બંધાવી અને સુલતાનની પરવાનગી લઈ તેના ખર્ચ માટે એક ગામ અપાવ્યુ. તે ગામ અદ્યાપિ ચાલુ છે

શિવાજી તો જાતે રાજા થયો, પણ શાહજીની યોગ્યતા પણ કંઈ કમી નહોતી રાજ્યની ઉથલ પાથલ તેણે ઘણી કરેલી, અને મરજી પડે તેને ગાદીએ બેસારેલા શૌર્ય, ઉત્સાહ અને સાહસ તેનામા હતાજ, પણ તેનો ખાસ ખુણ સ્વામીનિષ્ઠા હતો નિઝામશાહીની નોકરી કરવામા તેના ઉપર અનેક સકટો આવ્યા, પણ તે તેણે ગણકાર્યા નહીં પછી વિજાપુરની નોકરી સ્વીકારી, તેમા પણ તેણે અનેક સકટો વેઠયા ઘણી ભાજગડો ઉત્પન્ન થઈ અને શિવાજીના બંડમા સામેલ હોવાના સંશયથી તેને કેદમા પણ રહેવું પડ્યુ પણ છેવટે તેની સત્યનિષ્ઠાની સ્વામીને ખાત્રી થઇ આદિલશાહીની સત્તા

કર્ણાટક ઉપર જમાવવા પ્રથમ ઘણાઓએ પ્રયાસ કરેલો, પણ તે શાહજીજ ખરી રીતે જમાવી શક્યો. કનકગિરિ, તંજાવર અને બેદનુરમા તેણે કરેલા પરાક્રમ જાણીતા છે. એ પરાક્રમની વિગતવાર હકીકત મળી આવી નથી અને પુત્રની કીર્તિ વધી જતા તેના પરાક્રમો દબાઇ ગયાં. નહીતર છેલ્લા પચીશ વર્ષમા શાહજીએ કંઈ ઓછુ કરેલું નથી. તેને મુસલમાન સરદારોનો ટેકો હોવાથી અને તેની સ્વામીનિષ્ઠા માટે ખાત્રી હોવાથી તે મોટા કામો કરી શક્યો. આદિલશાહી ઉપર તેને પ્રેમ હતો અને જીવતા સુધી તેના તરફ તે ઘણી વફાદારીથી વર્ત્યો. શિવાજી પાસે પણ તેણે પણ લેવરાવેલું કે પોતાના જીવતાં સુધી તે વિજાપુરને અડચણ ન કરે. શિવાજીનાં તોફાનો માટે પ્રથમ તેને ખરાબ લાગેલું, પણ પછીથી તેની બહાદુરી જોઇ તેને માન ઉત્પન્ન થયેલું. તેની મુલાકાત વખતે તેણે વ્યંકોજીને માટે શિવાજીને ભલામણ કરેલી. તંજાવર પરત આવ્યા પછી તેણે વ્યંકોજીને જણાવેલું કે, "શિવાજીએ જાત બહાદુરીથી નવું રાજ્ય મેળવ્યું છે. તેનો કલ્પ, સામ્રાજ્ય સ્થાપવાનો છે અને ઇશ્વર તે પૂર્ણ કરશે. કુટુંબનો વડા તરીકે તે છે અને તેને માટે તે લાયક પણ છે. તમે અહીંની મિલકતની સંભાળ રાખજો અને પ્રજાનું પાલન કરજો. અહીંની મિલ્કતમાંથી વિઠોજી કાકા અને તેના કુટુંબનું તથા ભાઈ શરીફજી અને તેના કુટુંબનું સંરક્ષણ કરજો. શિવાજી ઉપર કદાચ સંકટ આવે, તો મિલ્કત તમારા બેઉની ગણજો. આપણા કુળમાં હાલ હું વડિલ છું. મારા પછી શિવાજી ગણાય અને તેના પછી તમે ગણાઓ. અહીં વડિલ તરીકે તમે સૌની સંભાળ રાખજો અને સર્વની સાથે સારી રીતે વર્તજો. વડિલોપાર્જિત બે ચાર માણસો આપણે ત્યાં છે તેની સલાહ માનતા રહેજો."

મુત્સદ્દીપણામાં શાહજી નામાંકિત હતો. એટલુંજ નહીં, પણ એ સમયમાં એની જોડી નહોતી. સાબાજી અનંત અગર ચતુર સાબાજી નામે તે વખતમાં જે પ્રખ્યાત વ્યક્તિ હતી, તેની સાથે

શાહજીને ઘણો વખત સ્પર્ધા ચાલેલી, અને શાહજીએ તેના ઉપર સરસાઈ મેળવેલી. કેટલીક બખરોમાં એમ જણાવેલું છે કે તે વખતે રાજ્યમાં બે પક્ષ હતા. એક પક્ષમાં જાધવરાવ, મલીકંબર, ફત્તેખાં અને ચતુર સાબાજી હતો; જ્યારે બીજા પક્ષમાં એકલો શાહજી હતો. નિઝામશાહે આ ચારેને પડતા મૂકી શાહજીના હાથમા કારભાર સોપેયો. સાબાજીને તથી ખોટું લાગ્યું અને તેણે મોગલોને મળી જાધવરાવને બોલાવી લીધો તથા શાહજીને હેરાન કર્યો. આ ભાજ-ગડમાં જ સાબાજી મરણ પામેલો. કેટલીક બખરોમા એમ જણાવેલું છે કે સાબાજીએ મુગર જગદેવ પાસેથી તાલિમ લીધી હતી અને નિઝામશાહીમા કોઈ મુત્સદ્દી ન હોવાથી સાબાજીને વિજાપુર પાસેથી માગી લીધો હતો. તેને માટે બખરોમા જણાવેલું છે કે, ‘ સાબાજી ઘણો ચતુર, ગુણજ્ઞ, કલાનિપુણ, વિજાતી, કુશળ લેખક, અને કોઇ પણ બાબતમા કમી નહીં, એવો દક્ષ હતો. તેણે આખા દક્ષિણ પ્રાતની વિઘોટી બાંધી તેના નિયમો ઘડયા. ઇનામદારોને છૂટ કેટલી આપવી, રૈયતને છૂટ ક્યારે ને કેટલી આપવી, લખાણો કેવા કરવા, વેપાર ઉપર કર કેવો લેવો, અને વેપારની સંભાળ કેમ રાખવી, વગેરે માટે પણ તેણે ધારા બાંધ્યા. વળી પડતર જમીનમાં વાવેતર કરાવ્યું. આવા કામોથી તે ચતુર સાબાજી કહેવાયો તેનું માન શાહ પાસે ઘણું હતું. કેવળ તેના વિશ્વાસ ઉપર બાદશાહ વર્તતા. તેણે ઠરાવેલું કે રૈયત ઉપર જૂલમ ન કરતા તેને રાજી રાખી પૈસા લેવા, પાક બગડી જાય તો છૂટ મૂકવી, અને બળદ અગર ખોરાકની મુશ્કેલી કોઇને હોય તો તેની સવડ કરી આપવી. તેના વખતમા વેપાર પણ વગર ધાસ્તીએ ચાલતો. વસ્ત્રો, અલંકારો વગેરે શહેરમા અને રસ્તામા વગર અંતરાયે લઇ જઇ શકાતાં સૂતરનો દોરો પણ કોઇનો જડી આવે તો તેના માલીકને આપવો અને વર્ષ છ મહિના સુધીમા માલીક ન જ મળે તો સરકારમાં જમા કરાવવો એવો નિયમ હતો. એમાં ભૂલ કરનારને સજા થતી.” આ સાબાજી શાહજીના વખતમા

હતો અને મુરાર જગદેવ તથા મલીકંબરના હાથ નીચે કેળવાયલો હતો. તેનું અનુકરણ શાહજીએ કરેલું. શાહજીની સોબતથી તેનો લાભ દાદાજી કોંડદેવ તથા શિવાજીને પણ મળેલો. આ રીતે શાહજી યુદ્ધકળામાં કુશળ હોવાની સાથે રાજ્યકારભારમાં પણ નિપુણ હતો. મરેઠાઓને રાજ્ય કારભાર આવડે નહીં એમ કહેનારાઓએ આ શાહજીનો દાખલો વિચારી જોવો.

દેશાભિમાન વગેરે ગુણો જે શિવાજીમાં જણાયા, તેના પણ અંકુરો શાહજીમાં હતા, અને તેનો પ્રાદુર્ભાવ નિજામશાહી માટે લડતાં થયેલો. મુસલમાની રાજ્ય તરફ તેને વિશેષ ભક્તિ હતી. તેનું પોતાનું નામ અને તેના ભાઈ શરીફજીનું નામ પણ પીર ઉપરથી પડયું હતું. સન ૧૬૫૬ માં જ્યારે આદિલશાહ મરણ પામ્યો, ત્યારે તેણે મુસલમાન રીતિ પ્રમાણે શોક પાળેલો. તે ખુલ્લા મનનો, નિષ્કપટી અને શૂરવીર પુરુષોની પેઠે જ પ્રસંગ પ્રમાણે વર્તવામાં અકુશળ હતો. શિવાજી એ બાબતમાં તેનાથી ઉલટો હતો. તે પ્રપંચી, વ્યવહારકુશળ અને બનતાં સુધી લડવાનો પ્રસંગ લાવ્યા સિવાય કામ સાધી શકતો. એ મિતભાષી અને મધુર બોલનાર હોઈ શત્રુનું પણ મન વાળી શકતો. શાહજીને તેવું આવડતું નહીં. પણ શિવાજી સરખા પુત્રને શોભે તેવો જ તે પિતા હતો એ તો નિઃસંશય.

શાહજીનું ખરું બળ નિજામશાહીમાં સન ૧૬૩૩ પછી જણાઈ આવ્યું. ચાર વર્ષ સુધી તેણે મોગલોને ગણકાર્યા નહીં. સન ૧૬૦૦મા અકબર બાદશાહે નિજામશાહી જીતી વિજયોત્સવ કરેલો, તે જેમ વ્યર્થ હતો એમ મલીકંબરે બતાવી આપેલું; તેમ જ શાહજીએ પણ શાહજહાંને એ વખતે બતાવી આપ્યું. માત્ર આ વખતની નિજામશાહીમાં શક્તિ ન હોવાથી તેને યશ મળ્યો નહીં. તો પણ શાહજીની યોગ્યતા મોગલ બાદશાહે ઓળખી લીધી, અને તેથી જ તે તેની આડે આવ્યો નહીં. મલીકંબરની પેઠે જ શાહજીની કીર્તિ પણ લોકોમાં પ્રસરી હતી. આદિલશાહને તેનું માન અને ભીતિ બંને

લાગતા. માનનો ઉપયોગ કરીને તેણે કર્ણાટકનાં તોફાનો સમાવ્યાં; અને ભીતિ લાગતી હોવાથી તેને તેણે સ્વતંત્ર થવા દીધો નહી. જો એ સ્વતંત્ર રહ્યો હોત, તો જે કામ શિવાજીએ ઉપાડયું, તે તેણે ઉપાડયું જ હોત. ખુદ આદિલશાહ કરતાં તેના સલાહકાર મુરાર જગદેવ અને રણદુલ્લાખાનને શાહજી માટે બહુ ભાવ હતો. શાહજહાને તેની કિમ્મત ઓછી હતી અને આદિલશાહને પણ બરાબર નહોતી, છતાં એ બંનેને શાહજી માટે ચિંતા રાખવી પડતી. તેની પાસે ૨૦–૨૫ હજાર માણસો હોવાથી તેની બંનેને ભીતિ લાગતી. આદિલશાહે તેને આશ્રય આપ્યો ન હોત, ને શાહજીએ ધાર્યું હોત તો આદિલશાહીનો કેટલોક ભાગ તે ખુશીથી બથાવી પડત. પણ એમ અવ્યવસ્થિત તોફાન કરવા કરતાં વ્યવસ્થાથી કોઇ પણ રાજ્યને આશ્રયે રહી મનસબ્દારી કરવી અને આબરૂથી રહેવું એ તેને પસંદ હતું. જ્યાં જ્યાં તે ગયો, ત્યાં ત્યાં તેનું વજન વિશેષ પડેલું અને બીજા સરદારોને તેને માટે મત્સર આવેલો. સ્વરાજ્ય સ્થાપનાનું કામ જો કે શિવાજીના હાથે થયું, છતાં શાહજીના વખતમાં તેની શકયતા અને તૈયારી થઇ. ખુદ શાહજીને પણ સ્વતંત્રતા અનિષ્ટ હતી એમ નહોતું; દેશહિત માટે સ્વતંત્રતાની જરૂર છે અને પ્રયત્ન કરતાં તે સાધ્ય છે તથા તે મેળવવાની શક્તિ આપણામાં છે એ વાત તો તેના મનમાં આવેલી જ; અને તેની પાસેથી શિવાજીને મળેલી. માત્ર તેનો અમલ કરવાની ખાસ ખટપટ તેણે જાતે થઇને કરી નહી. મુસલમાની સત્તાને આશ્રયે તે વધેલો હોવાથી તેના વિરુદ્ધ ખુલ્લી રીતે બંડ કરવું તેને માટે યોગ્ય પણ નહોતું. જો તેણે તેમ કર્યું હોત, તો સફળ પણ થયું ન હોત. આદિલશાહી સાથે તેને ખુલ્લી લડાઇ કરવી પડી હોત, અને સ્વશક્તિનો વ્યય કરવો પડયો હોત. શિવાજીના કામ માટે તેની અંદરખાનેથી સંમતિ હતી. અને તેની ઇચ્છા જાણનારા કેટલાક લાયક માણસો તેણે શિવાજીની મદદમાં આપેલા. જો તેની સંમતિ ન હોત, તો દશ વર્ષ સુધી તે

કોઇ પણ રીતે બંદોબસ્ત કર્યા વગર રહ્યો ન હોત. કેદમાં પડવા છતાં તેણે પોતાના છુટકારા માટે શિવાજીને જણાવેલું નહીં. કર્ણાટકમા તે કેટલેક અંશે સ્વતંત્ર હતો, એટલે મહારાષ્ટ્રમાં શિવાજી અને કર્ણાટકમાં વ્યંકોજી સ્વતંત્રપણે રાજ્ય કરે એવી તેની મરજી હતી. પણ મુસલમાની અમલ દૂર થાય, અને નર્મદાથી કન્યાકુમારી સુધી મરાઠાનું સામ્રાજ્ય સ્થપાય એવી મહત્ત્વાકાંક્ષા શિવાજીની પેઠે તેના મનમા ન હોતી. તેનું કારણ પરંપરાગત વિચાર તથા ઉમરનું પણ હતુ. જે વાતો કરતાં શાહજી અચકેલો, તે શિવાજીએ ઘણીખરી ખસુસ પાર પાડી. શાહજીના મનમાં પણ એટલી મર્યાદિત મહત્ત્વાકાંક્ષા તો ખરી, કે મરાઠાઓનું મર્યાદિત રાજ્ય ઉત્પન્ન થાય અને પ્રજાનો તથા પોતાના કુળનો ભાગ્યોદય થાય. આ મહત્ત્વાકાંક્ષાને શિવાજીએ સત્કાર આપી રાષ્ટ્રીય સ્વરૂપ આપ્યુ. અર્થાત્ શિવાજીને મરાઠી રાજ્યનો જેમ સંસ્થાપક ગણી શકાય, તેમ શાહજીને તેનો સંકલ્પક ગણી શકાય.

---

## પ્રકરણ ૮ મું.

### શિવાજી અને ઔરંગજેબ.

૧. પૂર્વપ્રકોપ—શિવાજી અને ઔરંગજેબ વચ્ચેનો ખેલ ઉત્તરોત્તર જામતો ગયો. સન ૧૬૫૮ માં ઔરંગજેબ ગાદી ઉપર બેઠો અને ધીમે ધીમે તેણે પોતાના ભાઇઓનો બંદોબસ્ત કરી નાખ્યો. મોટા મોટા સરદારો પણ તેને અનુકૂળ નહોતા છતા ઇ. સ. ૧૬૫૯મા તેણે યથાવિધિ રાજ્યપદ ધારણ કર્યું. શાહજહાં જીવતો હતો ત્યાં સુધી આગ્રે જવાની તેની છાતી ચાલી નહીં. તે એટલો વહેમી હતો કે બધા તેને શત્રુ જેવા લાગતા. તેને હજી પણ લાગતું હતુ કે શાહજહાં લોકપ્રિય હોવાથી તે કેદમાંથી છૂટીને ગાદી ઉપર આવશે.

દિલ્લીનો કાઝી પણ સન ૧૬૬૦ સુધી તેના નામનો ખુતબા વાચતો નહીં. સને ૧૬૬૧નું તેનું આખું વર્ષ સ્થિરતા કરવામાં ગયું, અને ૧૬૬૨ માં તે એટલો માંદો પડયો કે આખા રાજ્યમાં ધાંધલ મચી રહ્યાં. બીજી બાજુ અફગાનો તથા ઇરાનીઓ ઔરંગઝેબનાં કૃત્યોથી એટલા ખીજાયા હતા કે તેઓ ક્યારે શું કરશે તે કાંઈ સુઝતું ન હોતું. જશવંતસિંગ, જયસિંગ વગેરે ભારે પડનારા સરદારોને દૂર દૂર કોઈ કામગિરી ઉપર મોકલી તે પોતાનો વ્યવહાર ચલાવતો. સન ૧૬૬૬ માં શાહજહાં જ્યારે મરણ પામ્યો, ત્યારે તે સ્વસ્થ થયો. પછી તરત જ આગ્રા જઇ ઘણા ઠાઠ સાથે તેણે તખ્તનશીનનો સમારંભ કર્યો. આ સમારંભ તે મોગલ શહેનશાહતની ઉન્નતિનું છેક ઉપરનું મોજું હતું. તેની પહેલાં કે તેની પછી એટલો વૈભવ એ બાદશાહતનો કદી નહોતો. જે શિવાજીને તાબામાં લેવા તે ઘણો આતુર હતો, તે શિવાજી પણ એ સાલમાં માથું નમાવી આગ્રે હાજર થયો.

આ રીતે પ્રથમનાં આઠ વર્ષ તે શિવાજી તરફ કેમ લક્ષ ન આપી શકયો તે સમજી શકાશે. તે પછી અફગાનો તથા રજપુતો સાથે લડાઇઓ ચાલી તેમાં બીજાં પંદર વર્ષ ગયાં. આ સમયનો ઉપયોગ શિવાજીએ કરી લીધો. શાહજીને વિજાપુરના સુલતાને કેદમાં નાખ્યો, ત્યારે શિવાજીએ મોગલ શહેનશાહ શાહજહા જોડે સંબંધ જોડી તેનો છૂટકારો કરાવ્યો હતો, અને પોતે મોગલોની નોકરી સ્વીકારી હતી. વિજાપુર સાથે વિગ્રહ ચાલતો હતો, ત્યાં સુધી તેને મોગલો સાથે પ્રસંગ પડયો નહોતો, પણ ઔરંગઝેબે જ્યારે ૧૬૫૭માં વિજાપુર સાથે લડાઈ ઉભી કરી, ત્યારે તેણે તેને મદદ કરવા પત્રવ્યવહાર કર્યો અને ઔરંગઝેબે પણ તેની મદદ સ્વીકારી માગણીઓ કબુલ રાખી. તેણે જણાવેલું કે, "હાલ વિજાપુરના જે કિલ્લાઓ તથા મુલક તમારી પાસે છે તે ચાલુ રહેશે. બંદર દાભોલ તથા તેની આસપાસનો મુલક પણ તમને મળશે અને એ ઉપરાંતની તમારી માગણી માટે તમે રૂબરૂ આવીને મળશો." રાજ્યપ્રાપ્તિની

આતુરતામાં ઔરંગઝેબ આ વખતે સૌ સાથે મિત્રતા વધારવા ઇચ્છતો હતો, અને શિવાજીને રૂબરૂ મુલાકાત આપી તેને સમજાવવું હતું કે વિજાપુર સાથે લડવામાં આપણને બંનેને લાભ છે. પણ એ મુલાકાત શિવાજીએ જાણીને લીધી જ નહીં. અને ઔરંગઝેબને શાહજહાં માંદો પડવાના ખબર મળતાં એકાએક દિલ્લી જવું પડયું તેથી તેણે વિજાપુર સાથે ગમે તેવો તહ કરી લીધો.

સન ૧૬૫૭ માં શિવાજીએ મોગલોને ચીડવવાનું પહેલું કામ કર્યું. જુન્નર શહેર ઉપર તેણે એકાએક હલ્લો કરી પુષ્કળ લુંટ કરી. તેજ પ્રમાણે અહમદનગર ઉપર પણ તેણે છાપો માર્યો. પણ ત્યાં બંદોબસ્ત સારો હોવાથી ત્યાંથી કાંઇ વિશેષ મળ્યું નહીં. ત્યાંથી પરત પુના આવ્યા પછી તેણે ઘોડેસવારની સંખ્યા વધારી અને બીજી બાજુ રઘુનાથપંત નામના વકીલને ઔરંગઝેબ પાસે મોકલી થયેલી ભૂલ માટે માફી મળવા વિનંતિ કરી. એ વિનંતિનો જવાબ મળ્યો કે, "તમારાં કૃત્યો માફી આપવા લાયક નથી છતાં તમે પશ્ચાત્તાપ દર્શાવો છો તો દરગુજર કરીએ છીએ. તમારી માગણી માટે વકીલ મોકલશો." એટલામાં ઔરંગઝેબ દિલ્લી જઈ બાદશાહ થયો એટલે કૃષ્ણાજી ભાસ્કર નામના વકીલને મોકલી શિવાજીએ દક્ષિણ દેશનું સંરક્ષણ એકલે હાથે કરવાની માગણી કરી. ઔરંગઝેબે તેનો જવાબ મોકલ્યો કે, "હાલ દક્ષિણના બંદોબસ્ત માટે અમીર–ઉલ–ઉમરાવ (શાહિસ્તખાન)ને મોકલેલો છે, તેને તમે મદદ કરશો અને તમારૂં વચન પાળશો." આ રીતે એ બંનેનું વર્તન પરસ્પર સરખું હતું. બંને પોતાનું કામ સાધવા માગતા હતા અને અંદરનો હેતુ છુપાવતા હતા. શુદ્ધ અંતઃકરણ કોઇનું પણ ન હોતું. બંનેનો હેતુ અંદરખાનેથી વિરુદ્ધ હતો, અને યુક્તિઓ પ્રસંગ પ્રમાણે બદલાતી હતી. જુન્નર ઉપર છાપો માર્યો, ત્યારે શિવાજીનો હેતુ ઔરંગઝેબ સ્પષ્ટ સમજ્યો; પણ ભાઇઓ સાથે ટંટો ચાલતો હોવાથી તે વખતે તે કાંઈ કરી શક્યો નહીં. સન ૧૬૬૧ માં જ્યારે મોગલ લશ્કરે શિવાજીના

તાબાનાં કલ્યાણ તથા ભીમડી લીધાં, ત્યારે એની વચ્ચે યુદ્ધની ખરી શરૂઆત થઈ.

શિવાજીએ મોરોપંતના હાથ નીચે પાયદળ અને નેતાજી પાલકરના હાથ નીચે પાયગા એ પ્રમાણે લશ્કરો મોગલ પ્રદેશ ઉપર મોકલ્યાં. તેમાં મોરોપંતે જુન્નરની ઉત્તર સરહદ ઉપરના કેટલાક કિલ્લા જીતી લીધા, અને નેતાજીએ ઔરંગાબાદ સુધી જઈ ખંડણી વસુલ કરી. મોગલો તેમની આડે જ આવ્યા નહીં.

૨. શાહિસ્તખાનની દુર્દશા—શિવાજીએ મોગલ પ્રદેશ લૂટવા માંડયો જાણી ઔરંગઝેબને બહુ ગુસ્સો આવ્યો. તેણે તેનો પરાભવ કરવા દક્ષિણના સુબા શાહિસ્તખાનને ખાસ લખ્યું અને જિજાબાઈના કાકા જાધવરાવને પણ તે માટે મોકલ્યો. શિવાજી એ વખતે રાજગડ છોડી સિંહગઢ ઉપર આવી રહ્યો હતો. શાહિસ્તખાન ઔરંગાબાદથી નીકળી અહમદનગર આવ્યો અને ત્યાંથી સોનવાડી, પુના, તથા બારામતીમાં મુકામ કરી તે શિરવળ આવ્યો. ત્યાંથી ૨૦ માઇલ દૂર રાજગઢની બાજુમાં શિવાજીનું કેટલુંક લશ્કર પડયું હતું. તે લશ્કર ઉપર ખાને હલ્લો કરતાં તે ન્હાસી ગયું, એટલે ખાન ત્યાંથી નીકળી પુના આવ્યો અને શિવાજીની હવેલીમાં રહેવા લાગ્યો. ત્યાં રહી તેણે ચાકણ કિલ્લાને ઘેરો ઘાલ્યો અને એ કિલ્લો કબજે કર્યો. તેના બંદોબસ્ત માટે ફિરંગોજી નરસાળે હતો. એ કિલ્લો સહેજેમાં લઇ લેવાશે એવી ખાનની ધારણા હતી, પણ બે મહિના સુધી તે હાથમાં આવ્યો નહીં. છેવટે એક સુરંગ ઉડાડતાં અંદર જવાને ન્હાનું સરખું બાકું મળ્યું. પણ ફિરંગોજી અને તેનાં માણસો એટલા આવેશથી લડયાં કે ખુદ શાહિસ્તખાન પણ તેના પરાક્રમથી ચકિત થઇ ગયો. ફિરંગોજી તેના હાથમાં સપડાતા ખાને તેનાં ઘણાં વખાણ કર્યાં, અને પુષ્કળ લાલચ આપી તેને નોકરીમાં રહેવા આગ્રહ કર્યો; પણ તેણે તેનો અસ્વીકાર કર્યો. ખાને તેને માન સહિત શિવાજી તરફ મોકલ્યો. શિવાજીએ તેને ઘણુંજ માન આપ્યું, અને ભૂપાળ-

ગઢની હવાલદારી આપી. ફિરંગોજી જેવાં સ્વામીભક્ત માણસો તે વખતે ઘણાં નીકળ્યાં.

ચાકણના અનુભવ ઉપરથી શાહિસ્તખાને ઔરંગજેબને જણાવ્યું કે મરાઠાઓના આ ડુંગરી કિલ્લાઓ લેવા ઘણા જ મુશ્કેલ છે. ખાન એકનિષ્ઠ, મુત્સદ્દી અને અનુભવી હતો. દક્ષિણ દેશ અને ત્યાંના લોકોની તેને સારી માહિતી હતી. આ કિલ્લાઓ લેવાની મમતા છોડી શિવાજીને યુક્તિથી મેળવી લેવો એવી તેણે બાદશાહને સલાહ આપી. પણ બાદશાહને તેની ખાત્રી થવા માટે વિશેષ અનુભવની જરૂર હતી. તેથી તેણે જશવંતસિંગને ખાનની મદદ માટે મોકલ્યો. એ રીતે મોગલોની મોટી સેના પુનાની આસપાસ એકઠી થઇ.

પુનામાં ખાન શિવાજીની હવેલીમાં જ રહેતો હતો, અને નજીકમાં સિંહગઢ ઉપર શિવાજી રહેતો હતો. કપટથી પોતાનો ઘાત ન થાય તે માટે ખાને બંદોબસ્ત રાખેલો હતો. શહેરને નાકે નાકે માણસો રાખી પરવાનગી સિવાય કોઇ પણ હથિયારબંધ મરેઠાને અંદર આવવાની મનાઇ હતી. પણ શિવાજીએ એક ચમત્કારિક યુકિત યોજી. તેનું સાહસ અને કલ્પના બંને તેમાં જણાઇ આવે છે. પ્રથમ એ બ્રાહ્મણોને શહેરમાં મોકલી ખાનની વ્યવસ્થાની બારીક વિગતો જાણી લીધી, અને તે બ્રાહ્મણો દ્વારા ખાનના લશ્કરના એક મરેઠા શિલેદાર સાથે સંબંધ કરી તેની પાસે જાનનાં કેટલાક માણસો રાતે વાજાં વગાડતાં શહેરમાં આવે તેને માટે પરવાનગી મેળવાવી. એ જાનની સાથે શહેરમાં ઘુસવાનો નિશ્ચય કરી શિવાજીએ સિંહગઢને રસ્તે હજાર પાંચસો માણસો ગોઠવ્યાં. તેની જ સાથે કાત્રજને રસ્તે ઠેકાણે ઠેકાણે ઝાડ ઉપર તથા બળદના શીંગ ઉપર કાકડા બંધાવી રાખ્યા. સંકેત એવો હતો કે ઇશારત થતાં જ એ બધા કાકડા એક સાથે સળગાવવા. એટલે ખાન અને તેનાં માણસો તે રસ્તે શિવાજી ગયો છે એમ માની તે બાજુ જાય. શિવાજી પોતે બખ્તર વગેરે ચડાવી સાથે તાનાજી તથા યેસાજી અને

બીજા પચીશેક માણસોને લઇને જાનની મંડળીમાં ભળી ગયો. મધરાતે ઘણા વખત સુધી લશ્કરી વાજું વાગતું રહ્યું અને તેની જ સાથે શિવાજીની મંડળી હવેલીની ભીંત કોચવા લાગી. કાણું પાડી એ લોકો હવેલીમાં પેઠા અને જનાનાનાં બૈરાંઓએ પુરુષોને જોતા જ બૂમો પાડી. ખાનનો દીકરો તરત જ તલવાર લઇ દોડ્યો, પણ મરેઠાઓએ તેને કાપી નાખ્યો. બૈરાંઓએ જાણ્યું કે ખાન પોતે મરાયો એટલે તેમણે દીવા હોલવી બૂમાબૂમ કરી મૂકી. ખાન હાથમાં ભાલો લઇને આવ્યો. તેના ઉપર કેટલાક માણસો ગયા પણ તેમાંના એકને તેણે મારી નાખ્યો. બીજાએ તેના હાથ પર ઘા કર્યો એટલે આંગળી તૂટી પડી અને ભાલો હાથમાથી પડી ગયો. બૈરાંના રડવા ઉપરથી શિવાજીના માણસો પણ સમજ્યાં કે ખાન મરાયો અને તેમ સમજી તેઓ પાછાં હઠ્યા. પણ રસ્તો ન જડવાથી આઠ માણસો ટાંકીમાં પડી મરણ પામ્યા, અને બાકીનાં બારણા ઉઘાડી ન્હાસી ગયાં. કેટલાક પહેરેગીરોને તેમણે મારી નાખ્યા. શિવાજી પણ બધાની સાથે મળી સિંહગઢ તરફ આવ્યો અને ઇશારત કરતાની સાથે જ કાત્રજના રસ્તાની મશાલો સળગી. ખાનનાં માણસો છેતરાઇને ખરેખર તે રસ્તે પાછળ પડ્યાં એટલે લડાઇનો પ્રસંગ આવ્યો જ નહીં. (સન ૧૬૬૩).

સવાર થતાં જ મોટું લશ્કર ઘણા જુસ્સાથી સિંહગઢ ઉપર આવ્યું. લશ્કર તોપના મોરામાં આવતાં જ શિવાજીએ તેના ઉપર તોપો શરૂ કરી. અને માણસો પડવા લાગ્યાં. ઘેરો ઘાલીને પડી રહેવામાં પણ મુશ્કેલી હતી. ચોમાસાનો વખત હતો અને શિવાજી દગાબાજ એટલે તોપો વાપર્યા શિવાય કિલ્લો લેવાય તેમ નહોતું. તોપો વાપરવામાં પણ તેને ક્યાં રાખવી તે સવાલ હતો. આ વિકટ પ્રદેશમાં મરેઠાઓ તેને લૂટી પણ જાય. આમ વિચાર ચાલતા હતા તેવામાં ખાનનો હાથી તોપના ગોળાથી મરાયો. ખાન તેથી નિરાશ થઇ કિલ્લાની નજીક રહેવું કોઇ રીતે ઠીક નથી એમ જોઇ ભીમાને કાંઠે છાવણી નાખીને રહ્યો.

ઔરંગજેબને આ હકીકત જણાતા તેણે ખાનની બદલી કરી. પણ ખાનની મરજી વેર લેવાની હોવાથી તેણે કેટલોક વખત બદલી બંધ રાખવા માગણી કરી. બીજાઓએ પણ તે માટે ભલામણ કરી પણ બાદશાહે જણાવ્યું કે, "વેરના આવેશમા તેની અક્કલ ઠેકાણે રહેવાની નહીં, અને તેના હાથે ડહાપણથી કામ થવાનું નહીં." એટલે તેણે એકદમ ખાનને નીકળી જવા જણાવ્યુ.

શાહિસ્તખાન ઘણો માનવંતો અને ભરોસાનો માણસ હતો. તેણે જશવંતસિંહ ઉપર પોતાના અપયશનો આરોપ મૂક્યો પણ બાદશાહે તે માન્યુ નહીં, અને પોતાના દીકરા મોઆઝીમને દક્ષિણ ઉપર મોકલ્યો.

**સુરત ઉપર છાપો**—શિવાજીની રાજધાની પુના હતી તેથી મુસલમાન સુબેદારો પણ પુનામા રહેવા લાગ્યા. મોગલોના હલ્લાથી બચવા સારૂ શિવાજીએ એ રાજધાની બદલી રાયગઢમા કરી. ત્યાંથી હવે શિવાજીએ ચડાઈ શરૂ કરી. જંજીરા નજીક દંડારાજપુરીમા અને કલ્યાણમા બે લશ્કરો પોર્તુગીઝ તથા શીદીને માટે તૈયાર રાખ્યા હતા એમ અગાઉ જણાવેલુ છે; પણ તેનો અંદરનો હેતુ જુદો હતો. બહિરજી નાઇક નામે એક ગુપ્ત જાસુસ હતો તે જૂદા જૂદા ઠેકાણાની માહિતી લાવવામા ઘણો કુશળ હતો. તેણે સુરત બંદરની સંપૂર્ણ માહિતી શિવાજીને આણી દીધી. સુરત તે વખતે ઘણુ ધનાઢ્ય અને પશ્ચિમ કિનારા ઉપરનુ નાકું હતું. વેપારની ત્યાં ભારે ધમાલ ચાલતી. તેના ઉપર છાપો મરાય તો પુનાનો મોહ મોગલોને છૂટે એવા વિચારથી શિવાજીએ તેના પર છાપો મારવાનો નિશ્ચય કર્યો. નાશિક તરફનું કંઈ અગત્યનું કામ કાઢી તે ઘણી ઉતાવળથી નાશિક આવ્યો, અને ત્યાંજ મુકામ છે એમ લોકોને બતાવી પોતે ચાર હજાર ઘોડેસવારો સાથે તા. ૫ મી જાન્યુઆરી સન ૧૬૬૪ના રોજ એકદમ સુરત પહોચ્યો. અને એ શહેરની અપાર

સંપત્તિ તેણે ૭ દિવસ સુધી નિરાતે લૂટી, તથા સઘળી મિલકત રાયગઢ પહોંચાડી. મુસલમાની લશ્કર આવ્યું, પણ તેને તેણે હાંકી કાઢ્યું.

સન ૧૬૫૮ થી ૧૭૦૭ સુધી સુરતની અત્યંત આબાદી હતી. કોઇ પણ વેપારી વહાણ સુરત આવ્યા સિવાય રહેતું નહી. સન ૧૬૬૪ માં ત્યાં બે વેપારીઓ એટલા સધન હતા કે પૃથ્વી ઉપર તેનો જોટો નહોતો. એક હિંદુ વેપારી પાસે આઠ કરોડ રૂપિયા હતા. શિવાજીને એક ઘરમાંથી ૨૨ શેર વજનનો મોતીનો કંઠો મળેલો. અબદુલ્લ જાફર નામના વેપારીના ૧૯ વહાણો માલથી ભરેલા હતાં. બીજા પણ એવા કેટલાય વેપારીઓ હતા કે જેના માલથી એકેકું વહાણ તો સહેજ ભરાઈ જાય.

મોગલોની પશ્ચિમ રાજધાની સુરત લૂટવા માટે અંગ્રેજ લેખકોએ શિવાજીની ઘણી નિંદા કરેલી છે. પણ એ બંને વચ્ચે ખુલ્લી લડાઇ ચાલતી હતી અને શિવાજીની રાજધાની પુના ચાર વર્ષથી મોગલો દબાવી બેઠા હતા. ખુદ તેની હવેલી સુદ્ધાં મોગલો બથાવી પડયા હતા. આવી સ્થિતિમાં સુરત જેવું નાક દબાવ્યા વગર પુના જેવું મુખ ઉઘાડવું શકય ન હોતું. શિવાજીની આ અજબ યુક્તિ યુદ્ધકળામાં ઉલટી પ્રશંસનીય ગણાય.

બીજી બાજુ નેતાજી પણ મોગલ મુલકને ઉપદ્રવ કરતો જ હતો. મોગલો તેનો બંદોબસ્ત કરી શકતા નહોતા. શિવાજીના દરિયાઈ કાફલાએ પણ તે વખતે ઘણું કામ કર્યું. યાત્રાળુઓથી ભરેલાં ચાર વહાણો તેમણે પકડયાં, અને ખંડણી લઇ યાત્રાળુઓને છોડી મૂકયા. ખુદ શિવાજીએ પછી અહમદનગર ઉપર છાપો માર્યો, અને ઔરંગાબાદ સુધીનો મુલક ઉજાડ કર્યો.

આ વખતમાં આદિલશાહે કરેલો કરાર તોડીને શિવાજી ઉપર બે લશ્કર કોકણ તરફ મોકલ્યાં; પણ શિવાજીએ તેના ઉપર એકદમ હલ્લો કરી તેનો પરાભવ કર્યો. એ લશ્કરનાં ૭ હજાર માણસો તે

વખતે મરાયાં. વેંગુર્લેનાં માણસો તે વખતમાં શિવાજીની સામે થયાં, તેથી શિવાજીએ તે બંદર લૂટી લીધું.

ઔરંગજેબ આ વખતે ઉપાધિમા હતો. જશવંતસિંગ મૂળથી સરળ પ્રકૃતિનો અને વ્યવસ્થિત હતો. શિવાજીને જીતવો અશક્ય છે એમ તેને લાગવાથી તે તેને રસ્તે ગયો જ નહીં. મોઆજીમે તથા તેણે શિવાજી ઉપર ચડી આવવાનું માંડી વાળ્યું. આ પ્રમાણે ખુલ્લી રીતે લડવા છતા શિવાજીને જય મળ્યો, તેથી તેની સ્વતંત્રતા સ્થાપિત થની ગઈ.

વિજાપુર અને ગાદી બંને ચડી આવેલા, તેની ખબર લેવા હવે શિવાજીએ દરિયાઈ કાફલો લઇ દક્ષિણ કિનારા ઉપર ચડાઈ કરી. એકદમ બારસિલોર આવી ત્યાં સુરતની પેઠે તેણે મોટી લૂટ ચલાવી, અને ત્યાંથી ગોકર્ણ જઇ દેવદર્શન કરી ઘણું દાન કર્યું. પછી ચારે બાજુ લશ્કર મોકલી મોટા મોટા શહેરોમાંથી ખંડણી લીધી. કારવારના લોકોએ તેનો કંઇક અટકાવ કર્યો, પણ તેનું કંઇ ચાલવા ન દેતાં ખંડણી વસુલ કરી. આ ચડાઇ કરી શિવાજી જળ માર્ગે પરત આવ્યો. પણ એ માર્ગની તે વખતની અનિશ્ચિતતા અનુભવી હવે પછી પોતે કદી એ માર્ગે ન જવાનો નિશ્ચય કર્યો.

સન ૧૬૬૪ ના અરસામાં શિવાજીએ દક્ષિણના મોગલ અધિકારીને લખ્યું કે, " આજ ત્રણ વર્ષથી તમારા મોટા મોટા યોદ્ધાઓ અમારા પ્રદેશ ઉપર ચડી આવે છે, તે તમે જાણો છો. બાદશાહનો હુકમ છે કે શિવાજીનો મુલક અને કિલ્લાએ કબજે કરો. અને તમે તેને જવાબ આપો છો કે અમે જલદી કબજે કરીએ છીએ. પણ અમારા આ વિકટ પ્રદેશમાં ખાલી કલ્પનાના ઘોડા નચાવવા કઠણ છે, તો તે કબજે લેવાની વાત કેવી ? ભલતીજ ખોટી બાતમીઓ બાદશાહને લખતાં તમને શરમ નથી લાગતી ? કલ્યાણ અને બેદરના કિલ્લા ખુલ્લા મેદાનમાં હતા, તે તમે કબજે લીધા; પણ બાકીનો

અમારો પ્રદેશ તો વિકટ અને પહાડી છે. તેમાં નદી નાળાં ઊતરવાનો માર્ગ નથી. મારા અત્યંત મજબુત એવા સાઠ કિલ્લા આજ તૈયાર છે. તેમાંના કેટલાએક સમુદ્ર કિનારા ઉપર પણ છે. બિચારો અફ્ઝુલખાન વિના કારણ મરાયો. એ બધું તમે બાદશાહને જણાવતા કેમ નથી? શાહિસ્તખાન પણ અમારા ગગનચુમ્બિત ડુંગરોમાં અને પાતાળ પહોંચેલી ખીણોમાં એક સરખાં ત્રણ વર્ષ ભટક્યો. 'શિવાજીનો પરાભવ કરીને જલદીથી તેનો મુલક કબજે કરું છું,' એમ બાદશાહને લખી લખીને એ થાક્યો. પણ તેના ગર્વનું ફળ તેને મળ્યું. એ હકીકત સૂર્યના જેવી સૌની સમક્ષ પ્રત્યક્ષ છે. મારા દેશનું રક્ષણ કરવું એ-મારૂં-કર્તવ્ય છે. તમે બાદશાહને ગમે તે લખી મોકલશો, પણ એ કર્તવ્ય બજાવવામાં હું કદી ભૂલીશ નહી."

સંન ૧૬૬૪ માં શિવાજીને ઉપરા ઉપર પુષ્કળ પ્રદેશ અને કિલ્લા મળ્યા. જશવંતસિંગને હાથે તેનો બંદોબસ્ત થયો નહીં. કિનારા ઉપર કિલ્લાઓ બાંધી તેણે મોગલોના તથા બીજા વહાણો લડવા માડયાં, ઔરંગઝેબે તેના ઉપર મહેકમસિંગને દશ હજાર માણસો સાથે મોકલ્યો, પણ શિવાજીએ પ્રતાપરાવ ગુર્જરની સરદારી નીચે તેની સામે વિશ હજાર માણસો મોકલ્યાં. બને વચ્ચે લડાઇ ચાલતા મહેકમસિંગ મરાયો અને દશ હજાર ઘોડા મરેઠાઓને મળ્યા (૧૬૬૪).

૩. જયસિંગ અને શિવાજી—ઔરંગઝેબને હવે ઘણી ચિંતા થઇ. શિવાજીને જેર કરવાનો ઉપાય તેને જડતો નહોતો. પ્રથમ તેણે વિજાપુરને સાથે લઈ બંનેએ શિવાજી ઉપર ચડાઇ કરવા ગોઠવણ કરી. વકીલ મોકલી વિજાપુરને તેણે જણાવ્યું કે, "આપણ બંને મુસલમાન બાદશાહોએ આ સઘળા તોફાનનું મૂળ જે શિવાજી તેનો સમૂળ નાશ કરવાની અને ગરીબ રૈયતને તેના ત્રાસમાંથી છોડવવાની જરૂર છે. અહીંથી અમે શૂરવીર યોદ્ધાઓ અને માણસો મોકલીએ છીએ, અને ત્યાંથી તમે પણ મોકલી એ શિવમર્પનું માથું

ભાગી તેના ગેરવર્તનનો બદલો લેશો. એક બાજુથી અમે અને બીજી બાજુથી તમે ચડાઇ કરશો." આદિલશાહે એ વાત કબુલ રાખી અને ખવાસખાનને શિવાજી ઉપર મોકલ્યો. પણ શિવાજીએ ખવાસખાનના રસ્તા બંધ કરી વાળ્યા એટલે તે ગાફલ રહી શિવાજીના મુલકમાં આવ્યો. શિવાજીનું લશ્કર ત્યાં રાહ જોતુંજ બેઠું હતું એ તે જાણતો નહોતો. ખવાસખાનની ખબર લઇ પછી જયસિંગની ખબર લેવી એવી શિવાજીની ધારણા હતી. તેણે એકદમ ખવાસખાનને રોક્યો અને બીજી કોઇ બાજુએ ખસવાનો પણ માર્ગ આપ્યો નહીં. તેનું લશ્કર તો હેબનાઇજ ગયું. અમલદારોને બોલાવી તેણે લડવા માટે ઉશ્કેરણી કરી અને લડાઇ ઘણા જોરથી ચાલી. તેમાં શીદી સર્વર, શાહ હજરત, તથા શેખ મિરાન વગેરે ઘણા સરદારો રણમાં પડ્યા. છેવટે ખવાસખાન પોતે તલવાર લઇ ધાયો અને તેનીજ સાથે તેનું સઘળું લશ્કર મરાઠા ઉપર તૂટી પડ્યું. મરાઠા તે વખતે હારી જઇ ન્હાસી ગયા.

ઔરંગજેબે જશવંતસિંગ તથા મોઆઝીમને પરત બોલાવી જયસિંગ તથા દિલીરખાનને દક્ષિણ ઉપર મોકલ્યા. શિવાજીનો સખત બંદોબસ્ત થાય એમ તે ઇચ્છતો હતો. પણ ઉત્તર દેશમાં જોઇએ તેવી સ્વસ્થતા ન હોવાથી પોતે વિશેષ લક્ષ આપી શકેલો નહીં. જ્યારે સુરત શહેર લૂંટાયાની અને મક્કાના યાત્રાળુઓ લૂંટાયાની તેને બાતમી મળી, ત્યારે તેને બહુજ ગુસ્સો ચડ્યો; અને આ બંને મોટા પરાક્રમી સરદારોને તેણે મોકલ્યા. એ બંને દારાના પક્ષના હોવાથી બાદશાહનો તેના ઉપર પુરતો ભરોંસો નહોતો. તોપણ દક્ષિણના અપરિમિત પ્રદેશમાં તે દગો કરી શકશે નહીં એમ ધારી તેમને મોકલ્યા. તેમની સાથે લશ્કર પણ ઘણું હતું અને શિવાજીનો પરાભવ કર્યા પછી વિજાપુર જીતી લેવા માટે પણ તેમને સખત તાકીદ આપી હતી. પણ કમનસીબે આ બંને સરદારો વચ્ચે જોઇએ તેવી મિત્રતા નહોતી. અને ઔરંગજેબને બેમાંના એકેના ઉપર ભરોંસો

શિવાજી ઉપર ચઢી આવ્યો બાદશાહને એથી શિવાજીની કેટલી દહેશત લાગતી હતી તે સમજી શકાય છે

શિવાજીની ઉમર તે વખતે ૩૭ વર્ષની હતી શૌર્ય, વ્યવસ્થા અને બુદ્ધિના બળથી તેને છત્રપતિ પદ મળ્યુ હતુ. રાજ્યકારભારમા પણ તેણે અપ્રતિમ કૌશલ્ય દર્શાવ્યુ હતું. એ બાબતમા તે રાજા રામચદ્ર સમાન હતો આવા પુરુષને જીતવાનુ કામ જયસિંગને માટે પણ સહેલુ ન હોતુ. શાહિસ્તખાન અને અફઝુલખાનના ઉદાહરણ તેની નજર આગળ હતા અને દક્ષિણ દેશ જીતવા માટે મોટા મોટા સરદારો પણ ફાવ્યા નહોતા એ તે જાણતો હતો. વળી શિવાજીને વિજાપુર તથા ગોવળકોંડા મદદ ન કરે એવી તજવીજ પણ રાખવાની જરૂર હતી જયસિંગને તે માટે ઘણી ચિંતા થતી, અને બાદશાહને પણ તે માટે તે વારવાર જણાવતો વિજાપુર અને ગોવળકોંડાની તેને સહાય ન મળે તે માટે તેણે એ બંનેની વચ્ચે પોતાનો મુકામ નાખ્યો બાદશાહે તેને આગ્રહપૂર્વક લખેલુ કે કોંકણમા જઇને શિવાજીને હરાવવો પણ જયસિંગે જણાવ્યું કે કોંકણમા આપણે ફાવીશું નહીં અને તેમ કરવા જતા વિજાપુરનુ લશ્કર શિવાજીને મળી જશે લોહગડ, પુરદર, અને રાજગઢ આ ત્રણ કિલ્લાની વચમા શિવાજીનો મુખ્ય દેશ હોવાથી તેટલા ભાગમા જ જયસિંગે લડાઈ ચલાવી અને છુપી રીતે વિજાપુર સાથે સબધ બાધી તેને મીઠા મીઠા વચનો કહી શિવાજી સાથે મળવા દીધો નહીં તે પછી તેણે ઠેકાણે ઠેકાણે શિવાજી ઉપર અણધાર્યા હલ્લા કરવા માડ્યા. અને ગોવા, સુરત તથા મુંબાઇના વેપારીઓ પાસેથી દરિયાઇ વહાણોની મદદ માગી બાદશાહને તેણે જણાવ્યુ કે "આપણુ લશ્કર પુના તરફ હોવાથી શિવાજી કોંકણમા નિર્ભય છે જો ગુજરાત તરફથી 'જળમાર્ગે પશ્ચિમ કિનારા ઉપર હલ્લો થાય તો એ ભાગમાંથી પુષ્કળ લૂટ મળે." કર્ણાટકના જમીનદારો તરફ પણ જયસિંગે વકીલ મોકલ્યા ને મોરે જેવા જે મરાઠા સર-

દારો શિવાજીની વિરુદ્ધ હતા તેના તરફ પણ વકીલ મોકલ્યા. અફ્ઝુલખાનના દીકરાને તેણે નોકરીમાં રાખ્યો અને શિવાજીના સરદારોને પણ લાંચ આપી ફોડવા પ્રયત્ન કર્યો. સુપાના બે જમીનદારો એવી રીતે તેને મળ્યા. બાદશાહ પાસેથી તે વખતે સઘળો અધિકાર તેણે માગી લીધો હતો તથા અહમદનગર, પરિંડા વગેરે ઠેકાણાંનાં લશ્કરોને તેણે પોતાના તાબામાં લીધાં હતાં. લશ્કરનો પગાર પણ તે પોતાની પાસે ખજીનો રાખી આપતો. ચોમાસું નજીક આવતું હોવાથી તેણે ઝપાટાબંધ કામ લેવા માંડ્યું અને સાસવડમાં મુકામ રાખી આજુબાજુનો ભાગ ઉજાડ કરવા માંડ્યો. કુતુબુદ્દીન નામના સરદારને ૭૦૦૦ માણસો આપી તેણે લોહગઢમાં રાખ્યો અને એજ પ્રમાણે બીજે ઠેકાણે પણ લશ્કરો ગોઠવ્યાં.

શિવાજીને તેણે સંદેશો મોકલ્યો કે, “તમે બાદશાહને શરણે આવશો, તો તમારૂ બધી રીતે કલ્યાણ થશે અને સત્તા પણ વધશે. હું વચમાં હોવાથી બાદશાહ સાથે તમને માનસહિત મેળવીશ. આપણે બંને હિંદુ ધર્મને માનનારા છીએ એટલે તે માટે સંશય રાખશો નહીં. ઈશ્વરસાક્ષીથી હું આ તમને જણાવું છું.” દિલીરખાનને તેણે પુરંદર ઉપર અને દાઉદખાનને રાજગઢ ઉપર મોકલ્યો. શિવાજીએ પણ નેતાજીને પરિંડા ઉપર મોકલ્યો, પણ મોગલ લશ્કર આગળ તેનું વિશેષ ચાલ્યું નહીં. જો કે ઘણાં માણસોનો તેણે નાશ કર્યો.

૪. મુરાર બાજીનું પરાક્રમ—જયસિંગે પુરંદરનો કિલ્લો લેવા દિલીરખાનને મોકલ્યો. તેણે ચોપાસ મજબુત ઘેરો નાખ્યો અને તોપો ખડી કરી. એ કિલ્લા ઉપર આ વખતે મુરાર બાજી નામે એક પ્રભુ સરદાર હતો. એ મુરારનો પિતા બાજી ચંદ્રરાવ મોરેની નોકરીમાં હતો. વિજાપુરના સુલતાને મોગલો સાથેની લડાઇમાં ઘણું પરાક્રમ બતાવવાથી તેને ઉમરાવનો કિતાબ આપ્યો હતો, અને પોતાની પાસે રાખ્યો હતો. તે પછી એ મુરાર બાજી ચંદ્રરાવની

નોકરીમા રહ્યો. ચંદ્રરાવ ઉપરના હુમલા વખતે તે શિવાજીના લશ્કર સાથે ઘણા જુસ્સાથી લડેલો અને શિવાજીએ તેને તેની પાસેથી માગી લીધેલો. આ ઘેરા વખતે તેની ઉમર ૫૦ વર્ષની હતી. તેણે મોગલોને અનાજ વગેરે ન મળે તેવી તજવીજ કરી અને તેનો દારૂગોળો સળગાવી મૂકયો. પણ દ્દિલીરખાને તે ફરી મેળવી ઘેરો ચાલુ રાખ્યો. મુરાર પાસે એ વખતે બે હજાર ચૂંટી કહાડેલા માણસો હતા અને છુપા રસ્તેથી ખોરાકની સામગ્રી તેને મળ્યા કરતી. એ કિલ્લાના ઉપરનો કોટ અને નીચેનો કોટ એવા બે ભાગ હતા. તેમા દારૂગોળાની ઘણી ઉત્તમ સામગ્રી શિવાજીએ ભરી રાખેલી હતી. મોગલોએ બળ વાપરી નીચેનો કોટ કબજે કર્યો એટલે માવળાએ ઉપરના કોટમાં આવ્યા અને મોગલ લશ્કરે લડ-વાનું પડતું મૂકી લૂટ કરવા માંડી. માવળાઓએ આ અવ્યવસ્થા જોતાં ઉપરથી તોપનો મારો એટલા જોરથી કર્યો કે કેટલુંક લશ્કર ન્હાસી ગયું અને કેટલુંક ખૂણે ખાચરે લપાઇ ગયું. મુરાર તે પછી કિલ્લા બહાર આવી મોગલોને હાંકી કહાડતો આગળ ધસ્યો અને ઠેઠ દ્દિલીરખાનના તંબુ સુધી આવી પહોંચ્યો. તેનું આવું પરાક્રમ જોઈ મોગલો પણ આશ્ચર્ય પામ્યા. ખાનને એટલી રીસ ચઢી કે તેણે લશ્કર એકઠું કરી તેના ઉપર હલ્લો કર્યો અને બંને વચ્ચે આકરી લડાઈ થઇ. મુરારનાં ઘણાં માણસો જખમી થયાં અને મરણ પણ પામ્યા. મુરારની ઢાલ તૂટી પડી એટલે તેણે હાથ ઉપર શેલું વીંટી ઘા ઝીલવા માંડયા. આ ઝપાઝપીમા ખાનને પણ મુરારનો એક ઘા વાગ્યો. આ રીતે મારામારી ચાલતી હતી તેવામાં ખાનનું એક બાણ એકાએક મુરારને વાગ્યું અને તેનું માથું ઉડી પડયું. એ શૂરવીર પુરુષ એ રીતે ગતપ્રાણ થઇ પડયો. કહેવાય છે કે તેનું માથું પડયા પછી તેના એકલા ધડે ત્રણસો માણસોને મારી નાખ્યા.

૧. શિવાજીનો એ એક નામાંકિત સરદાર હતો. સ્વામીની નોકરી બજાવતાં તેનો પ્રાણ ગયો અને તેની કીર્તિ અજરામર થઈ. તેનું

શબ માણસોએ રાયગઢ ઉપર શિવાજી પાસે મોકલ્યું. શિવાજીને તે જોઈ અત્યંત દુઃખ થયું. એ પ્રમાણે મુરાર મરાયો, પણ ઉપરનો કોટ મોગલોના હાથમાં આવ્યો નહીં. મરાઠાઓએ વિશેષ બંદોબસ્ત કરી મોગલોને ઉપર આવવા દીધા નહીં. અને ઉપરથી તોપનો મારો પણ તેમણે એટલો સખત ચલાવ્યો કે નીચેનો કોટ પણ તેમને છોડી દેવો પડ્યો. પુરંદરની ઇશાનમાં વજ્રગઢ (રુદ્રમાળ) કરીને એક ન્હાનો કિલ્લો હતો. તે બાબાજી અને યશવંતરાવ નામના બે પ્રભુ ભાઇઓના તાબામાં હતો. પણ તેની પાસે માણસો પુરતાં નહોતાં. દિલીરખાને તેને ઘેરો ઘાલ્યો એટલે તે ઉપરનાં થોડા માણસોએ જો કે ઘણા જોરથી પુષ્કળ વખત સુધી ટકાવ કર્યો, છતાં એ બંને પ્રભુ ભાઇઓ મરાયા અને એ કિલ્લો મોગલોના હાથમાં ગયો. દિલીરખાને તે કિલ્લા ઉપરથી પુરંદર ઉપર મારો ચલાવવા પ્રયત્ન કર્યો. પણ ચોમાસું આવી જવાથી અને તોપખાનું સારું ન હોવાથી ઉપરના કોટ ઉપર મારો થઇ શક્યો નહીં. ઉપરના કોટ ઉપરના માણસો પણ હવે કાયર થઈ ગયા હતા અને કિલ્લો સોંપી દેવાના હતા તેવામાં લડાઇની મનાઇ આવી એટલે સૌ અટક્યા.

દિલીરખાનને લાગ્યું કે શિવાજી શરણ આવશે અને પુરંદરનો કિલ્લો હાથમાં લેવાની આ ગંધિ ફોકટ જશે. એટલે તેણે શિવાજીને જણાવ્યું કે, "તહ કરવાની તમારી ઇચ્છા છે, પણ લડાઈ કરના પહેલાં તહ માગો છો એ આશ્ચર્ય છે. આવી માગણી સ્વીકારવી એ અમારા જેવા બાદશાહી અધિકારીને શોભતું નથી. તમારા આ પહાડી પ્રદેશમાં શિકાર અને ખેલ કરવા અમે આટલે દૂર આવ્યા છીએ. અમારી એટલી તો ખાસ ઇચ્છા છે કે તમે જાતે એક વખત લડાઇમાં ઉતરો. અમે પરોણા થઈ તમારા પ્રદેશમાં આવ્યા છતાં તમે અમારી ખબર લેવા પણ નથી આવતા અને દૂર દૂર રહો છો એ યોગ્ય નથી. તમારા એ મજબુત કિલ્લાઓ, ગગનચુંબિત પર્વતો અને પાતાળ સુધી પહોંચનારી ખીણો પ્રત્યક્ષ જોવાની અમારી ઇચ્છા છે.

છના તમે તો કયાય દેખાતા નથી અને તહની માગણી કરો છો' આવો વિચાર તમે પહેલા કર્યો હોત તો ઠીક થાત"

**૫. જયસિગ સાથે શિવાજીની મુલાકાત**—સમુદ્ર માર્ગે પરત આવતાની સાથે શિવાજીને મોગલોની આ બધી ધમાલના સમાચાર મળ્યા જયસિંગની બરાબર તૈયારી જોઇને હવે શો રસ્તો લેવો તે માટે તેણે પોતાના સરદારો જોડે વાટાઘાટ કરતા શરણે જવુ એવી સૌની સલાહ મળી જયસિંગનો પણ અંદરખાને એવો ઇરાદો હતો અને તેનો ધસારો પણ એવો હતો કે બીજા કોઇ માર્ગનો અવકાશ રહ્યો નહોતો જયસિગ કરતા પણ દિલીરખાન વધારે મમતી હતો એટલે બીજો ઉપાય હતો પણ નહીં. વિજાપુરની મદદ લેવાને પણ સવડ નહોતી, નહીંતર તેની મદદ લઇને પણ તેણે મોગલોને થકવ્યા હોત સિવાય ચોમાસું પણ નજીક આવ્યુ હતુ વરસાદ શરૂ થયો હોત, તો મોગલો નબળા પડયા હોત પણ તે જાણીને જ દિલીરખાને પુરંદરનો ઘેરો સજ્જડ કર્યો હતો મુરાર બાજી અને નાણમો માવળાઓ તે કિ ના ખાતે મરાયાની પણ બાતમી મળી. અને હજી ઘણા મોટા લડવૈયાઓ કુટુંબ સાથે એ કિલ્લા ઉપર હતા એ કિલ્લો મોગલોના હાથમા જાય, તો એ કુટુંબોની શી દશા થાય તેનો પણ વિચાર શિવાજીને આવ્યો એ બધું ધ્યાનમા લઇ ભવિષ્યનો માર્ગ તેણે વહી કહાડયો. આજ સુધીમા આપત્તિના વખતે તેણે જે જે ઉપાયો લીધેલા, તેનાથી આ વખતે આ જૂદો જ માર્ગ હતો તેણે નકી કર્યું કે જયસિગની મુલાકાત લઇ તેની સલાહ લેવી દેવીની પણ આજ્ઞા થઇ કે ' એ હિંદુ રાજાનો પરાભવ તારાથી થશે નહીં. તેની સાથે તુ તહ કર." એ મુલાકાત લેવામા તેનો હેતુ એવો હતો કે જયસિગ જેવા વીરને પોતાના પક્ષમા લેવો અને ધારેલુ કામ ધીમે ધીમે પાર પાડવુ. એટલે બીકથી નહીં પણ 'સામોપચારથી પ્રથમ કામ સાધવું' એ સિદ્ધાન્ત પ્રમાણે તેણે આ નિર્ણય કર્યો રઘુનાથ પંડિતને તેણે 'પોતે મુલાકાતે

આવે છે' એવું કહેવરાવી જયસિંગ પાસે મોકલ્યો. જયસિંગ સંસ્કૃતનો જ્ઞાતા હતો એટલે આ પંડિતને શિવાજીએ પસંદ કર્યો. જયસિંગે તેને જણાવ્યું કે, "શિવાજીને જો ખરેખર શરણે આવવાની અને બાદશાહની આજ્ઞામાં વર્તવાની ઇચ્છા હોય, તો હથિયાર મૂકી દઇને તે અમારે સ્વાધીન થાય." શિવાજીએ નાઇલાજે તે કબુલ રાખ્યું અને થોડાં માણસો સાથે લઇ તે જયસિંગની મુલાકાતે ગયો. જગન્નાથ પંત તથા ત્ર્યંબક વ્યંકટેશ એ બે કારકુનો તે વખતે સાથે હતા.

આ બાજુ શિવાજી શરણે આવે તે પહેલાં પુરંદરનો કિલ્લો એકદમ લઇ લેવાને અને મરાઠાઓને બને તેટલા હેરાન કરવાને જયસિંગે દિલીરખાન તથા કીરતસિંગને જણાવ્યું. મતલબ કે શિવાજી પાસેથી બને તેટલો વધારે લાભ લેવાય. જયસિંગના ફરમાન પ્રમાણે એ લોકોએ જબરો હલ્લો કરી ૬૦ માણસોને માર્યાં અને પુષ્કળને જખમી કર્યાં. આ મારામારી ચાલુ હતી તે વખતે જ શિવાજી મુલાકાતે આવે છે એવા ખબર આવ્યા અને સેક્રેટરી ઉદયસિંગને મોકલી લાગલું જ જયસિંગે કહેવરાવ્યું કે, "શરણે આવીને અમારી આજ્ઞામાં રહેવા ઇચ્છા હોય અને કિલ્લાઓ અમને સોંપી દેવાના હોય, તોજ મુલાકાતે આવો, એટલે અપરાધ ક્ષમા કરી જીવતદાન આપવામાં આવશે. નહીંતર અહીં આવશો જ નહીં. તમારો મુલક અને કિલ્લા લેવાને હવે વધારે વાર નથી." શિવાજીએ જવાબ મોકલ્યો કે, "હું જાતે જ મુલાકાતે આવું છું. અને બાદશાહને શરણે રહી તમે ઠરાવો તે પ્રમાણે કરવા તૈયાર છું." આ જવાબ પછી એક કલાકે શિવાજી આવી પહોંચ્યો. રાજા જયસિંગ ચાર ડગલાં આગળ આવી તેને મળ્યો. આસપાસ હથિયારબંધ રજપુત સિપાઇઓ દગો ન થાય તેટલા માટે રાખ્યા ઉભા હતા. પણ શિવાજી કેવળ નિઃશસ્ત્ર હતો. તેની સાથે મોટા મોટા સરદારો અને વઝીરો ઉંચા પોશાક અને કિંમતી દાગીના પહેરેલા હાજર હતા. જયસિંગે

શિવાજીને માન આપી ગાદીએ બેસાર્યો. અને તેના જોડા હાથમાં લઈ સરદાર આનંદરાવ તેની પાસે ઊભો રહ્યો. શિવાજીના આવા એકનિષ્ઠ અને વિશ્વાસુ સરદારને જોઇને સૌને આશ્ચર્ય લાગ્યુ. પછી શિવાજી અને જયસિંગ વચ્ચે પુષ્કળ વાટાઘાટ થઇ.

શિવાજીએ ધીમેથી અને નમ્રપણે જણાવ્યુ કે, "બાદશાહ સાથે વિરોધ કરવામા મેં ભૂલ કરી. જો મારો અપરાધ ક્ષમા કરશો તો પુરંદર તથા બીજા કિલ્લાઓ હું તમને સોંપી દઇશ, અને તમને મદદ કરીશ." જયસિંગે તેને સોગન પૂર્વક અભયવચન આપ્યુ કે, "તમારા જીવનુ જોખમ નહીં જ થાય." તરત જ બે સરદારો અને શિવાજીનો એક માણસ મોકલી દિલીરખાનને જણાવ્યુ કે, "લડાઈ તહકુબ રાખો, અને કિલ્લા ઉપરનાં શિવાજીનાં માણસોને જવા દો." શિવાજીના માણસે કિલ્લા ઉપરનાં માણસને જણાવ્યુ કે કિલ્લો ખાલી કરી દો. તેમણે તેમ કરવા એક રાતની મુદત માગી. પણ દિલીરખાનને ગમ્યુ નહીં. શિવાજી બારોબાર જયસિંગને મળ્યો, અને કિલ્લો જીતવાની અણીને વખતે છોડી દેવો પડ્યો, એ તેને ખરાબ લાગ્યું. તેણે લડાઈ ચાલુ રાખી-પણ જયસિંગે યુક્તિથી તેને શાંત કર્યો. શિવાજીને તેણે ઘણા માનથી પોતાને ત્યા રાખ્યો, જમાડ્યો અને સુવાડ્યો, અને બીજે દિવસે રામસિંગ સાથે દિલીરખાન પાસે મોકલાવ્યો. દિલીરખાનની સાથે શિવાજી એટલો નમ્રતાથી વર્ત્યો કે ખાને તેને બે ઘોડા, તલવાર અને રત્નજડિત ખંજર બક્ષિશ આપ્યાં. પછી દિલીરખાન જાતે શિવાજીની સાથે આવ્યો અને પોતે જ તેનો હાથ જયસિંગના હાથ સાથે મેળવ્યો. જયસિંગે પણ તેને પોશાક, ઘોડા, હાથી, તલવાર વગેરે બક્ષિસ આપ્યા. શિવાજીએ તે તલવાર લટકાવી જણાવ્યું કે, "બાદશાહની નોકરી હુ વફાદારીથી કરીશ."

બીજે દિવસે ચાર હજારનું લશ્કર તથા ત્રણ હજાર બૈરાં છોકરાં વગેરે મળીને સાત હજાર માણસો પુરંદરનો કિલ્લો છોડીને ગયો

અને મોગલોએ તે કિલ્લો તાબામા લીધો. તે જ પ્રમાણે બીજા પણ પાચ કિલ્લા તાબે લેવા માણસો મોકલ્યા પછી ઘણીજ વાટાઘાટ ચાલી નીચે પ્રમાણે તહ ઠર્યો -(૧) શિવાજીએ ૨૩ કિલ્લા તથા તેને લગતો ૪૦ લાખનો મુલક મોગલોને આપવો અને ૧૨ કિલ્લા તથા ૪ લાખનો મુલક પોતાની પાસે રાખવો. (૨) શભાજીને જયસિગના હાથ નીચે નોકરીમા મોકલવો અને (૩) જરૂર પડે ત્યારે જાતે શિવાજીએ નોકરીમા હાજર થવુ

આ પ્રમાણે તહ કરતા પહેલા જ જયસિંગે બાદશાહને શિવાજી શરણે આવ્યાના ખબર મોકલાવ્યા હતા અને તેને આપવાનો પોશાક તથા માફીનો હુકમ મગાવ્યો હતો જયસિંગના ફરમાન પ્રમાણે શિવાજીએ છ માઇલ સુધી સામે જઈ તે પોશાક ધારણ કર્યો. તહ નક્કી થયા પછી તેણે બાદશાહને લખ્યુ, કે " હુ તમારો અપ-રાધી છુ અને શરણે આવી જીવિત તથા મિલ્કતના રક્ષણની ઇચ્છા રાખુ છુ. હવે પછીથી તમારી નોકરી વફાદારીથી કરીશ અને તમારો હુકમ પાળવામા ભૂષણ માનીશ બખેડાઓ કરી મારૂ સર્વસ્વ બગાડવાનો પ્રયત્ન કદી કરીશ નહીં. રાજા જયસિંગે વિગતવાર હકીકત આપને જણાવેલી છે. મારા બધા અપરાધોની ક્ષમા કરી મને જીવતદાન આપો, એટલીજ આ દાસની આપના ચરણ પાસે માગણી છે." માફીપત્ર મળ્યા પછી તેણે બાદશાહને લખ્યુ કે, " બાદશાહી સિક્કા તથા પજાવાળુ આપનુ મહેરબાનીથી ભરેલું માફીપત્ર મળતા આનદ થયો મને જાણે જીવતદાન મળ્યુ બાદશાહી પોશાક ધારણ કરવામા મને ભૂષણ લાગે છે. આ પાપી દાસના અપરાધો ક્ષમાને પાત્ર ન છતા આપે કેવળ ઉદારતાથી કૃપા કરી તે આપને છાજે છે હુ હવેથી આપના હુકમો પાળવાને સર્વદા તત્પર રહીશ. રાજા જય-સિંગની રજા લઈ હુ હવે ઘેર જાઉં છું અને તૈયારી કરી વિજાપુર ઉપર ચડવા માટે આવુ છું એ ચડાઇમા વિશેષ પરાક્રમ દર્શાવી પાછલું કલંક ધોઈ નાખવા ઇચ્છુ છુ. આપના અનેક ઉપકારોનો તેથી-કંઇક પણ બદલો વળશે."

ઠરાવેલો તહ બાદશાહે મંજુર રાખ્યો. તેના ખબર આપતાં દિલીરખાને શિવાજીને જણાવ્યું, કે " તમને જણાવતા આનંદ થાય છે કે બાદશાહે તમારી માગણી સ્વીકારી છે. ઉપરાત તમારા પુત્રને ૭ હજારની મનસબ, બે લાખ રૂપિયા બક્ષિસ અને નિશાન તથા નોબત રાખવાની પરવાનગી આપી છે. સબબ શંભાજીને તાબડ-તોબ આ તરફ મોકલી આપશો."

રાજા જયસિંગની સાથે મનુચી કરીને એક ફિરંગી તોપખાના-ના કામ માટે હતો. તેની પણ મુલાકાત શિવાજીએ લીધેલી. તેણે તે વખતની હકીકત આ પ્રમાણે લખી રાખી છે: "જયસિંગે શિવાજીના પ્રધાનોને પણ બક્ષિશો આપીને પોતાના માટે શિવાજીના મનમાં સારો વિચાર બંધાવ્યો. તેણે શિવાજીને જણાવેલું કે 'તમે મારા શબ્દો પર ભરોંસો રાખીને નિઃશંકપણે વર્તશો, તો બાદશાહ તમારા મનોરથ પૂર્ણ કરશે.' તે પ્રમાણે શિવાજી તેના પર પૂર્ણ ભરોંસો રાખી તેની મુલાકાતે આવ્યો. એ આવ્યો ત્યારે આખી છાવણી સાશંક નજરે જોઇ રહી હતી. સૌને લાગતું હતું કે હમણાં કંઈ ગોટાળો થશે. પણ સાથે વિશેષ માણસો નહીં હોવાથી સૌ શાંત થયા. જયસિંગની પાસે જ શિવાજીનો તંબુ હતો અને ગમે ત્યારે ગમે ત્યાં જવાની તેને છૂટ હતી. એક દિવસ મનૂચી અને જયસિંગ પત્તાં રમતા હતા. તેવામાં શિવાજી અંદર આવ્યો એટલે માન આપી તેને બેસાર્યો. શિવાજીએ મનૂચી તરફ આંગળી કરી પૂછ્યું, 'આ કોણ છે?' જયસિંગે જવાબ આપ્યો કે, "એ ફિરંગીનો રાજા છે." પછીથી એ બંને ઘણીવાર મળેલા, અને યૂરોપના લોકો તથા રાજા સંબંધી ઘણી હકીકત મનૂચીએ તેને કહેલી.

આ એકંદર હકીકત જયસિંગે બાદશાહને જે રીતે જણાવેલી, તે જો કે એકતરફી છે, તો પણ મહત્ત્વની છે. તેણે જણાવેલું કે, "અમારૂં લશ્કર પુના આવી પહોંચતા જ શિવાજીનાં માણસો અમારા તરફ આવવા લાગ્યાં: પણ અમે તે તરફ લક્ષ જ આપ્યું

નહીં. હું જાણતો હતો કે તેનો સારી રીતે પરાભવ કર્યા સિવાય તેનાં વચનો ઉપર વિશ્વાસ રાખવો યોગ્ય નથી. પછી કરમાજી નામનો એક તેનો માણસ હિંદીમાં લખેલો પત્ર લઇને આવ્યો અને ઘણીજ આજીજી કરવા લાગ્યો કે મહેરબાની કરીને એક વખત પત્રનો મજકુર વાંચીને ઉત્તર આપો. ત્યારે મેં તે પત્ર વાંચ્યો. તેમાં જણાવ્યું હતું કે, 'હું બાદશાહનો નોકર છું અને ન્હાનો છું તોપણ ઘણો ફાયદો કરી આપીશ. કોકણના આ ભાગમાં લડવા કરતાં વિજાપુર સાથે લડવામાં વિશેષ લાભ થશે.' મેં તેનો જવાબ આપ્યો કે 'બાદશાહી લશ્કર આકાશના તારાઓની પેઠે અમાપ છે. તમારો પરાભવ કરવા અમે આવ્યા છીએ. તમારો પહાડી પ્રદેશ અમને વિકટ લાગે છે એમ માનશો નહીં. અમારા ઘોડાઓના પગ નીચે ગમે તેવો વિકટ પ્રદેશ પણ ધૂળ મળી જશે. તમારે જો જીવ બચાવવો હોય, તો બાદશાહની ગુલામગિરી સ્વીકારી શરણે આવો. એ ગુલામગિરી કરવામાં અમારા જેવાને તો ભૂષણ લાગે છે. હવે તમે તમારા કિલ્લાઓની અને ડુંગરોની આશા છોડી દો. એમ નહીં કરશો, તો તમારે હાથે તમે તમારી ખરાબી વહોરી લેશો.' શિવાજીએ તે સંબંધી પછી ઘણા પત્રો લખ્યા અને આપણા લશ્કરે તેનો મુલક લેવાનો સપાટો ચલાવ્યો.' એટલે તેણે જણાવ્યું કે 'એક બે કિલ્લા આપું અને ખંડણી આપું.' પણ મેં તો ફરી ફરીને તેનો તેજ જવાબ આપ્યો. પછી આપણા લશ્કરે પુરંદરની નજીકનો રુદ્રમાળ કિલ્લો લીધો અને બીજા પ્રાંતો લેવા પણ લશ્કરો ગયાં તથા કેટલાક લશ્કરે તો ફરતાં જ રહી તેના આખા પ્રદેશમાં અશાંતિ કરી મૂકી. લશ્કરે આ પ્રમાણે ઘણી સારી કામગિરી બજાવી. હું પોતે પણ દરેક ઠેકાણે જઈ વ્યવસ્થા જોતો હતો. આ રીતે આપણી કુશળતા જોઇ શિવાજી ખુલ્લી રીતે બોલવા લાગ્યો કે, 'હવે મોગલ લશ્કર આગળ ટકાવ થતો નથી.' આ બાજુ પુરંદરનો ઘેરો ઘણા જોરથી ચાલુ હતો. પાંચ બુરજ અને એક કોટ લેવાયા હતા. વળી શિવાજીનો મુલક

પણ ઘણો ખરો ઉજડ થયો હતો, અને તેના લશ્કરના ઘણા માણસો-ને મેં લાલચ આપી ફોડયા હતાં તથા આપણામા ભેળવ્યા હતાં. જાવળીના ખેલોજી ભોસલેને મોટી યુક્તિ કરીને ફોડેલો છે અને તે પાચસો માણસો સાથે આપણને આવી મળવાનો છે. એટલે શિવાજી-ને માટે બેજ માર્ગ બાકી હતા. એક બાદશાહને શરણે આવવું અને બીજો વિજાપુરને મળવુ. આ બે પૈકી પહેલો માર્ગ જ તેના લાભનો હતો.

"છુપા જાસુસોથી મને એવી ચોક્કસ બાતમી મળી કે આદિલ-શાહ ઉપરથી આપણી સાથે સારૂ રાખી અંદરથી શિવાજીને મદદ કરે છે. તેથી બાદશાહી લશ્કર જોકે એ બંનેને પહોચવાને સમર્થ છે, તો પણ શિવાજીને વિજાપુર જવા દેવાની મેં તક આપી નહીં. એટલામાં શિવાજી તરફથી રઘુનાથ પંડિત મારી પાસે ખાનગી વાત કરવા આવ્યો, અને આકરા સોગન ખાઇ તેણે શિવાજીના ખરાપણા માટે ખાત્રી આપી. મેં તેને જણાવ્યું કે, "બાદશાહની મને પરવાનગી નથી, એટલે તહની વાતચીત હું કરી શકીશ નહીં. છતાં શિવાજી નિઃશસ્ત્ર થઇ અપરાધની ક્ષમા માગવા આવશે, તો ઇશ્વિરસ્વરૂપ બાદશાહની દયા કદાચ મળશે." રઘુનાથ પંડિત એ સદેશોનો જવાબ લઇને આવ્યો કે, 'શિવાજીનો પુત્ર શંભાજી એ પ્રમાણે કરવા આવશે.' મેં તેનો જવાબ આપ્યો કે, 'શંભાજીથી નહી ચાલે.' ત્યારે શિવાજીએ જણાવ્યું કે, 'મારી જીંદગીનું જોખમ ન થાય એવી ખાત્રી બાદશાહના તરફથી નહીં તો તમારા તરફથી પણ મળે, તો હું તમારા શબ્દ ઉપર ભરોસો રાખી તમારી મુલાકાતે આવું.' મેં એવું વચન આપ્યું અને જણાવ્યું કે, 'બાદશાહનો હુકમ પાળશો, તો જ અપરાધની ક્ષમા મળશે. જો એ કબુલ નહીં થાય, તો માત્ર તમને સુરક્ષિતપણે પરત જવા દઇશું.'

"ઠરાવ પ્રમાણે શિવાજી મુલાકાત લેવા આવ્યો. તેની સાથે ફક્ત છ બ્રાહ્મણો હતા. રસ્તામાં મેં તેને જણાવ્યું કે, 'બધા કિલ્લાઓ

સોંપી દેવા હોય તોજ આવો અને નહીતર અહીંથી પાછા જાઓ.' તેનો તેણે જવાબ મોકલાવ્યો કે, 'હું બાદશાહની નોકરી માટે આવું છું અને મારા ઘણા કિલ્લાઓ સોંપી દેવાનો છું.' આ રીતે તે મુલાકાતે આવ્યો. એજ વખતે પુરંદરનો અંદરનો કોટ દિલીરખાન અને કીરતસિંગે કબજે લીધો હતો અને ત્યાંની હાથોહાથની લડાઈ મારા તંબુમાથી દેખાતી હતી. શિવાજીએ પણ તે જોઇ પુરંદરનો કિલ્લો સોંપી દેવાનું કબુલ કર્યું. મેં તે ઉપરથી જણાવ્યું કે, 'એ કિલ્લો તો અમે લઈજ લીધો છે. હમણાં તેની અંદરના માણસોની કતલ થશે. બાદશાહને ભેટ ધરવાને વાસ્તે તમારી પાસે હજી બીજા ઘણા કિલ્લા છે.' શિવાજીએ તેના જવાબમા જણાવ્યુ કે, 'માણસોની કતલ નહીં ચલાવશો. હું એ હમણાં જ ખાલી કરાવી દઉં છું.' એથી તે પ્રમાણે બંદોબસ્ત કર્યો અને કિલ્લો કબજે લીધો તે આપને જણાવેલું છે. શિવાજીને મારા દિવાનખાનામા મેં રાખ્યો અને પુષ્કળ વાટાઘાટ ચાલી. પ્રશ્નોત્તરો, વિનંતિઓ, આજીજીઓ વગેરે ઘણું થયુ. મેં સાફ જણાવ્યુ કે, એક પણ કિલ્લો છોડવાને હુ તૈયાર નથી. પછી છેવટ આ પ્રમાણે ઠર્યું.–ચાળીશ લાખ હોન ઉત્પન્નના નાના મોટા ૨૩ કિલ્લા બાદશાહને આપવા અને ૨ જગડ વગેરે ૧૨ કિલ્લા શિવાજીએ રાખી રાજનિષ્ઠાથી બાદશાહની નોકરી કરવી." શિવાજીએ વિશેષમાં જણાવ્યું કે "આજ સુધી હું બાદશાહ સાથે અન્યાયથી વર્ત્યો છું એટલે મારૂં મોઢું હું તેને બતાવવા ઇચ્છતો નથી. પણ મારા પુત્ર શંભાજીને તેની નોકરીમા સોંપુ છું. અને હુ અપરાધી છતાં હવે પછી બાદશાહ તરફ બેઈમાન થઇશ નહીં. દક્ષિણમા મને જે કામ સોંપવામા આવશે, તે હુ કરીશ."

"આ તહ આપની મંજુરી મળ્યા બાદ ઠરાવવાનો હતો. પણ તેટલો અવકાશ રહ્યો નહીં, અને શિવાજી એટલો બધો વખત અહીં રહેવા ખુશી ન હોતો. તેને સોગન ઉપર અભયવચન આપ્યા પછી જો હું અહીં વધારે રોકું, તો મારા વચન ઉપરથી અહીંના બધા

માણસોનો ભરોસો ઊઠી જાય અને શિવાજી પણ અહીં મુલાકાત લેવા આવતી વખતે કદાચ પોતાના જીવનું જોખમ થાય એમ માનીને પોતાની સિકતની મનળી વ્યવસ્થા ગોઠવીને આવ્યો હતો તથા ભવિષ્યમા કેમ વર્તવુ તેનો પણ તેણે બદોબસ્ત કર્યો હતો એવી બાતમી મને પાકે પાયે મળી હતી એટલે શિવાજીને માત્ર રોકી રાખવાથી કંઈ લાભ ન હોતો

"આ રીતે મે લાંબો વિચાર કરી શિવાજીને જવા દીધો અને કિલ્લાઓ કબજે સોપવા તાકીદ કરી તે પ્રમાણે તેણે રોહિડા લોહગડ, ઇસાગડ, તુંગ, નિકોના, અને કોંડાણા કિલ્લાઓ સોંપી દીધા છે, અને બાકીના સોંપવા શંભાજીને માગ માણસ સાથે મોકલ્યો છે શંભાજી તે પ્રમાણે વખતસર આવી ગયો છે એટલે તે કિલ્લાઓ પણ કબજે આવશે તાબે થયેલા ૭ કિ નાઓની કુંચીઓ આપના તરફ મોકલેલી છે અને બાકીની હવે પછી મોકલીશ

"હજી શિવાજી પાસે ૧૨ કિલ્લા રહ્યા છે પણ જ્યારે બધા કિલ્લા તેની પાસે હતા, ત્યારે આપણે તેને શરણે આવવાની ફરજ પાડી, તો આપણા કરાર પ્રમાણે એ જો નહીં વર્તે, તો તેનો નાશ કરતા કેટલી વાર ? આપણો ઘેરો તેના ઉપર કાયમ છે શંભાજીને આપણે મનસબદારી આપી છે, તે બીજા તેવા સરદારોને આપેલી મનસબદારીથી વિશેષ નથી મારા ધારવા પ્રમાણે તે માટેની જાગીર તેને ઔરંગાબાદના ભાગમાથી આપવી કે ધારીએ ત્યારે ખાલસા કરી શકાય હવે વિજાપુરનો કેટલોક ભાગ શિવાજી પાસે રહ્યો પણ વિજાપુર સાથે લડવાનો આ યોગ્ય વખત છે શિવાજી એ બાબત મા મદદ કરવા તૈયાર છે. એટલે તે હાલ જ કરી લેવુ એવો મારો મત છે આ સંબંધી આપનો અભિપ્રાય બીજા કોઇને ન જણાવતા તાબડતોબ મને જણાવશો તેજ પ્રમાણે શિવાજીની માગણી સંબંધે પણ આપનો વિચાર ખુલાસાથી જણાવશો ખુદ શિવાજીના ઉપર આપનુ જે ફરમાન થાય તેમા આપ જણાવશો કે મારો કરેલો

ઠરાવ કબુલ છે, અને બધા કિલ્લાઓ કબજે આવી જતાં બીજું ફરમાન મોકલવામાં આવશે."

મરાઠી બખરોમાં આ સંબંધે જે હકીકત આપેલી છે તે કંઇક આથી જુદી પડે છે. તેમાં જણાવેલું છે કે મોગલ લશ્કરની દુર્દશા થવા માંડવાથી જયસિંગે તહ કર્યો. મરાઠાઓ અચાનક આવી છાપા મારતા, રસ્તાઓ તથા નાકાંઓ બંધ કરી છુપાઈ રહેતા અને જંગલમાં આગ લગાડી પીછો પકડતા. આ રીતે લશ્કરને હેરાન હેરાન કરવાથી અસંખ્ય માણસો તથા જાનવરો મરાયાં. તેથી તહ કરવામાં જયસિંગે ઘણું ડહાપણ વાપર્યું. રઘુનાથ પંડિતને તેણે કહેલું કે, "ઔરંગજેબ બળવાન્ પૃથ્વીપતિ છે. તેની જોડે મિત્રતા કરો. શત્રુતા રાખવાથી સારૂં પરિણામ નહીં આવે. અમે હિંદુ રજપૂત છીએ અને તમે પણ ઉદેપુરના મોટા કુળના વંશજ છો. તમે હિંદુ ધર્મ સ્થાપન કરો છો, તો અમને તે પસંદ છે. તમે બાદશાહને શરણે આવશો તો તમને માફી અપાવી કેટલોક મુલક જાગીર તરીકે અપાવીશું, એ બદલ રજપુતોની આણ લઇ હું તમને ખાત્રી આપું છું." આ પ્રમાણે કહી દિલીરખાનની સલાહ લઇ તેણે શિવાજીને મુલાકાત માટે બોલાવેલો. તે પ્રમાણે શિવાજી સફેદ પોશાક પહેરીને આવ્યો અને રાજા જયસિંગ તેને પ્રેમપૂર્વક મળ્યો; તથા માનસહિત તેને પાસે બેસાર્યો. શિવાજીએ પણ એ વૃદ્ધ પુરૂષનું ઘણું માન સાચવ્યું. જયસિંગને તેણે કહ્યું: "તમને જે કિલ્લા જોઇએ તે સોંપવા અને તે પર તમારૂં નિશાન ચઢાવવા હું તૈયાર છું. પણ હું હિંદુ છું, રજપુત છું, અને આપ પણ હિંદુ છો, રજપુત છો. વળી આ રાજ્ય મૂળ હિંદુનું છે. આપ જેવા વિદ્વાન્ અને હિંદુધર્મનું રક્ષણ કરનારા રાજા આગળ હું એક વાર નહીં પણ દશ વાર માથું નમાવવા તૈયાર છું; પણ મારા ધર્મની અને દેશની માનહાનિ થાય એવું હું કદી કરીશ નહીં." આ રીતે શિવાજીએ જયસિંગનું ધર્માભિમાન જાગૃત કર્યું. એથી શિવાજીની વિશેષતા તેના જાણવામાં આવી, પણ

દિલીરખાનની સલાહ લીધા સિવાય તહ કરવામાં આવે, તો હિંદુએ હિંદુ મળી ગયા એવું તે બાદશાહને ભરાવશે એમ માની તેણે શિવાજીને દિલીરખાન પાસે મોકલ્યો. મુખ્ય અધિકારી જો કે જયસિંગ હતો. છતાં તેના પર દાબ રાખવા બાદશાહે દિલીરખાનને તેની જોડે મોકલ્યો હતો. પુરંદર કબજે લીધા પહેલાં શિવાજી આવ્યો એ દિલીરખાનને ન ગમ્યું, પણ 'જોઇએ તે કિલ્લા સ્વાધીન કરી આપવા શિવાજી તૈયાર છે' એમ કહેતાં તે શાંત થયો અને બોલ્યો કે, 'જયસિંગ વડિલ છે. તે કરશે તે મને કબુલ છે.' પછી વાટાઘાટ થઈ જયસિંગ સાથે તહની શરતો કરી અને તે શિવાજીની અરજ સાથે બાદશાહ તરફ મોકલતાં તેણે તે કાયમ રાખી.

બાદશાહે મંજુર રાખેલી શરતોમાં ઘાટ ઉપરના વિજાપુરના મુલકમાંથી ચોથાઇ તથા સરદેશમુખી શિવાજીએ પદરના ખર્ચે વસુલ કરવા ઠર્યું હતું અને તે બદલ એક કરોડ ચાળીશ લાખ હોનનો નજરાણો દરસાલ ૧૧ લાખના હપ્તાથી આપવાનો હતો.

આ તહની કલમો બંનેના લાભની હતી. તેમાં પણ ઉપર જણાવેલી, છેવટની કલમ મંજુર થવાથી શિવાજીને વિજાપુરના મુલક ઉપર જોઇએ તેવો હાથ મારવાની સવડ થઈ. જયસિંગે કપટ રાખીને શિવાજીને હિંદુ તરીકે અનુકૂળતા કરી આપી એવો આરોપ પાછળથી દિલીરખાન વગેરેએ આ કારણે મૂકેલો. વિજાપુર સાથેની લડાઈમાં જોઇએ તેટલો યશ મળ્યો નહીં ત્યારે બાદશાહે પણ તેને ઠપકો આપેલો. અને શિવાજી પણ કેદમાંથી છૂટી ફરી મોગલો જોડે લડવા લાગ્યો ત્યારે બાદશાહે જરૂર માન્યું કે જયસિંગ અને તેનો પુત્ર શિવાજીને છુપી રીતે મદદ કરે છે. વૃદ્ધાવસ્થામાં આવો આરોપ જયસિંગને અસહ્ય હતો. જે બાદશાહની બાર વર્ષની ઉમરથી સતત પંચાસ વર્ષ સુધી તેણે એકનિષ્ઠાથી સેવા કરી, તે છેવટે આવું અપમાન કરે અને આવો સંશય લાવે, તે બદલ તેને બહુ જ ખરાબ લાગ્યું અને તે પછી તે દક્ષિણમાં જ

મરણ પામ્યો. શિવાજીના સંબંધમાં તેણે જરા પણ કપટ કરેલું જણાતું નથી. ત્રણ મહિનામાં તેણે શિવાજીને શરણે આવવાની ફરજ પાડી, એટલી જ હકીકત તેની રાજ્યનિષ્ઠા માટે બસ છે. શિવાજીને જીતવો અશક્ય હતું. મોટા મોટાઓનો તેણે ગર્વ ગાળ્યો હતો; અને અનેક આફતો વચ્ચે તેણે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. તે હજી પણ બે ચાર મહિના ખેંચી શકત અને ચોમાસામાં મોગલોને હેરાન કરી શકત. વિજાપુરની મદદ પણ તે મેળવી શકત. કેમકે શિવાજી મરણ પામ્યા પછી અને શંભાજીનો વધ થયા પછી ખુદ બાદશાહને પણ મરાઠાઓ પાસે હારવું પડ્યું હતું. અર્થાત્ જયસિંગની જગાએ બીજો કોઇ હોત અને તે જે કરી શકત, તેના કરતાં તેણે ઘણું કામ કર્યું હતું અને તે બદલ તેને શાબાશી જ મળવી ઘટતી હતી.

શિવાજીની દૃષ્ટિથી આ હકીકતનો હવે આપણે વિચાર કરીએ. તેનો હંમેશનો ક્રમ એવો હતો કે શત્રુને ગમે તે ઉપાયથી હરાવવો. આ ક્રમ તેણે આ વખતે ફેરવ્યો. મોગલોની બીકથી આ ફેરફાર કર્યો એમ માનવાનું કારણ નથી. પણ તે બહુ જ સમયસૂચક હતો. અને મનુષ્યની ખાસ પરીક્ષા કરી જાણતો.

જયસિંગને મળી તેની સલાહ લઈ પોતાનો હેતુ તેને સમજાવવો, અને બાદશાહનો હેતુ તેની પાસેથી સમજી લઈ તેને અનુસરીને ભવિષ્યનો ક્રમ ઘડવો એવો તેનો ઇરાદો હતો. અફઝુલખાન સાથે જૂદી રીતે કામ લીધું અને જયસિંગ સાથે જૂદી રીતે કામ લીધું. ગમે તેમ તો પણ જયસિંગ હિંદુ હતો, ક્ષત્રિય હતો, રજપુત હતો. તેની પાસે નિઃશસ્ત્ર જતાં તેને બીક લાગી નહીં. અફઝુલખાનની અને જયસિંગની મુલાકાત વચ્ચે મોટો ભેદ છે. રઘુનાથ પંડિતે અગાઉથી મળી જયસિંગના મનમાં શિવાજીને માટે ભાવ ઉત્પન્ન કરેલો, અને શિવાજી પણ બે દિવસ જયસિંગને ઘેર જ રહ્યો. ખાવું પીવું, સૂવું બેસવું, બધું તેની સાથે જ હતું. એટલે તેને હકીકત સમજાવવાને પુરતો અવકાશ મળ્યો. કેટલીક વ્યક્તિઓ એવી

હોય છે કે તેની મુલાકાત થતા તેની છાપ જ પડી જાય છે. શિવાજી પણ એવી વ્યક્તિ હતી. ગમે તેવા માણસ ઉપર પણ તેની છાપ પડતી. કમનસીબે ઔરંગઝેબની સાથે તેને એવો પ્રસંગ ન પડયો, નહીંતર તેને પણ તેણે મેળવી લીધો હોત. થોડીક વાતચીત થતા જ શિવાજીના શુદ્ધ હેતુ માટે અને રાષ્ટ્રપ્રેમ માટે જયસિંગની ખાત્રી થઇ, અને તેને બાદશાહ સાથે મેળવી બંનેનું હિત સાધવાનો માર્ગ તેણે બતાવ્યો. બાદશાહ તેનો યોગ્ય સત્કાર કરે અને તે મોગલ રાજ્યનો એક મજબુત સ્તંભ બને એવી તેની ઇચ્છા હતી. અને તેથી જ બાદશાહની મુલાકાત ખાલી વિવેકને ખાતર નહીં, પણ આ અંદરનો હેતુ પાર પાડવા તેણે ગોઠવી. બાદશાહને તેણે લખેલી હકીકતમાથી પણ આ વિચાર જણાઈ આવે છે કે બંને પક્ષનો તેણે ઘટિત વિચાર કરેલો છે. શિવાજી બીઇને શરણે આવેલો નથી, એ તેણે સ્પષ્ટ જણાવ્યું હતું. અને પોતાના જીવને કદી જોખમ થાય તો રાજ્યની વ્યવસ્થા કેમ કરવી તેની પણ તેણે ગોઠવણ કરી મૂકી હતી, તે પણ જણાવ્યું હતું. પણ, પછીથી બાદશાહના અવિશ્વાસી સ્વભાવથી એ બધો ઘાટ બગડયો. તેનો દોષ જયસિંગ ઉપર આવી શકે નહીં. જયસિંગની ધારણા પ્રમાણે જો થયુ હોત, તો શિવાજી પણ બીજા રજપુત રાજાઓની પેઠે જ એક માડલિક રાજા બન્યો હોત. શિવાજીએ પણ પોતાનો કરાર બરાબર પાળ્યો હતો. પાછળથી તે બાદશાહ સામે ઉઠયો, પણ તેની જવાબદારી જયસિંગ ઉપર આવી શકે નહીં.

જયસિંગ અને બાદશાહ વચ્ચે ચાલેલા પત્રવ્યવહારની જેટલી વિગતો મળી છે, તેટલી વિગત શિવાજીની બાદશાહ સાથેની મુલાકાત સંબંધી હજી બહાર આવેલી નથી. તેથી તે શા હેતુથી ગયો, ત્યા અણબનાવ કેવી રીતે થયો અને તેમાથી તે કેવી રીતે છૂટયો એ બાબત હજી પણ તર્કવિતર્ક ચાલ્યા કરે છે. તહ થયાં તે વખતે બાદશાહનો પત્ર શિવાજીને આવેલો કે, “ તમારો ઘણો નમ્રતાભર્યો પત્ર, જયસિંગ સાથેની મુલાકાત તથા કરેલાં કામો માટે મારી

માગવા સંબંધી આવ્યો, તે વાચી હકીકત જાણી. તમે પશ્ચાત્તાપ બતાવી ૨૩ કિલ્લાઓ અમને સ્વાધીન કરો છો અને ૧૨ કિલ્લા તથા કેટલોક મુલક તમારી પાસે રાખવા બાદશાહી ફરમાન માગો છો અને ચાળીશ લાખ હોન પેશકશી બદલ આપવા જણાવો છો. તે સંબંધમા જણાવવાનું કે તમારાં કૃત્યો માફી આપવા લાયક નથી, છતા રાજા જયસિંગની ભલામણ પરથી તે બધું દરગુજર કરી માગવા પ્રમાણે કિલ્લા તથા મુલક આપવાનું ઠરાવવામાં આવે છે. તમે તમારા લશ્કર સાથે આવી રાજા જયસિંગને બનતી મદદ કરશો અને પેશકશી ભરશો, એટલે આ માગણી કાયમ રાખવામા આવશે. હાલ તમારા પુત્ર શંભાજીને પાંચ હજારની મનસબદારી આપવામા આવે છે અને તમારા માટે પોશાક સાથે આ ફરમાન બાદશાહી પંજાવાળું મોકલવામાં આવે છે. તમે આ બધુ લક્ષમાં રાખી સરકારની નાની મોટી તમામ નોકરી કરશો, તો તમને પણ લાભ થશે."

આ રીતે શિવાજીને મળેલા બાર કિલ્લાઓ નીચે પ્રમાણે.—

| | | | |
|---|---|---|---|
| રાજગડ | તોરણા | લિંગણગડ | મહાડગડ |
| ઘોસાળા | અસવારી | મોરપ | કુંભારી |
| રાયરી | પાળ | તળેગડ | ઉદયદુર્ગ |

મોગલોને શિવાજીએ જે કિલ્લાઓ આપી દીધા, તે બધાના રક્ષણ માટે જોઈતાં માણસો તેમની પાસે નહોતા. સિંહગઢ, પુરંદર અને લોહગઢ ઉપર માત્ર તેણે મજબુત બંદોબસ્ત કર્યો. બીજા કેટલાક ઉપર તેમણે થોડો ઘણો બંદોબસ્ત ગોઠવ્યો, અને કેટલાકના દરવાજા વગેરે બાળી નાખી કોટ પાડી નાખ્યા, અને બધા ઉપર પોતાનાં નિશાન ચડાવ્યાં. બાદશાહ તરફથી શિવાજીને એવો પણ સંદેશો આવ્યો કે "તમે દિલ્લી મુકામે રૂબરૂ આવો એટલે બાકીનો ખુલાસો કરી આપીશું. મનમાં કોઇ જાતનો વહેમ ન રાખતાં તમે બેફીકર આવો અને નિખાલસપણે મળો." આ રીતે આ તહનો અમલ થયો. શિવાજીને પણ પ્રસ્તુત સંકટ ટળ્યું અને બાદ-

શાહને પણ થોડે ખર્ચે અને થોડે ત્રાસે શિવાજી તાબામાં આવ્યો તે ઠીક લાગ્યું. પછી તેને વિજાપુર જીતવાને નિરાંત મળી. શિવાજીને માત્ર જંજીરા મળ્યું નહીં તે ખોટું થયું. પણ તેને ચોથાઇ તથા સરદેશમુખીનો હક, પર રાજ્ય ઉપર પણ, બાદશાહે આપ્યો, તે તેને ઘણું જ લાભકારક અને બાદશાહીને હાનિકારક થયું. આ હકના પરિણામે પછીના મરાઠાઓએ દિગ્વિજય કર્યો. જંજીરા હાથમા આવ્યું હોત, તો રાષ્ટ્રને ઘણો લાભ થયો હોત, અને સમુદ્ર ઉપર પણ મરાઠાઓની સત્તા થઇ હોત.

૬. આગ્રાનું પ્રયાણ અને કેદ (૧૬૬૬).–શિવાજીની વફાદારી જોવાનો પ્રસંગ એકદમ આવ્યો. જયસિંગે કિલ્લાઓનો બંદોબસ્ત કરી તરત જ પોતાનો મોરચો વિજાપુર તરફ વાળ્યો અને શિવાજીને મદદે બોલાવ્યો. શિવાજી ઘણા આનંદથી નેતાજી-પાલકરને સાથે લઇ મોટા લશ્કર સાથે આવ્યો અને પુષ્કળ કિલ્લા તથા મુલક હસ્તગત કરી આપ્યા. એ પ્રદેશની તેને સારી માહિતી હોવાથી જયસિંગને તે બહુ ઉપયોગી થયો. ફલટણનો તાથવડા કિલ્લો વગેરે તેણે લઇ આપ્યાં અને ત્યાં વિજાપુરના લશ્કરનો તેને ભેટો થયો. તેવામાં ઔરંગઝેબનો પત્ર આવ્યો કે, "તમે બાદશાહી લશ્કરમાં આવ્યા છો અને કિલ્લાઓ લેવામા બનતી મહેનત કરો છો તે માટે રાજા જયસિંગના લખવા પ્રમાણે તમને શાબાશી ઘટે છે અને તમારા માટે આ સાથે ઉત્તમ પોશાક, તથા જડાવ કટાર મોકલેલ છે. એજ રીતે વિશેષ કોશિશ કરશો, તો હજી પણ વિશેષ લાભ થશે" વિજાપુર તરફથી ભાઈ વ્યંકોજી લડવા આવ્યો હતો, પણ બે ભાઇઓ સામસામા આવે, તે પહેલા બાદશાહી ફરમાન શિવાજીને દિલ્હી બોલાવવા માટે આવ્યું, તેથી તેને એકદમ જવું પડ્યું. શિવાજીએ કરેલી મદદ બદલ જયસિંગે બાદશાહ તરફ તેની બહુ પ્રશંસા લખી હતી, તેથી બાદશાહે તેને તાકીદે દિલ્લી બોલાવ્યો.

દિલ્લી જવામાં ઘણું જોખમ છે એ તે જાણતો હતો. ઔરંગઝેબને તે સારી પેઠે ઓળખતો હતો. અને પોતાના જીવનું જોખમ થતાં જ આજસુધીનો બધો પ્રયત્ન નિષ્ફળ થવાનો હતો, એ પણ તેને વિદિત હતું. જયસિંગની તેટલા માટે તેણે સલાહ લીધી તો તેણે જવાથી ઘણા લાભ છે એમ સમજાવી તેની જીંદગી માટે હામી આપી અને તેના દીકરા રામસિંગને બધી હકીકત ખુલાસાવાર લખી શિવાજીનો બચાવ કરવા હુશિયાર રહેવા જણાવ્યું. એ રીતે કરવાથી શિવાજી રાજગઢ આવ્યો, અને ત્યાં બધાંની સલાહ લઈ યોગ્ય વાટાઘાટ કરી દેવીની આજ્ઞા મેળવી દિલ્લી જવાનો તેણે નિશ્ચય કર્યો. આ વખતે શિવાજીએ પોતાની ગેરહાજરી વખતે કેવી રીતે બંદોબસ્ત રાખવો તે માટે જે ગોઠવણ કરી આપી તે ઉપરથી તેની કુશળતા અને દીર્ઘદૃષ્ટિ જણાઈ આવે છે. બધા કિલ્લાઓ તે જાતે જઈને તપાસી આવ્યો, અને દરેક ઠેકાણે બરાબર બંદોબસ્ત ગોઠવી સહુને સાવધ રહેવા તેણે જણાવ્યું. રાજગઢમાં બધો કારભાર કરવા માટે તેણે મંત્રીમંડળ નીમ્યું અને જિજાબાઈની સલાહ પ્રમાણે સૌએ વર્તવા ઠરાવ્યું. આ મંડળમાં મોરોપંત પિંગળે પેશવા, અનાજીદત્ત સુરનિસ, અને નીલો સોનદેવ મજમુદાર એ પ્રમુખ હતા. આ રીતે પોતાના જીવને જોખમ થાય તોપણ રાજ્યનું કામ બંધ ન પડે તેવી તજવીજ તેણે કરી. અને ગમે તેવો પ્રસંગ બને, તો પણ રાજારામને ગાદીએ બેસાડી જવાંમર્દીથી રાજ્ય ચલાવવું એમ તેણે સૌને સમજાવ્યું. સાથે શંભાજી, તાનાજી, બાલાજી, અને પ્રતાપરાવ વગેરે ભરોસાના તથા બહાદુર માણસો લઈ તે લશ્કર, સરંજામ તથા ખજીના વગેરે સાથે દિલ્લી જવા નીકળ્યો. ( માર્ચ ૧૬૬૬ ).

બાદશાહે પ્રવાસના ખર્ચ માટે એક લાખ રૂપિયા આપેલા હતા અને ઠેકાણે ઠેકાણે ખબર મોકલ્યા હતા કે શાહજાદાને જેટલું માન અપાય તેટલુંજ માન પ્રવાસમાં શિવાજીને મળે. ગાજીબેગ નામનો

એક સરદાર જયસિંગ તરફથી પણ સાથે નીકળ્યો હતો. ભરોંસાના પાંચસો સવાર તથા પાંચસો પાયદળ સાથે લઈ પ્રથમ શિવાજી ઔરંગાબાદ આવ્યો. ત્યા તેનો ભપકો જોવાને ત્યાના માણસો બહાર આવ્યાં. પણ ઔરંગાબાદનો અધિકારી સફશિકનખાન સામે આવ્યો નહીં. શિવાજીને તે ખરાબ લાગ્યું. તે આખું શહેર વીંધી ઠેઠ જયસિંગને મુકામે ગયો. ત્યા જયસિંગે તેને ઘણું માન આપ્યું, એટલે સફશિકન તથા બીજા અધિકારીઓ પછી મુલાકાતે આવ્યા. અને બીજે દિવસે શિવાજીએ જેની તેની વળતી મુલાકાત લીધી. બાદશાહના હુકમ પ્રમાણે ત્યા તેને બહુમાન, પોશાક અને નજરાણો મળ્યો. ઔરંગાબાદથી નીકળી તે આગ્રા પહોંચ્યો. જયસિંગના પુત્ર રામસિંગને તથા મુખલિસખાનને બાદશાહે તેની તહેનાતમા સોંપ્યા; અને તા. ૧૨ મી મે ના રોજ ગાદીએ બેસવાનો દિવસ હતો તે દિવસે દરબારમાં તેની મુલાકાત લેવા સ્વીકાર્યું. મુલાકાત કેમ લેવી તે સંબંધી વિચાર ચાલતા વિજાપુરના આદિલશાહ સાથે જેવી રીતે મુલાકાત થાય તેવી રીતે મુલાકાત લેવા ઠર્યું. શિવાજીની ધારણા હતી કે બરોબરીઆ તરીકે મુલાકાત થાય. પણ તે કોઇ રીતે શકય નથી એમ રામસિંગે સમજાવ્યું. શિવાજી તે પ્રમાણે દરબારમાં ગયો અને અત્યંત નમ્રતા તથા રાજનિષ્ઠા બતાવી તેણે બાદશાહી રિવાજ પ્રમાણે જમીનને હાથ લગાવી મુજરો વગેરે કર્યું. વળી પંદરસો મહોર નજરાણા તરીકે અને છ હજાર મહોર બહુમાન તરીકે ધરી. આ રીતે વિધિ થયા પછી બાદશાહે સિંહાસન નજીક ગલીચા ઉપર સરદાર મંડળની સાથે જસવંતસિંગની નીચે શિવાજીને ઉભા રહેવા કહ્યું. જયસિંગે બાદશાહને અનેક વાર લખેલું કે શિવાજીનું સન્માન કરી તેનો માનમરતબો બરાબર જાળવશો અને તેને કોઇ રીતે દુભવશો નહી. એ રીતે માન આપવા બાદશાહનો વિચાર હશે, પણ તે આ પ્રથમ મુલાકાતે કંઇ દેખાડ્યો નહીં. કેટલોક વખત ઉભા રહી શિવાજીએ રામસિંગને કહ્યું, “ આ

અપમાન કરવા મને બાદશાહે અહીં બોલાવેલો છે કે શું ?" શિવાજી શું કહે છે એમ બાદશાહે પૂછતાં રામસિંગે આ વાક્ય બાદશાહને સંભળાવ્યું. પણ તેને પોતાની પાસે લાવવાનું બાદશાહને ઇષ્ટ લાગ્યું નહીં અને દરબાર બંધ થતા રામસિંગને ઘેર શિવાજીને લઈ જવા કહ્યું.

આ મુલાકાત માટે મનુચી લખે છે કે, "શિવાજીને દરબારમા પહેલી જગા આપવા જયસિંગ અને બાદશાહ વચ્ચે સોગન પૂર્વક લેખી કરાર થયો હતો; છતાં બાદશાહે એ પાળ્યો નહીં, અને સોનેરી કઠેરાની અંદરના પહેલા વર્તુલની છેવટની જગા તેને આપી. શિવાજીને તેથી ગુસ્સો આવ્યો અને તે લાલ થઇને બોલ્યો: "કરાર તોડીને મારૂં આવું અપમાન કરો છો ? મારી યોગ્યતાનો તમારા દરબારમાં એક પણ ગૃહસ્થ નથી ?" આ રીતે કહી શિવાજી દરબાર છોડી બહાર ચાલ્યો આવ્યો."

આગ્રા શહેરની બહાર હાલના તાજમહેલ પાસે રામસિંગનો બાગ હતો. એ બાગમાં શિવાજીને રાખવા હુકમ થયો. રામસિંગ પછી વારંવાર બાદશાહને તેના ખબર પહોચાડતો અને શંભાજી તેની સાથે દરબારમાં જતો. શિવાજી ઉપર નજર રાખવા બાદશાહે રામસિંગને હુકમ આપ્યો હતો. બાદશાહને ગુસ્સો આવવાનું વાસ્તવિક શું કારણ હતું તે બરાબર સમજાયું નથી. પણ માનાપમાનના કારણે બંનેનાં મન બગડયાં એટલું તો ખરૂં જ.

શિવાજી કાંઈ પણ લબાડી કરશે એવો બાદશાહને વહેમ આવવાથી તેણે શહેર કોટવાળ પોલાદખાનને તાકીદ આપી કે તેના રહેવાના ભાગ ઉપર બંદુકવાળા સિપાઇઓનો પહેરો રાખવો અને તેને જવા દેવો નહીં. પોલાદખાને તેથી પાંચ હજાર સિપાઇઓનો પહેરો બેસાર્યો અને તે દરરોજ બાદશાહ પાસે આવીને શિવાજીના ખબર આપતો. પોલાદખાને જણાવેલું કે શિવાજી અને તેની સાથેના માણસો પૂછે છે કે અમે ગરીબોએ એવો શો અપરાધ કર્યો છે કે બાદશાહ અમારા ઉપર આટલા નિષ્ઠુર થયા છે ? બાદશાહે એ

સાંભળી લીધું પણ કાંઈ જવાબ આપ્યો નહીં. તેણે અમીનખાનને પૂછ્યું કે શિવાજીએ ઈમામવર્દીખાન પાસેથી કેટલા હાથી ખરીદ કર્યા છે તે તપાસ કરી કહો. અમીનખાને તપાસ કરી જણાવ્યું કે પંદર હજાર રૂપિયાના હાથી લીધા છે પણ રકમ હજી આપી નથી.

બાદશાહે જયસિંગને શિવાજીની હકીકત જણાવેલી, અને હવે શું કરવુ તે પણ પૂછેલુ. શિવાજી સાથેની તેની મુલાકાતમાં ખરેખરો પ્રકાર શો બન્યો તે સંબંધે જૂદા જૂદા લેખકોએ જૂદી જૂદી હકીકત લખી રાખી છે. પણ તેમા સત્ય કરતાં કલ્પનાનો અંશ વિશેષ જણાય છે. એટલું ખરૂં કે 'હું સ્વતંત્ર રાજા છું' એવું પોતાનું માન બને તે રીતે જાળવવાનો શિવાજીનો ઇરાદો હતો; અને તે માન બને તેટલું ઓછું આપવાનો ઔરંગઝેબનો ઇરાદો હતો. જયસિંગનો પ્રયત્ન એ બંનેનો મેળ કરવાનો હતો, પણ તે સફળ થયો નહીં. માનહાનિ કરીને એવો મેળ કરવાનો શિવાજીનો પણ વિચાર નહોતો જ. જયસિંગનો જવાબ આવ્યો, કે "શિવાજીને અભય વચન આપી હું જામીન થયો છું તો બાદશાહે તેને ક્ષમા કરવી એટલે મારા ઉપર મોટો ઉપકાર થશે. અને એમ થશે તો અહીંનો આપણો પ્રયત્ન પણ સફળ થશે. શિવાજી કાંઈ પણ ગેરવર્તન કરે તો તે માટે હું જવાબદાર છું."

શિવાજીએ જાણ્યું કે આપણા ઉપર સંકટ આવેલું છે. એટલે એ સંકટથી ન ગભરાતાં એણે સાહસ અને સમયસૂચકતા વાપરી તેમાથી છૂટવાની ચમત્કારિક યુક્તિ ખોળી કાઢી. બાદશાહની મુલાકાત તેને દરબારમાં ફક્ત પાંચ દશ મિનિટ થઈ એટલુંજ. તેની સાથે બોલવાનો પ્રસંગ તો તેને બિલકુલ આવ્યો જ નહીં. તેણે પ્રથમ પોતાની સાથેનાં બધાં માણસોને બાદશાહની પરવાનગી મેળવી રજા આપી દીધી. માત્ર થોડાં વિશ્વાસુ માણસો રાખ્યાં. સારી સારી વાતો કરી તથા લાલચો આપીને પહેરેગીરોને તેણે પોતાના કરી લીધા; અને મોટી મોટી પેટીઓ ભરી તે શહેરના અમીર ઉમરાવોને ભેટ તરીકે દરરોજ મીઠાઈ મોકલવા માંડી પહેરેગીરો શરૂઆતમાં એ

પેટીઓ તપાસતા, પણ પછીથી વિશ્વાસ પડી જતાં તેમણે તપાસવું છોડી દીધું. બાકી રાખેલાં ખાસ માણસો પણ કંઈ કંઇ નિમિત્ત દર્શાવી ચાલ્યાં ગયાં અને વેશ બદલી શહેરમાંજ રહ્યાં. આ રીતે ગોઠવણ થયા પછી શિવાજીએ માંદા પડવાનો ઢોંગ કર્યો અને છેવટે તા. ૨૯ ઑગસ્ટ સન ૧૬૬૬ ના રોજ સાંજે હિરોજી ફરઝંદને પોતાની પથારીમા સુવાડી શિવાજી તથા શંભાજી જૂદી જૂદી મીઠાઈની પેટીઓમાં બેસી છૂટી નીકળ્યા. બીજે દિવસે સવારે હિરોજી પણ દવા લેવાને બહાને નીકળી ગયો. બપોર પછી બાદશાહને ખબર મળ્યા કે શિવાજી છૂટી ગયો છે, એટલે તેણે સખ્તાઇથી તપાસ કરવાના હુકમો છોડ્યા.

ફ્રેંચ મુસાફર બર્નિયર આ સંબંધે લખે છે કે, "જયસિંગે શિવાજી સાથે સામોપાયથી કામ લીધું. બાદશાહ પણ તે રીતે કામ લે તેવા ઇરાદાથી તેણે શિવાજીના ગુણ ગણાવી તેની સાથે મિત્રતા કરવા આગ્રહ કર્યો. કેમકે શિવાજીને દુભવવાનો આ વખત નહોતો. પણ બાદશાહની મામી–શાહિસ્તખાનની સ્ત્રીએ પોતાના દીકરાનું વેર લેવા તેને ઉશ્કેર્યો; એટલે તેણે તેના પર પહેરો મૂક્યો. શિવાજી છૂટી જવાથી બાદશાહને જયસિંગ તથા રામસિંગ ઉપર વહેમ આવ્યો. પણ જનાનખાનાનાં બેરાંઓએ પણ તેને છોડી મૂકવા જણાવ્યું હતું."

શિવાજી છૂટી જવાના ખબર મળતા બાદશાહને બહુજ ક્રોધ આવ્યો. તેણે રામસિંગને નોકરી ઉપરથી દૂર કરી દરબારમાં આવવા મનાઇ કરી અને શિવાજીને પકડવા માટે બધા રાજ્યો ઉપર હુકમો મોકલ્યા. આ બાજુ શિવાજી અને શંભાજી ઘોડા ઉપર બેસી આગ્રાથી મથુરા ગયા. સીધો દક્ષિણનો માર્ગ લેવામાં તેને જોખમ હતું એટલે તેઓ વેશ બદલી પ્રયાગ, કાશી વગેરે સ્થળે યાત્રા કરતા ચાલ્યા. મથુરામાં મોરોપંત પેશવાના સાળા કૃષ્ણાજીપંત, કાશીપંત તથા વિસાજીપંત રહેતા હતા તેને ત્યાં શંભાજીને રાખી કૃષ્ણાજીપંતને

યાત્રાના માહિતગાર તરીકે પોતાની સાથે લીધા. દાઢી મૂછો કાઢી નાખી, શરીરે રાખ ચોળી સાધુઓની સાથે ભળીને ત્યાંથી કાશી ગયા. સાથે તેવાજ વેશવાળા ૪૦–૫૦ માણસો હતા. હાથમાં પોકળ લાકડીઓ રાખી હતી અને તેમાં હીરા માણેક તથા સોનાનાં નાણા ભરેલા હતાં. કેટલાક પૈસા પગરખાંમા તથા કપડાંમા પણ શીવી લીધા હતા. કાશી, પ્રયાગ, ગયા વગેરે સ્થળે જઇ શિવાજીએ યાત્રા કરી, અને કૃષ્ણાજીપંતને પરત મોકલ્યા. પ્રયાગમા ભોસલેના કુલગુરુ કવિ કુલેશ હતા તેણે શિવાજીને સારી મદદ આપી. આ કવિ કુલેશ પછીથી શંભાજીનો પ્રધાન થયેલો. તે ત્યાંથી જગન્નાથની યાત્રા કરી ભાગાનગર ઉપર થઇને વિજાપુરને રસ્તે શિવાજી રાયગઢ સુખરૂપ આવી પહોચ્યો. ( ડિસેમ્બર ૧૬૬૬ ). તે પછીથી ઘણે દિવસે શંભાજી આવ્યો. કૃષ્ણાજીપંત તેને ખાસ પહોંચાડવા આવ્યા. આપત્તિને વખતે તેણે ખરી સેવા બજાવી તેથી 'વિશ્વાસરાવ' એવો કિતાબ તેને આપ્યો .અને પોણો લાખ રૂપિયા બક્ષિસ આપ્યા. શિવાજીના છુટકારા માટે અને સુખરૂપ પરત પહોંચવા બદલ ઠેકાણે ઠેકાણે મોટા ઉત્સવો થયા તથા કિલ્લાઓ ઉપરથી તોપો છુટી. કેટલેક ઠેકાણે તો આખી રાત તોપો ફુટયા કરી. આ ખબર શિવાજીને મળતાં હવે પછી કયા કામ માટે તોપોના કેટલા અવાજ કરવા તેનો નિયમ તેણે બાંધી આપ્યો.' જે માણસો આફતના આ વખતમાં ઘણા ઉપયોગી થયા, તે બધાને' બક્ષિસો વગેરે આપી ખુશ કર્યા. નિરાજી રાવજી, બાલાજી આવજી, હિરોજી ફર્ઝંદે, અને ત્ર્યંબક સોનદેવે કરેલી અત્યંત ઉત્કૃષ્ટ કામગિરી માટે શિવાજીને ઘણું અભિમાન થયું. અને હિરોજી ફર્ઝંદને પાયગાની સરદારી તથા પાલખી અને અબદાગિરી આપી. એ ઉપરાંત બ્રાહ્મણોને અને ગરીબોને બહુ દાન આપ્યું. સઘળાં શહેરોમાં સાકર વહેંચવામા આવી અને ઇનામો તથા બક્ષિસો વહેંચવામાં આવ્યા. અર્થાત્ સંકટના મહત્ત્વના પ્રમાણમા આ છુટકારા માટે બધી જગાએ ઉત્સવો કરવામાં આવ્યા. એ રીતે શિવાજીના જીવ ઉપરનું એક

મોટું સંકટ ટળ્યું અને તેનીજ સાથે નવા ઉદ્ભવના મરાઠીરાજ્ય ઉપર દશ મહિના સુધી જે પ્રથમ આઘાત થયો તેનો પણ નિકાલ થયો. શિવાજીને લાગ્યું કે આખી જીંદગીમાં મેં કોઈ પણ ભૂલ કરી હોય તો બાદશાહને મળવા આગ્રા ગયો તે કરી છે. જો કે એ ભૂલમાંથી પણ કેટલુંક શીખવા જેવું મળ્યું. તેની ગેરહાજરીમાં માણસોએ સૌ સૌનાં કામ ઘણીજ દક્ષતાથી કર્યા. શિવાજીને ખાત્રી થઈ કે સઘળી વ્યવસ્થા બરાબર સચવાઈ છે. મોગલ લશ્કર નજીક છતાં અને કિલ્લાઓ તથા મુલક તેના તાબામાં હોવા છતાં કોઇએ પણ કંઈ રાજદ્રોહ કર્યો નહીં અને પોતપોતાનાં કામો દક્ષતાથી કર્યા. જાણે કાંઈ જ કમીજાસ્તી બન્યું નથી તે પ્રમાણે બધી વ્યવસ્થા સરળતાથી ચાલી. એટલે આ અનેક પ્રકારથી રાષ્ટ્રને નુકસાન ન થતાં લાભ થયો. શિવાજીની ગેરહાજરીમાં રાજ્ય ચલાવવાને લોકોમાં કેટલી શક્તિ આવી છે તેનું આથી માપ થયું. વળી વિશેષ લાભ એ થયો કે શિવાજીને મોગલ દરબારની માહિતી મળી. કેદમાં છતાં શિવાજી ત્યાં સ્વસ્થ બેસી રહેલો ન હોતો. તેણે ત્યાં રહીને મોગલ દરબાર, મુત્સદ્દી સરદાર, લશ્કર, રાજ્યવ્યવસ્થા, વગેરે સંબંધી ઘણી જાતની ઉપયુક્ત માહિતી બારિકાઇથી મેળવી કે જેનો ઉપયોગ તેને પછીથી ઘણો થયો. દિલ્હી દરબારનો જે વિલક્ષણ ભય બધાને લાગતો, તે તેના મનમાંથી અને લોકોના મનમાંથી પછી તદ્દન નીકળી ગયો. શિવાજીએ જોયું કે રાજ્યના આધારભૂત રજપુતો વિફરેલા છે અને બાદશાહની સત્તા ધીમે ધીમે કમી થતી જાય છે અને તે છેવટે ક્ષય પામશે જ. તેની દૂરદર્શી દૃષ્ટિને એ સહેજ સમજાયું.

શિવાજી છૂટી ગયો તેમાં જયસિંગનો અને ખાસ કરીને રામસિંગનો હાથ હશે એમ માની બાદશાહની તેમના પર ઇતરાજી થઈ. વળી વિજાપુરની લડાઈમાં જયસિંગને જોઇએ તેવી જીત મળી નહીં. સામે મોટી લડાઈ ન થવાથી વિજાપુરના લશ્કરે ઘણી હેરાન-

ગતિ કરી. ગોવળકોંડાની પણ તેને મદદ હતી. બાદશાહ પાસે વધારે લશ્કર માગ્યું પણ મળ્યું નહીં. એટલે જયસિંગ વિજાપુરનો ઘેરો ઉઠાવી ઔરંગાબાદ પરત આવ્યો. બાદશાહે તેની જગાએ જશવંતસિંગ તથા મોઆઝીમને મોકલ્યા. અને એ વૃદ્ધ રજપુત રાજા દિલ્હી પરત જતા રસ્તામા મરણ પામ્યો. (૧૬૬૭). મનુચી લખે છે કે, "ઔરંગઝેબના લખવા ઉપરથી જયસિંગ ઝેર ખાઇ મરણ પામ્યો. ઔરંગઝેબને એથી ટાઢક થઇ. આવો માથાભારે સરદાર તેને જોઇતોજ ન હોતો. ઘણીવાર તે જયસિંગના કબજામા એકલો સપડાયલો હતો, અને તે તેને સહજ મારી શકયો હોત, પણ તેણે તો ઉપકાર જ કર્યો. તેણે દિલ્હીનો બચાવ કર્યો, દારાના દીકરા સુલેમાનને તેણે પકડી આણ્યો, અને શિવાજીને પણ તેણે જ હાથમાં દીધો. આ ઉપકારોનો બદલો બાદશાહે આ પ્રમાણે વાળ્યો !"

રજપુત રાજાઓનું સ્વત્વ કેટલું નષ્ટ થયું હતું તે આ ઉપરથી સમજાય છે. અને શિવાજી જે સ્વરાજ્ય મેળવવા મથતો હતો તેની કિમ્મત પણ તે ઉપરથી આંકી શકાય છે. પછીથી દિલીરખાનની પણ બાદશાહે બદલી કરી. આ પ્રમાણે વારંવાર બદલીઓ કરવાથી તેનું ઘણું બગડ્યું. જશવંતસિંગને તો અગાઉથી જ શિવાજી જાણતો હતો. એ ઘણો ઉદાર, શૂરવીર અને હિંદુ ધર્મનો અભિમાની હતો અને તેને હાથે શિવાજીને અપાય થવા સંભવ નહોતો. વળી, તેના ઉપર પણ બાદશાહનો વિશેષ ભરોંસો નહોતો.

**૭. પુરંદરનો તહ મંજુર (૧૬૬૮)**—બાદશાહ શિવાજી ઉપર ઘણો ગુસ્સે થયો, પણ અફગાનો તથા રજપુતો સાથે લડાઈ ચાલુ થવાથી બાદશાહને સરદારો ઉપર જ આધાર રાખવો પડ્યો. શિવાજીને પણ બાદશાહની સ્થિતિનો જાતઅનુભવ થયો એટલે તેનો ઉપયોગ હવે તેણે કરવા માંડ્યો. બાદશાહી લશ્કરની જે પ્રથમ ભીતિ લાગતી, તે હવે લગભગ નષ્ટ થઇ ગઈ, અને ખુલ્લી રીતે રાજ્યનો વિસ્તાર તથા બંદોબસ્ત તેણે કરવા માડ્યો.

દિલ્લીથી પરત આવતાં તે કુતુબશાહને મળ્યો અને તેની મદદ લઇ વિજાપુરના તથા જયસિંગને સોંપી આપેલા ઘણા ખરા કિલ્લાઓ તેણે પરત લીધા. જશવંતસિંગને તેણે લખ્યું કે, "બાદશાહે મને કહાડી મૂક્યો, નહીતર બાદશાહની મેં કાંઇ પણ નોકરી બજાવી હોત. જીંદગીનું જોખમ જણાવાથી જ મારે ન્હાસી આવવું પડ્યું. રાજા જયસિંગ મારા મિત્ર હતા તે મરણ પામ્યા. હવે તમારી મધ્યસ્થતાથી જો બાદશાહ મારો ગુનો માફ કરે, તો હજી પણ હું શંભાજીને નોકરીમાં મોકલવા અને જાને કહો તે કામ કરવા તૈયાર છું." બાદશાહે આ માગણી મંજુર રાખી અને શંભાજીને પાંચ હજારની મનસબદારી તથા વરાડ પ્રાંત મળ્યો. પછી કેટલાક વખતે શંભાજી પરત આવ્યો અને પ્રતાપરાવ ગુજર એકલોજ ઔરંગાબાદ રહ્યો.

શિવાજીને કેદ કર્યાના ખબર મળતાં જ મોરોપંત પિંગળેએ મોગલો હસ્તક ગયેલા કિલ્લા પરત લેવા માંડેલા. તોડી પાડેલા કિલ્લા તેણે દુરસ્ત કરાવ્યા અને ઘણાખરા કબજે લઈ લીધા. શિવાજી છૂટી આવ્યા પછી કલ્યાણ પ્રાંત તથા પુનાની ઉત્તરના કિલ્લાઓ પણ લઈ લીધા. આ બધું પ્રત્યક્ષ લડાઇ ન કરતાં મળ્યું. જશવંતસિંગને તો તેણે દિલ્લીમાં જ સ્નેહી કર્યો હતો અને તે દ્રવ્યલોભી હતો એટલે વારંવાર તેને નજરાણા મોકલવામાં આવતા. બાદશાહ તરફ તેને સારો ભાવ નહોતોજ. શાહજાદો મોઆઝમ ઉદાર અને નિષ્કપટી હતો. તેના પર બાદશાહનો ભરોંસો નહોતો, પણ જશવંતસિંગ ઉપર દાબ રાખવા તેને તેની સાથે મોકલ્યો હતો. બાદશાહને બીજી બાજુ રોકાવાનું થતાં શાહજાદાને તેણે લખ્યું કે શિવાજી સાથે લડાઇનો પ્રસંગ ન લાવતાં સમજુતી કરી પુરંદરનો તહ કાયમ કરી લેવો. શિવાજીને પણ તે અનુકૂળ હતું. ખાસ લડાઇ કરવાનો તો તેનો કદાપિ આશય નહોતો. તેથી બંને સાથે સ્નેહ રાખી તહ કરવાનું તેણે પણ કબુલ કર્યું. બાલાજી આવજીને તેણે તેટલા માટે

ઔરંગાબાદ મોકલ્યો અને કેટલીક વાટાઘાટ ચાલતા પૂર્વનો પુરંદરનો તહ જ ઘણા ભાગે સર્વને સંમત થયો. શંભાજીને પાંચ હજારની મનસબદારી મળી અને તેના ખર્ચ માટે વરાડ પ્રાંતના બે પરગણા મળ્યા. શાહજાદાએ આ તહ મંજુર રાખવા બાદશાહને આગ્રહ પૂર્વક પત્ર લખ્યો અને તે બાદશાહે મંજુર રાખ્યો. શાહજાદાએ આ મંજુરીના ખબર આપતા શિવાજીને જણાવ્યું કે, "હુઝુરે તહ મંજુર રાખ્યો છે અને તમને 'રાજા' નો કિતાબ આપ્યો છે. આ રીતે તમારો સત્કાર કર્યો છે, તો હવે પછી વિશેષ કામ કરી બતાવશો. એટલે તમારા બધા મનોરથ સફળ થશે તમારા કામ માટે પણ મેં વિનતિ કરેલી છે અને તે પણ બની આવશે."

આ રીતે પુરંદરનો તહ મંજુર થતા (૧) શિવાજીને 'રાજા'નો કિતાબ મળ્યો, અર્થાત્ બાદશાહે તેણે સ્થાપેલા રાજ્યની સ્વતંત્રતા સ્વીકારી; અને (૨) પુરંદર તથા સિંહગઢ સિવાય પુના, ચાકણ અને સુપા એ જૂની જાગીરના પરગણા, અને જુન્નર તથા અહમદનગરના હક્કને બદલે વરાડપ્રાંતમા એક નવીન જાગીર એટલું શિવાજીને મળ્યુ. શિવાજી જ્યારે ખુલ્લી રીતે તાબે ન થયો, ત્યારે તેને અનુકૂળ થઇને પછી કોઇ પણ પ્રકારે તેને તાબામા લેવાનો આ રીતે બાદશાહે ઘાટ ઘડ્યો.

આ તહ થતા રાજ્યવ્યવસ્થામા કેટલાક મહત્ત્વના ફેરફાર થયા. મરેઠી રાજ્યની સ્વતંત્રતા માટે હવે કોઇને શંકા રહી નહીં. મોગલ સુબાઓ, જંજીરાના શીદી, વિજાપુર અને ગોવળકોંડાના સુલતાનો તથા તમામ લોકો શિવાજીને હવે 'રાજા' તરીકે માન આપવા લાગ્યા. મનસબદારી સંભાળવા ઔરંગાબાદમા એક કાયમની ફોજ તેણે રાખી અને શંભાજી સગીર હોવાથી કડતોજી ગુજરને 'પ્રતાપરાવ'નો કિતાબ આપી તે ફોજ ઉપર રાખ્યો. એ ફોજથી પોતાની સરહદનું રક્ષણ થતુ અને મોગલોની હીલચાલ જાણી શકાતી. શિવાજી

મોગલોનો માંડલિક થયો, પણ જોધપુર અને જયપુરના રાજા માંડલિક હતા તેનાથી તે જૂદા પ્રકારનો હતો. એ રાજાઓનું રાજ્ય બીજા માણસો ચલાવતા અને પોતે બાદશાહની નોકરીમાં હાજર રહેતા; ત્યારે શિવાજીએ પોતે નોકરી ન સ્વીકારતાં દીકરાને નામે મનસબદારી લીધી અને પોતે પોતાનું રાજ્ય સંભાળવા છૂટો રહ્યો.

વિજાપુર અને ગોવળકોંડાના રાજ્યો બનતી ઉતાવળે ખાલસા કરવા બાદશાહની ધારણા હતી. શિવાજીને પણ તેણે છૂટ આપેલી કે એ રાજ્યોપર સવારીઓ કરી તેને બને તેટલાં નિર્બળ કરવાં. તે પ્રમાણે તેણે તેના પર હલ્લા કરવા માંડ્યા. પણ એ રાજ્યોએ સમજી જઇને બાદશાહ જોડે તહ કર્યા. (૧૬૬૮). એ તહ વખતે શિવાજીએ શાહજાદા પાસેથી એવી કબુલત લીધી કે આ રાજ્યોનો ચોથાઈ અને સરદેશમુખીનો હક્ક તમારે વસુલ ન કરતાં મને વસુલ કરવા દેવો. આ શરત એ રાજ્યોને પરબારે હાથે નિર્બળ બનાવવાના ઇરાદાથી શાહજાદાએ મંજુર રાખી. લાગલીજ શિવાજીએ ચોથાઇ તથા સરદેશમુખી ઉઘરાવવા માંડી. વિજાપુરે ત્રણ લાખ અને ગોવળકોંડાએ પાંચ લાખની રકમ આપવા સ્વીકાર્યું. આ હક્ક માટે શિવાજીની બહુ વખતથી માગણી હતી. તે આ વખતે રીતસર મળ્યો અને પછીથી દરસાલ ખંડણી આવવા લાગી. આ રીતે ૧૬૬૮ ની સાલ એ શિવાજીની રાજ્યસ્થાપનાની સાલ ગણી શકાય. તેની જાગીર અને ઘણા ખરા કિલ્લાઓ તે સાલમા પરત મળ્યા, અને દક્ષિણનાં આ મુસલમાની રાજ્યો ઉપર તેનો કર ચાલુ થયો. ઔરંગજેબને આ પસંદ નહોતું. જશવંતસિંગ અને મોઆઝીમ આ રીતે શિવાજીને તાબામાં લેવાને બદલે ઉલટી મદદ કરતા હતા એ તેને ન ગમ્યું. એટલે બેજ વર્ષ આ વ્યવસ્થા ચાલી. પણ તેટલા વખતમા શિવાજીએ રાજ્યની વ્યવસ્થા બાંધી દીધી અને ખંડણી વસુલ કરવા શામજી નાઈકને વિજાપુરમાં તથા નિરાજીરાવને ગોવળકોંડામાં વકીલ તરીકે રાખ્યા.

**૮. ફરી યુદ્ધની શરૂઆત ( ૧૬૭૦-૭૨ ).**—શિવાજી છૂટી આવ્યા પછી તેની અને ઔરંગઝેબની વચ્ચે કેવા કેવા દાવપેચ રચાયા તે નીચેની તારિખવાર હકીકત ઉપરથી કેટલેક અંશે સમજી શકાશેઃ—

તા. ૨૨ એપ્રિલ ૧૬૬૭—શિવાજી તરફથી બાદશાહને પત્ર મળ્યો કે, " આ ગુલામ આપની નોકરી કરી આપનો હુકમ પાળવા ઘણો રાજી છે. બાદશાહી લશ્કર તેના ઉપર ચઢી આવે છે, પણ એ લશ્કરની સાથે ટક્કર લેવાનું સામર્થ્ય પૃથ્વી ઉપર કોનામાં છે? મારી વિનંતિ છે કે મારા પુત્ર શંભાજીને બાદશાહી લશ્કરમાં ૪ હજારની મનસબ મળે. મનસબ ન મળે તો પણ એ બાદશાહી લશ્કરમા નોકરી તો કરવાનો જ છે. મારી પાસે જે કિલ્લા હતા તે બધા મેં આપને સોંપી દીધા છે. અને જે કાંઈ મારી પાસે બાકી હશે તે તથા મારી આખી જીંદગી આપની સેવામાં અર્પણ છે."

તા. ૨૪ જાન્યુઆરી ૧૬૭૦—ખાનદેશના દિવાન અસરાફખાન તરફથી લખાઇ આવ્યું કે, " શિવાજીની ફોજ વરાડ પ્રાંત લૂટે છે, અને બાદશાહી મુલકમાંથી તેણે ૨૦ લાખની લૂટ કરી છે. ઔસાનો કિલ્લેદાર લખે છે કે 'શિવાજીનાં ૨૦ હજાર માણસો આવ્યાં છે. આખો પ્રાંત લૂટીને તેઓ વસુલાત લે છે. કિલ્લાથી બે ગાઉ તેઓ દૂર છે. કિલ્લાની દુરસ્તી હું કરાવું છું. મારી બધી જાગીર તેણે લૂટી લીધી છે. નિર્વાહનું પણ કાંઇ સાધન રાખ્યું નથી. મહેરબાની કરીને મને કંઈ પૈસા મોકલો.' બાદશાહ આ હકીકત વાંચી બોલ્યોઃ "આ રીતે ઘણા માણસો પૈસા માગતા આવે છે. હું કેટલાકનાં એવાં નુકસાન ભરી આપું ?"

તા. ૨૭ જાન્યુઆરી ૧૬૭૦—સુરતથી લખાઇ આવ્યું કે "સુરતમાંથી ૫૩ લાખ અને પાસેના એક ગામમાંથી ૧૩ લાખ મળી ૬૬ લાખનો અવેજ શિવાજી લૂટી ગયો છે."

તા. ૧ ફેબ્રુઆરી ૧૬૭૦—શેખ મુસેમાને બાદશાહને લખ્યું કે "રેમંડ નામનો ફિરંગી વેપારી માગે છે કે મને થોડી મદદ આપો તો હું ફિરંગીઓનો દરિયાઇ કાફલો તૈયાર કરી શિવાજીની ખબર લઉં.". બાદશાહે હુકમ કર્યો કે, એ માણસ કેવી લાયકીનો છે તે માટે સુરત લખીને પૂછાવો.

તા. ૧૨ એપ્રિલ ૧૬૭૦—પર્વતરાવે તૈયાર કરેલો શિવાજીના રાજ્યનો નકશો બાદશાહને બતાવવામાં આવ્યો.

તા. ૭ એપ્રિલ ૧૬૭૦—"શિવાજીએ ચાંદવડ લૂટ્યું અને ફોજદાર લુદીખાનનો પરાભવ કર્યો. આ હકીકત સાંભળી ફોજદાર ફત્તેજંગખાન ન્હાસી ગયો." આ પ્રમાણે ખબર આવતાં બાદશાહે હુકમ કર્યો કે એ ફોજદારનો 'જંગ' ખિતાબ ખેંચી લો.

તા. ૮ એપ્રિલ ૧૬૭૦—તપાસમાં એમ જણાઈ આવ્યું કે અફઝુલખાનનો માણસ શાહ હુલાલ જે હાલ બાદશાહી નોકરીમાં છે તે દરબારની બધી કાચી હકીકત વખતો વખત શિવાજીને જણાવે છે.

તા. ૮ મે ૧૬૭૦—અહમદનગર, જુન્નર અને પરિંડાનાં ૫૦ ગામો શિવાજીએ લૂટ્યાં એવી બાતમી મળી.

ઉત્તરોત્તર બાદશાહનો રોષ વધતો ચાલ્યો. અને તેણે શાહજાદાને સખત હુકમ મોકલ્યો કે શિવાજી સાથે એકદમ યુદ્ધ શરૂ કરી તેનો પરાભવ કરો. પ્રથમ તેણે શાહજાદાને પઢાવેલો કે તું બાપથી રિસાયો છે એમ બતાવી શિવાજીને યુક્તિથી કબજામાં લેજે. એ પ્રમાણે તેણે બે ત્રણ વર્ષ કર્યું અને દિલ્લી ઉપર બેઉએ ચઢી આવવાની પણ તૈયારી કરી. પરંતુ શિવાજી તેના પંજામાં સપડાયો નહીં. તેણે માત્ર પોતાનો દાવ બરાબર સાધી લીધો. એમ પણ તે વખતે લાગેલું કે શાહજાદો ખરેખર તેના બાપથી વિરુદ્ધ છે. કેમકે તે શિવાજીને અનુકૂળ હતો. બાદશાહનો સખતાઇનો હુકમ આવતાં તેણે દલેર ન કરતાં પ્રતાપરાવને ત્યાંથી લશ્કર લઇ ચાલી જવા જણાવ્યું.

પ્રમાણે પ્રતાપરાવ લશ્કર સાથે ચાલ્યો આવ્યો અને બંધ પડેલું યુદ્ધ ફરી શરૂ થયું.

૯. તાનાજી માલુસરે અને સિંહગઢ—ઔરંગઝેબનો યુદ્ધ કરવાનો ઈરાદો જણાતા શિવાજીએ એકદમ શરૂઆત કરી અને પોતાના બધા સરદારોને બોલાવી ઝપાટાથી કામ લેવા તાકીદ કરી. પુરંદર અને સિંહગઢ એ બે કિલ્લા મોગલો પાસે રહેલા હતા તે બેઉ લઇ લેવાનો શિવાજીએ વિચાર કર્યો. તાનાજી માલુસરે શિવાજી-નો બાલમિત્ર અને પરમવિશ્વાસુ હતો. તેણે પોતાના ભાઇ સૂર્યાજી તથા એક હજાર ચૂંટી કાઢેલા માણસને સાથે લઈ સિંહગઢ કબજે કરવાની હિમ્મત કરી. શિવાજીની પરવાનગી લઇ માઘ વદિ ૯ ની રાતે તે સિંહગઢ નીચે આવ્યો. એ કિલ્લાનો બંદોબસ્ત મોગલોએ સારો ગોઠવ્યો હતો, અને ઉદયભાન નામે શૂરો રાઠોડ રજપુત ત્યાનો ઉપરી હતો. થોડા માણસેથી આ કિલ્લો લેવા જવું એ ઘણુ મરદાનગીનું અને સાહસનું કામ હતુ. તાનાજીએ પાચસે પાચસે માણસની બે ટોળી કરી એકને પોતાની સાથે લઇ તે એક અપરિચિત વિકટ રસ્તે કિલ્લો ચડવા માંડયો અને બીજી ટોળી ભાઇ સૂર્યાજીને આપી પાછળથી મદદે આવવા જણાવ્યું. પ્રથમ એક હુશિયાર માવળો પાટલાઘોની મદદથી કોટ ઉપર ચડયો અને ત્યાંથી તેણે રાખેલાં દોરડાઓની મદદથી બીજા ત્રણસો માણસો ચૂપાચૂપ કોટમા ઉતર્યા. એટલામા સહેજ સળવળાટ લાગતાં કિલ્લા ઉપરના રજપુતો જાગી ઉઠયા અને એકદમ લડવા સજ્જ થઈ ગયા. બંને વચ્ચે ઘણુ જ જોસભેર લડાઇ ચાલી અને પચાસ માવળા તથા પાચસો રજપુતો માર્યા ગયા. તેવામા તાનાજી અને ઉદયભાન સામે સામે આવી ગયા અને હાથોહાથની લડાઇમાં એ બંને એકમેકને હાથે મરાયા. તાનાજી મરાયા જાણી માવળાઓ પાછા હટયા, પણ તેટલામાજ દૈવયોગે સૂર્યાજી તાજાં નવાં માણસો લઈ કિલ્લા ઉપર આવી પહોંચ્યો. તેણે શૌર્યયુક્ત વચનો કહી પાછા ફરતા માવળા-

ઓમાં આવેશ ઉત્પન્ન કર્યો અને એટલા જોસથી તેઓ તૂટી પડ્યા કે રજપુતોને લગભગ કાપી નાખ્યા. કેટલાક ન્હાસી છૂટ્યા, પણ તે કિલ્લા ઉપરથી કૂદી પડતાં મરણ પામ્યા. આ રીતે તાનાજી મરાયો પણ ગઢ કબજે થયો. સૂર્યાજીએ સંકેત પ્રમાણે એક ઝૂંપડીને આગ લગાવી કિલ્લો હાથ આવ્યાની હકીકત શિવાજીને રાજગઢ ઉપર જણાવી. શિવાજીને તેથી સંતોષ થયો, પણ પોતાનો સિંહ જેવો મિત્ર એ કિલ્લો લેતાં મરાયો એ તે જાણતો ન હોતો. બીજે દિવસે તેને તથા માતા જિજાબાઇને તાનાજીના પરાક્રમની અને મરણની ખબર મળી. 'ગઢ આવ્યો પણ સિંહ ગયો' એ માટે તેમને બહુજ લાગી આવ્યું.

તાનાજીનું આ પરાક્રમ ઇતિહાસમાં અત્યંત મહત્ત્વનું છે અને કોઈ નવલકથા કે કાવ્યને લાયક છે. સ્વામીની સેવામાં દેહ અર્પણ કરી પોતાની જીંદગીના ભોગે રાષ્ટ્રને મહાન્ બનાવનારા જે કોઇ કોઇ નરવીરો પૃથ્વીની પીઠ ઉપર ક્વચિત્ પાકે છે, તેવો નરવીર આ તાનાજી હતો. નેલ્સન, વુલ્ફ વગેરે અંગ્રેજ યોદ્ધાઓની પેઠે જ તાનાજીની ઉજ્જવલ કીર્તિ ઇતિહાસમાં ચિરકાળ ચળકવા લાયક છે. તેમાં પણ સિંહગઢ લેવા જતી વખતનો કેટલોક પ્રસંગ તો ઘણો જ હૃદયદ્રાવક છે. સિંહગઢ લેવા માટે જિજાબાઇનો અત્યંત આગ્રહ હતો, છતાં તેને માટે કોઇની હિમ્મત ચાલતી નહીં તેથી તેણે તાનાજીને ખાસ બોલાવી સૌ ના પાડતા હતા છતાં એ કામ તેને સોંપ્યું. શિવાજીને એ પસંદગી યોગ્ય લાગી. પણ નવમીને દિવસે તેણે ગઢ લીધો અને છઠ્ઠને દિવસે તેના દીકરા રાયાજીનાં લગ્ન હતાં. દેખત કાગળે આવવા તેને જણાવેલું, એટલે તે લગ્નની તૈયારી જેમની તેમ રહેવા દઈ દોડતો આવ્યો અને રાયાજીનો હાથ શિવાજીને સોંપી પોતે ગઢ કબજે લેવા ગયો. ઉદયભાન સાથે લડતાં તેની ઢાલ તૂટી, એટલે ડાબા હાથની ઢાલ કરી તે લડ્યો અને એ રીતે પ્રશંસનીય પરાક્રમ કરી પરલોક ગયો. સત્તરમા અને

અઢારમા શતકમા આવા ઘણા માણસો નીકળી આવ્યા તેથી જ મરાઠાનું માન આજ પણ દેશમા પ્રચલિત છે. તાંનાજીના આ પરાક્રમ માટે તુલસીદાસ શાહિરે એક ઉત્કૃષ્ટ કાવ્ય તેજ સમયે લખેલું પ્રસિદ્ધ છે. લોકોમા એથી જાગૃતિ આવી અને એવાં પરાક્રમો કરવાને પ્રેરણા થઇ. એમ કહેવાય છે કે એ ગઢનું નામ તે વખતથી સિંહગઢ પડ્યુ. તે ગઢની કિલ્લેદારી પછી સૂર્યાજીને આપી.

તે પછીથી એક મહિનામા પુરંદર પણ સૂર્યાજીએ લીધો. અને મોરોપંત પિંગળે અને આબાજી સોનદેવ કલ્યાણપ્રાંત તથા માહુલી કિલ્લો લેવા ગયા. સન ૧૬૭૦ માં મોગલાઇ મુલક લૂટવાનો અને કિલ્લાઓ પડાવી લેવાનો શિવાજીએ સપાટો ચલાવ્યો. સુરતથી પરત આવતાં તેણે મોરોપંતને માહુલી કિલ્લો લેવા મોકલ્યો. એ કિલ્લા ઉપર મનોહરદાસ કરીને રજપુત હતો. તેની પાસે વિશેષ માણસો નહતાં તો પણ તેણે કહેવરાવ્યું કે, 'અમે રજપુતો મરણથી બ્હીનારા નથી. પુષ્કળ લોકોની આહુતિ લીધા સિવાય કિલ્લો તમને આપીશું નહી.' છતાં તેના ઉપર ઘેરો ઘાલ્યો અને રાતે દોરડાંની મદદથી પાંચસો છસો માણસો કિલ્લા ઉપર ચઢયા. પણ મનોહરદાસે તે બધાની ખબર લઈ લીધી. એટલે ત્યાંથી ઘેરો ઉઠાવી કલ્યાણ આવ્યા. ત્યાંનો થાણદાર ઉઝબગખાન લડાઇમાં મરાયો. અને તેટલામાં મનોહરદાસ માહુલીનો કિલ્લો છોડીને ગયો અને તેની જગાએ અલવર્દી બેગ આવ્યો. એટલે તેના પર હલ્લો કરી તેને તથા તેના માણસોને માર્યા અને એ કિલ્લો હસ્તગત કર્યો. એજ પ્રમાણે કર્નાળા તથા લોહગઢ પણ જલદીથી લઇ લીધા અને કલ્યાણ પ્રાન્ત ઉપર શિવાજીની સત્તા થઇ.

**૧૦. સુરત ઉપર સવારી અને ચાંદવાડ તથા સાલ્હેરની લડાઈઓ**—સુરતનો સુબેદાર મરણ પામતાં ત્યાંનું લશ્કર ખેંચી લીધાની બાતમી આવવાથી શિવાજીએ પંદર હજાર માણસો લઇ તેના ઉપર હલ્લો કર્યો. આ વખતે તેની સાથે સઘળા મોટા સરદારો

હતા. તપાસ કરતાં જણાયું કે બંદોબસ્ત માટે હજારેક માણસ છે એટલે ત્રણ દિવસ સુધી નિરાંતે શહેર લૂટ્યું. એ વખતે અંગ્રેજ, ફ્રેન્ચ તથા ડચ લોકો સાથે પણ પ્રસંગ પડેલો, પણ તેની હકીકત અલાયદી આવશે. ત્રીજે દિવસે બાતમી આવી કે મોગલ લશ્કર ચઢી આવે છે. એટલે 'દરસાલ બારલાખ રૂપિયા ખંડણી તરીકે આપશો તો આ શહેરને હવે પછી લૂટીશું નહીં' એવું સૌને જાહેર કરી શિવાજી સુરત છોડી નીકળ્યો. તેનો વિચાર સાલ્હેર મુલ્હેર ઉપરથી ચાંદવાડ આવી ત્યાંથી કંચનઘાટને માર્ગે કોંકણમાં ઉતરવાનો હતો. પણ તે પ્રમાણે ચાલતાં ચાંદવડ નજીક મોગલ લશ્કરનો ભેટો થયો. તેથી સુરતથી આણેલી લૂટ રાયગઢ કેમ પહોંચાડવી તેનો વિચાર થઇ પડ્યો. પણ, આવેલી અડચણમાંથી છૂટવાની તેનામાં અપ્રતિમ ચતુરાઇ હતી. તેણે પોતાના લશ્કરના ચાર વિભાગ કર્યા. અને એ ઉપરાંત લૂટ લઇને જનારા માણસો જૂદા રાખ્યા. એ માણસોને સાચવીને અને શત્રુની દેખરેખ રાખીને બધા વિભાગે વર્તવું એમ તેણે ઠરાવ્યું; અને પોતે જાણે ઔરંગાબાદ જાય છે એવો દેખાવ કર્યો. એમાંના બે વિભાગે મોગલ લશ્કરની આગળ પાછળ રહીને તેને હેરાન કરવા માંડ્યું. આ વખતે મોગલ લશ્કરની સરદારી દાઉદખાન પાસે હતી અને તેના હાથ નીચે એખલાસખાન તથા બાકીખાન હતા. પ્રથમ ચાંદવડ નજીક એકલો બાકીખાન આગળ આવ્યો, પણ તે શિવાજીની સામે હાર ખાઈ ચાંદવડના કિલ્લામાં છુપાઇ ગયો. ત્યાથી શિવાજી ધીમે ધીમે આગળ વધ્યો. બીજે દિવસે એખલાસખાનનો ભેટો થયો. તેના પર પણ હલ્લો કરી મરાઠાઓએ તેને જખમી કર્યો. તે પછી રામમુકુંદ તથા ભવાન પુરોહિત નામે સરદારો અને દાઉદખાન પોતે લડવા આગળ આવ્યા. ખુદ શિવાજી અને દાઉદખાનની બે પહોર સુધી ખરેખરી લડાઇ ચાલી. તેમાં ત્રણ હજાર મોગલો અને કેટલાક મરાઠાઓ મરાયા. છેવટે દાઉદખાન લડાઇ છોડી ન્હાસી ગયો અને મોગલોના ચાર હજાર ઘોડા તથા કેટલાક

સરદારો મરાઠાઓના કબજામાં આવ્યા. પણ રિવાજ પ્રમાણે શિવાજીએ તેને તરતજ છોડી મૂકયા. આ પ્રમાણે વિજય કરી આગળ ચાલતા રાયબાગીણ નામની એક શૂરવીર સ્ત્રી લડવા આવી. માહુરના દેશમુખ ઉદયરામની એ બહેન હતી. ઉદયરામનો પુત્ર જગજીવન અને એ બાઇ લડવા આવતા તે હારી, અને દાનમાં તરણું લઇ શરણે આવી. તેને અડચણ ન કરતા શિવાજી ત્યાથી આગળ વધતા સુખરૂપ રાયગઢ પહોચ્યો. લૂટનો મેળ કરતા પાચ કરોડ હોનની એકંદર થઈ અને પાચ હજાર ઘોડા થયા. એ ઘોડાઓની એક અલગ પાયગા કરી અને એ ઘોડા ઉપર ચોકડીનાં નિશાનો કર્યાં.

મોગલો સાથેની લડાઇ હજી પણ જોરથી ચાલુ હતી. પ્રતાપરાવ ગુજર તથા મોરોપંત પિંગળે મોગલ પ્રદેશમાં ચોથાઈ તથા સરદેશમુખી ઉઘરાવવા લાગ્યા. પ્રતાપરાવ વરાડમાં ઠેઠ કારંજા સુધી ગયા. એ શહેર તે વખતે ઘણું જ ધનાઢય હતું. ત્યાંથી તેને પુષ્કળ દ્રવ્ય મળ્યું. મોરોપંત બાગલાણમાં પેઠા અને ત્યાં દાઉદખાન સાથે લડી ઔંઢા, પટ્ટા, સાલ્હેર મુલ્હેર, ત્ર્યંબકગઢ તથા રામનગર તેણે લીધા, અને પ્રતાપરાવે ખાનદેશમાં જઇ મોટાં મોટાં શહેરો લૂટયાં. આ રીતે મોગલ પ્રદેશમાંથી આ પહેલી વાર ચોથાઈ લીધી અને ગામે ગામના પટેલ તથા કુલકર્ણીઓ પાસેથી લખાવી લીધું કે, "વસુલનો ચોથો હિસ્સો શિવાજીને આપીશું." આ વસુલ લેવા માટે વળી પાવતીઓ આપવા માંડી અને એવી પાવતીઓ જે બતાવે તેને ઉપદ્રવ કરવો નહીં એવો બંદોબસ્ત કર્યો.

શિવાજીનાં આ કૃત્યો સાંભળી ઔરંગજેબને હવે શું કરવું તેની મુઝવણ થઇ પડી. જશવંતસિંગ તથા મોઆજીમ ઉપર તેનો ભરોસો ન હોવાથી તેના તરફ વિશેષ માણસો તે મોકલતો નહીં. મરાઠાઓએ માહુલી લીધા પછી મોઆજીમે જુન્નરમા વધારે માણસો રાખ્યા અને સુરતના બંદોબસ્ત માટે પાચ હજાર માણસો રાખ્યા. બાદશાહને તેથી વહેમ આવ્યો કે શાહજાદો શિવાજીની મદદથી

સ્વતંત્ર થવા માગે છે, અને શિવાજીને તે ગુપ્ત રીતે મળેલો છે. શાહજાદે તેને વારંવાર વિશેષ લશ્કર મોકલવા લખ્યું, તેમ તેમ તેને વિશેષ વહેમ આવ્યો અને લશ્કર તેણે મોકલ્યું જ નહીં. માત્ર શિવાજીને વિશેષ જોર ઉપર ન આવવા દેવા તેણે જશવંતસિંગને પરત બોલાવી મહોબતખાનને દક્ષિણમાં મોકલ્યો, અને તેના હાથમાં સઘળી સત્તા આપી. શાહજાદા પાસે માત્ર એક હજાર માણસ ઔરંગાબાદમાં રાખ્યાં. મહોબતખાનની નીચે વળી દિલીરખાનને પણ મોકલ્યો. આ વખતે ઔરંગઝેબને ઉત્તરની અવ્યવસ્થા માટે ચિંતા હતી. અફગાનિસ્તાનમાં ભારે તોફાન ચાલ્યું હતું અને તેની અસર અહીં પણ આવી હતી. વળી રજપુતો સાથે પણ ઝઘડો શરૂ થયો હતો. એટલે બાદશાહ દક્ષિણની આ ગરબડ તરફ લક્ષ આપી શક્યો નહીં, તેમ લશ્કર પણ મોકલી શક્યો નહીં. ઉત્તરમાં શાંતિ કરી દક્ષિણનાં તોફાનો મટાડવા જાતે આવવાનો તેનો વિચાર હતો.

મહોબતખાને આવતાંની સાથે કિલ્લાઓ પરત લેવાનો પ્રારંભ કર્યો અને લાગલાગ તેણે ઔંઢા તથા પટ્ટા એ બેઉ કિલ્લા જીતી લીધા. અને દિલીરખાને ચાકણ તથા સાલ્હેરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. સાલ્હેરની મદદે પ્રતાપરાવ તથા મોરોપંત આવ્યા અને મહોબતખાને પણ વિશેષ મદદ માટે એખલાસખાનને મોકલ્યો. આ વખતે જે લડાઇ થઇ તેને સાલ્હેરની લડાઇ કહે છે (૧૬૭૨). પ્રથમ પ્રતાપરાવે ગભરામણ બતાવી ન્હાસવા માંડ્યું, પણ મોગલ લશ્કર તેની પછવાડે પડતાં જ તે જોસભેર ઉલટ્યો, અને ઘણી જ કટોકટીની લડાઈ થઇ. એ લડાઇમાં મોગલોનો પૂર્ણ પરાજય થયો. તેના નાના મોટા બાવિશ સરદારો અને દશ હજાર માણસો મરાયાં. મરાઠાઓનાં પણ ઘણાં માણસો મરાયાં. તેમાં સૂર્યરાવ કાકડે કરીને શિવાજીનો એક બાળમિત્ર અને સહાયક હતો તે મરાયો. આ સાલ્હેરની લડાઇની બખરોમાં લખેલી વિગતો વાંચતાં મરાઠાઓના પરાક્રમ માટે માન ઉપજ્યા સિવાય રહે તેમ નથી. આધુનિક પાશ્ચાત્ય

પદ્ધતિને અનુસરીને જો તત્કાલીન લડાઇઓનાં સ્મારકો બનાવ્યાં હોત, તો આસઇ, લાસવાડી, ચિલિયનવાલા, વગેરે ઠેકાણાંની લડાઇઓની પેઠે જ શિવાજીની આ લડાઇ પણ ઇતિહાસમાં ચળકતી હોત. એ લડાઈમા દિલીરખાન તથા એખલાસખાન જેવા અભિમાની તથા ખુદ બાદશાહના ભરોસાના સરદારો હારી ગયા! દિલીરખાન ન્હાસી છૂટ્યો અને એખલાસખાન મરાઠાઓના હાથમાં સપડાયો! શિવાજીના માવળાની તથા તેની પાયગાની આ લડાઇમાં સારી કસોટી થઈ. મોગલોનો પુષ્કળ સામાન તેમને મળ્યો અને સાલ્હેરનો કિલ્લો છોડી તેઓ ઔરંગાબાદ ગયા. પકડાયલા માણસો તથા સરદારોના જખમો વગેરે રૂઝાતા શિવાજીએ તેને નજરાણા આપી છોડી મૂક્યા, અને જેની મરજી હતી તેને પોતાની પાસે રાખ્યા. કોઇને કંઇ પણ ત્રાસ આપ્યો નહીં તેમ હિંદુ મુસલમાન વચ્ચે ભેદ રાખ્યો નહીં. શિવાજીની આ નીતિ હાલની સુધરેલી ગણાતી સરકારોની નીતિને પણ લક્ષમા લેવા લાયક છે. એ લડાઇમાં હાથી, ઉંટ, ઘોડા તથા લડાઇનો પુષ્કળ સામાન અને જવાહીર હાથમાં આવ્યાં. અને જે જે સરદારોએ બહાદુરી બતાવી તેને પોશાક, આભૂષણો વગેરે આપ્યાં. મોગલો હવે મરાઠાનાં શરાતન અને ચાલાકી જોઇ થાકી ગયાં અને શિવાજીની તેને વિશેષ ધાસ્તી લાગવા માંડી. શત્રુ સામે સન્મુખ ઉભા રહી લડવાનો આરંભ આ લડાઇથી થયો.

બાદશાહે પછી તરત જ મહોબતખાન અને મોઆજીમને પરત બોલાવી લીધા, અને ગુજરાતના સુબા ખાનજહાન (બહાદુરખાન) ને દક્ષિણમાં મોકલ્યો. મરાઠાઓએ હવે અહમદનગર અને ઔરંગાબાદમાં તોફાન મચાવ્યું. બાદશાહ વારંવાર અમલદારો બદલતો ગયો, તેમ તેમ તેનો લાભ શિવાજીએ લીધો. પ્રતાપરાવને તેણે ફરી સુરત ઉપર મોકલ્યો.

**૧૧. આ લડાઇઓનું પરિણામ**—સન ૧૬૬૪ માં શિવાજીએ સુરત ઉપર હલ્લો કર્યો, તે વખતે તેનો કોટ માટીનો હતો.

પછીથી તરત જ ઔરંગજેબે તે મજબુત છેટેનો બંધાવ્યો. સન ૧૬૭૦ માં ફરી શિવાજીએ સુરત ઉપર સવારી કરી અને તે પછી થોડા માસમાં સાલ્હેર મુલ્હેરના કિલ્લા લીધા. તે પછી લગભગ ૧૬૭૩ માં પ્રતાપરાવે ફરી સુરત ઉપર ચડાઇ કરી. તે વખતે તેણે નીચે પ્રમાણે જાહેર પત્ર મોકલેલો:—

"સુરતના મુસલમાન અધિકારીઓ, દેસાઇ, વેપારી, મહાજન, તથા શેઠીઆઓ અને અંગ્રેજ, ફ્રેન્ચ તથા ડચ વખારોના કમાનો અને રૈયતને આથી જણાવવામાં આવે છે કે:—

"સુરતમાં વેપારી માલની જકાત દરસાલ કેટલી ઉપજે છે તેનો બરાબર તપાસ કરી તે ઉપજનો ચોથો હિસ્સો શૂરવીર મરાઠી લશ્કરની ખંડણી તરીકે લેવો એવી શિવાજી મહારાજની અમને આજ્ઞા થઇ છે, અને તે કામ માટે તેમણે અમારી નીમણુક કરી છે. તો તે પ્રમાણે સર્વને જણાવવામાં આવે છે કે ઇશ્વર તમને એ હુકમ પાળવાની સુબુદ્ધિ આપે તો અમારા ગુમાસ્તાને બધા કાગળો બતાવી સૌએ બરાબર હિસાબ ચુકવી આપવો. જો એ પ્રમાણે નહીં થાય, તો અમારા શૂરવીર સિપાઇઓ તમારા શહેર ઉપર હલ્લો કરશે, અને તમારાં ઘરબાર જમીનદોસ્ત કરી તમારી દુર્દશા કરશે. તમે તેમનાથી છૂટી શકશો નહીં. તેમ બાદશાહ તમારૂં રક્ષણ કરશે એમ પણ તમે માનશો નહીં. વિચારો કે આ પહેલાં બે વખત અમે હલ્લો કર્યો, તે વખતે તમારૂં રક્ષણ કોણે કર્યું ? કોટ ઉપરની તોપો તમને બચાવશે એમ તમે માનતા હશો; પણ અમારા શૂરા લડવૈયાઓ ક્ષણ માત્રમાં એ કોટને રૂ પીંજે તેમ પીંજી નાખશે અને તેજ તોપો તમારાં ઘરબારોનો નાશ કરશે. સાલ્હેર મુલ્હેરના કિલ્લા કેટલા મજબુત હતા અને તે અમે લઇ શકીશું એમ કોઇના ધારવામાં પણ નહોતું; પણ મહારાજના પુણ્ય પ્રતાપે એ કિલ્લાઓ અમારા સિપાઇઓએ એટલી ઝડપથી લઇ લીધા કે તેની વાત કરતાં પણ વિશેષ વખત લાગે. તમે એ બધું જાણો છો. આવા

અમારા લડવૈયાઓ પાસે સુરતના આ કોટનો શો હિસાબ? તમારા પ્રખ્યાત યોદ્ધા દિલીરખાન અને બહાદુરખાનને પણ સાલ્હેર છોડી દેવું પડયું એ તમે જાણો છો.

"તમારા શહેર ઉપર એકદમ હ'લ્લો ન મોકલતા આ સૂચના પ્રથમ મહેરબાની દાખલ મોકલી છે. ઇશ્વરની જો તમારા ઉપર કૃપા હશે, તો આ સૂચનાને અનુસરવાની સુબુદ્ધિ તે તમને આપશે. નહીંતર તો તમારા હાલ થાય તે ખરા."

સુરતના અધિકારી તરફથી તેનો જવાબ નીચે પ્રમાણે આવ્યો:—

"પ્રતાપરાવ તથા મરાઠા, બ્રાહ્મણ, નાઇકવાડી અને બારગીર એ સૌને જણાવવામાં આવે છે કે તમારો પત્ર હમણાં જ અમને મળ્યો. રે દુષ્ટો, જે બાદશાહના ન્હાના નોકર રાજા જયસિંગે તમારા શિવાજીને પકડીને બાદશાહ આગળ નાક ઘસાવ્યું, અને વિજાપુર અને ગોવળકોંડાના સુલતાન જે બાદશાહના નોકર આગળ નાક ઘસી દરસાલ ખ'ડણી ભરી પોતાનો બચાવ કરે છે, તે બાદશાહનો પ્રભાવ હજુ પણ તમે જાણતા નથી શું? તમારા આ ઉદ્ધત શબ્દો માટે તે તમારી જીભ કાપી નાખી તમને પત્થરમાં ચણી દેશે તે તમને કેમ સમજાતું નથી? પહેલાનું સુરત હવે નથી. તમારા જેવા ઉંદરોના બ'દોબસ્ત માટે તેને નવીન કોટ બાંધેલો છે, અને મોગલોના શૂરવીર સિ'હો ત્યાં જાગતા બેઠેલા છે. તો આ ભળતો જ ધ'ધો છોડી દઇને કયાંક ન્હાસીને છુપાઇ જાઓ. શાહજાદો સત્તર હજાર માણસો લઈ તમારા ઉપર આવે છે. તેનો ભેટો થતાં તમારાં પ્રેત ખાવાની ગીધોને મજા પડશે. તમારો બચાવ થાય એવી જો તમારી ઇચ્છા હોય, તો આજ સુધીમાં તમે જેટલું લૂંટી ગયા છો, તેટલું બધું લાવીને દિલીરખાનને સોંપી દો. એટલે તે તમારા અપરાધની ક્ષમા કરી બાદશાહની મહેરબાની મેળવી આપશે."

શિવાજી અને ઔરંગઝેબ વચ્ચે વૈર કેટલું વધી ગયું હતું તે આ પત્રો ઉપરથી જણાઇ આવે છે.

બહાદુરખાનને બાદશાહે સત્તર હજાર માણસો આપ્યાં હતાં, પણ તેને બધો વિચાર કરતાં તેટલા માણસોથી બંદોબસ્ત થશે એમ લાગતું નહોતું. તેથી લડાઇની ખટપટમાં ન પડતાં આપણે આપણા મુલકનો બંદોબસ્ત રાખી પડી રહેવું એમ તેણે ધાર્યું. પણ દિલીરખાનને તે ગમ્યું નહીં અને શિવાજીના હલ્લા વિશેષ જોરથી થવા માંડ્યા. ત્યારે તેણે શિવાજી સાથે ખાનગી રીતે સલાહ કરી અને લડાઇ બંધ પાડી (૧૬૭૨). પણ બાદશાહ તરફથી વિશેષ લશ્કર આવે તેમ નહોતું એટલે તેણે પેડગાંવમાં છાવણી નાખી. ચાળીશ વર્ષ પછી એ જગાએ કિલ્લો બંધાયો અને તેને બહાદુરગઢ નામ મળ્યું. એ ઠેકાણેથી શિવાજી ઉપર દાબ રાખવાની મોગલોને સારી સગવડ હતી.

સન ૧૬૬૭ થી ૧૬૭૨ સુધીનો આ યુદ્ધકાલ અનેક પ્રકરણોથી ભરેલો છે. પ્રથમ જયસિંગ અને દિલીરખાન સુબેદાર હતા. એ બંને ઉપર બાદશાહની ઇતરાજી થઇ અને તેને બદલવામાં આવ્યા. સન ૧૬૬૮ માં જશવંતસિંગ અને મોઆઝીમ કારભાર ઉપર આવ્યા. તેણે ૧૬૬૮ ના જુન મહિનામાં શિવાજી સાથે તહ કર્યો, પણ તે દોઢ વર્ષ ચાલી સન ૧૬૭૦ માં તૂટ્યો. તે પછીનાં બે વર્ષમાં શિવાજીએ ઘણા જ જોરથી લડાઇઓ ચલાવી, અને જશવંતસિંગની જગાએ મહોબતખાન આવ્યો. તે લગભગ એક વર્ષ રહ્યો. સન ૧૬૭૨ માં બહાદુરખાનની નીમણુક થઇ અને તેણે લડાઇ બંધ પાડી.

સન ૧૬૫૭ માં ઔરંગઝેબ દક્ષિણનો સુબો હતો તે વખતે શિવાજીએ જુન્નર ઉપર છાપો મારી જે યુદ્ધની શરૂઆત કરી તે ઉપર પ્રમાણે બાર વર્ષ સુધી ચાલ્યું. પણ તેનું સ્વરૂપ બદલાતું ગયું. એ યુદ્ધમાં શિવાજીના પક્ષમાં પ્રજાકીય બળ અને બાદશાહના

પક્ષમાં અવિશ્વાસ તથા મુઝવણ મુખ્યત્વે જણાઇ આવે છે. બાદશાહે કોઇ પણ સરદાર ઉપર વિશ્વાસ રાખ્યો નહીં. ખુદ તેનો દીકરો પણ તેની આખમા ખૂંચતો હતો. તેને લાગતું હતું કે દીકરાને વિશેષ લશ્કર મોકલીશ, તો તે શત્રુ ઉપર જીત મેળવી પ્રબળ થશે, અને પછીથી તે મારા વિરુદ્ધ જ ઊઠશે. લશ્કર ન મોકલું તો શિવાજી પ્રબળ થઈ આખો દક્ષિણ દેશ કબજે કરશે. આ મુંઝવણમા શિવાજીને ફાવતું આવ્યું. છેલ્લા બે ત્રણ વર્ષમા જે કટોકટીની લડાઇઓ થઇ તેમા મરાઠી પ્રજાના શૌર્ય, પરાક્રમ, અને દેશાભિમાનની ઉત્તમ કસોટી થઇ. એ લડાઇઓમા પ્રજા તૈયાર થઇ, પ્રજાનો આધારસ્તંભ શિવાજી હતો. પ્રજા ઉપર જ્યારે આ રીતે બધી બાજુથી સરખા આઘાતો આવે છે, ત્યારે જ તેનું ઐક્ય થઈ સંઘશક્તિ વધવા માંડે છે. આ સામાન્ય નિયમ આ વખતે મહારાષ્ટ્રમાં પ્રત્યક્ષ થયો. તે વખતે મરેઠા, બ્રાહ્મણ, પ્રભુ વગેરે સેંકડો માણસો જીવની દરકાર ન કરતાં દેશહિતનાં કાર્યો કરવા લાગ્યા. આપણે બધા દેશની એક પ્રજાના અવયવ છીએ, અને દેશની સેવાને માટે આપણું સર્વસ્વ ખરચવું એ આપણું કર્તવ્ય છે, એવી ભાવનાથી તે વખતે એ બધા વર્ત્યા, માટે જ બધી બાજુએથી શિવાજીનું રાજ્ય વધતું ચાલ્યું; અને ઠેકાણે ઠેકાણેથી આણેલા પૈસા તથા લૂટ એક ઠેકાણે જમા થઇ રાજ્યની શક્તિ વધી. અફઝુલખાનનો વધ થયા પહેલાં શિવાજી એક બળવાખોર છે એવી સૌની કલ્પના હતી. પણ પંદર વર્ષ સુધી જ્યારે તે મોગલ બાદશાહ સાથે લડયો અને તેને યશ મળ્યો, ત્યારે તેનું ખરૂં સ્વરૂપ સૌને સમજાયું. વિજાપુર અને ગોવળકોંડાના સુલતાનો જ્યારે તેને ખંડણી ભરવા લાગ્યા, અને ઘણા ખરા મોગલાઇ મુલકમાંથી પણ તેને ચોથાઇ મળવા લાગી, ત્યારે શિવાજીનું રાજ્ય અને મરાઠી પ્રજા લોકોના મનમાં કાયમ થયાં. આ ચોથાઇનો હક્ક બેસાડવામાં શિવાજીનો મૂળ હેતુ એવો હતો કે લોકોને જે એકંદર રકમ સરકારને આપવાની હોય, તેનો

એક ચતુર્થાંશ શિવાજીને આપવો જે લોકો આ ચોથાઇ આપે, તેને મરેઠાઓ ઉપદ્રવ ન કરે, એટલુંજ નહીં, પણ બીજા પણ કોઇ તેને ઉપદ્રવ કરે, તો શિવાજી તેનું સંરક્ષણ કરે આ ચોથાઈ વસુલ કરવામા જે ખર્ચ લાગે, તે પૂરો કરવા એક દર વસ્તુનો દશમો હિસ્સો પણ સરદેશમુખી તરીકે ચોથાઇની સાથે લેવો એવુ ધીમે ધીમે શરૂ થયુ

મોગલો સાથેની લડાઈ આ પ્રમાણે પૂરી થતા સ્વરાજ્યની સ્થાપના હવે બરાબર થઇ ચૂકી અને તે બધાને બતાવવા યથાવિધિ રાજ્યાભિષેક કરવાનો પ્રસગ આવ્યો



સોસાઇટી તરફથી પ્રસિદ્ધ થયેલાં સરદેસાઇકૃત પુસ્તકોઃ—

## બ્રિટિશ રિયાસત-પૂર્વાર્ધ.

અનુવાદક, રા. ચંપકલાલ લાલભાઇ મહેતા.
બી. એ. એલએલ. બી.

પૃ. ૭૦૪. કિંમત રૂ. દોઢ.

## મુસલમાની રિયાસત-પૂર્વાર્ધ.

અનુવાદક, રા. સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી.

પૃ. ૪૩૫. કિંમત રૂ. એક.

## મુસલમાની રિયાસત-ઉત્તરાર્ધ.

અનુવાદક, રા. સૂર્યરામ સોમેશ્વર દેવાશ્રયી.

પૃ. ૪૯૬. કિંમત રૂ. એક.

( પ્રસ્તુત પુસ્તક હાલ સ્ટોકમા નથી. )

## મરાઠી રિસાયત-ઉત્તરાર્ધ.

( સન ૧૯૨૬ મા બહાર પડશે. )